# અમૃતમાં ઝેર

પ્રયોજક અને પ્રકાશક
કવિ દેવશંકર કેશવજી પંડિત
તે 'અમિય સંસાર'ના કર્ત્તા
મુંબઈ

સોલ એજંટ્સ્
મેસર્સ્ પી. ડી. પંડિત એન્ડ કું૦
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ
કાલબાદેવી રોડ—મુંબઈ

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

વિક્રમાર્ક ૧૯૬૯. ઈ. સ. ૧૯૧૩.

મૂલ્ય રૂ. ૧-૮-૦.



કવિ દેવશંકર કેશવજી પંડિત.

જન્મ:—સંવત ૧૯૪૪ મહાસુદ વસંતપચમી.

# પ્રસ્તાવના.

જ્યાં સુધી કાળી બાજુનું યથાર્થ સ્વરૂપ ચીતરવામાં ન આવે, ત્યાં સુધી શ્વેત બાજુનું મહત્વ જણાઇ શકતું નથી. દુઃખ વગર સુખનો અનુભવ થઈ શકતો નથી. અંધકાર વગર સૂર્યની પ્રતિભા પડી શકતી નથી. તેવી જ રીતે અધમ અને અપવિત્ર પાત્રની અધમતા કે દુષ્કૃષ્ય દેખાડયા વગર પવિત્રતાનું પ્રભુત્વ પ્રકાશી શકતું નથી.

આધુનિક કેટલાક જનસમાજ તરફથી એવો પ્રશ્ન કરવામાં આવે છે, કે અધમતા કે અપવિત્રતાને પ્રકાશમાં મૂકવી, એ એક પ્રકારે અધમતા અર્થાત અપવિત્રતામાં અધિકતા કરવાવાળી જ નિવડે છે—પ્રથમ દ્રષ્ટિએ વાંચનારના હૃદયપર અધમતાની જ છાપ પાડે છે. આવા પ્રશ્નોદ્‌પાદકને જણાવવુ જોઇએ કે, ખરી રીતે તો કોઇ પણ વસ્તુના પરિણામ પર દ્રષ્ટિ રાખવી જોઇએ. રામ અને રાવણની કથામા રાવણના દુષ્કૃત્યના ચિતાર માટે મહર્ષિ વાલ્મિકને કોઇ જ નિંદતું નથી. કારણકે ગ્રંથ કર્તાનો મૂળ ઉદ્દેશ જનસમાજને આડા માર્ગનું યથાર્થ દિગ્‌દર્શન કરાવી તેમાંથી બચાવવાનો જ હોય છે. તેથી લેખકોને એવાં પાત્ર અને ત્હેમના કૃત્યનો ઉલ્લેખ કરવાની ફરજ પડે છે. એટલે ત્હેનું લક્ષબિંદુ સદ્દ્દેશનું હોઇને સર્વથા તે અનિંદનિય જ લેખી શકાય.

છેવટે મ્હારે જણાવવુ જોઇએ કે મ્હારી આ કલ્પીત નવલકથામાં એવાં કેટલાંક પાત્રનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, પરંતુ ત્હેમાં મુખ્ય ઉદ્દેશ જનસમાજના હિતનો જ રાખી આ ગ્રંથની ગૂંથણી કરવામાં આવી છે. આશા છે કે વાચક વર્ગ તરફથી મ્હને મ્હારી પૂર્વ નવલકથા પેઠે આ નવલકથામાં પણ યોગ્ય ઉત્તેજન મળશે.

વિક્રમાર્ક ૧૯૬૯.
મુંબઈ.

લી. કર્તા.

# અનુક્રમણિકા.





# "અમૃતમાં ઝેર."



## પ્રકરણ ૧ લું.



### દેવેન્દ્રનું આગમન.



બાઇ ! બાઈ ! કોઇ આવ્યું છે, ઉઠોને ! પલંગપર સૂતેલી સ્ત્રીના પગ દાબતી એક ગૌર-વર્ણની તરૂણી આટલા શબ્દોનો ઉચ્ચાર કરી ઉપર ચાલી ગઇ.

આવો, આવો, ભાઈ ! બેસો, બેસો, આ ખુરશીપર. આજ મોડી સૂતી, એટલે વ્હેલી ન ઉઠી શકી. માફ કરજો હં, તસ્દી માટે. ક્યારે આવ્યા ?

નિદ્રાએ ઘેરાયેલી, એક સ્ત્રીએ આંખો ચોળતાં ચોળતાં, અને પલંગપરથી ઉઠતાં ઉઠતાં આવનાર પુરૂષને આવકાર આપતાં પ્રશ્ન કર્યો.

હમણાંજ આવ્યો. એક પળ પણ નહિ થઇ હોય એટલામાં તો ત્હમે ઉઠયાં. મ્હારા આવવાથી ત્હમારી નિદ્રાનો ભંગ થયો, તે માટે મ્હને ક્ષમા કરજો.

આવનાર યુવકે ખુરશીપર બેસતાં બેસતાં બહુજ વિનય અને નમ્રતાથી કહ્યું.

વાહ ! ત્યારે ત્હમે ન આવ્યા હોત, તો હુંતો આખો દહાડો સૂઇજ રહેત કાં ?

સ્ત્રીએ હસતાં હસતાં જણાવ્યું.

મણી ! ભાઈ માટે દૂધ ગરમ કરજે હં !

નાજી ! એ તસ્દી જરાએ ન લેશો. વળી દૂધ તો મ્હને પસંદજ નથી.

ત્યારે ચાહ પીજો!

પણ એટલી તસ્દી શામાટે લેવી જોઇએ? શું, મ્હને કોઈ બ્હારનું માણસ સમજો છો?

બહારના માણસની કોઇ ખીદમત કરતાં હશે ખરાં કે? ઘરના માણસનીજ થાય. ત્હમે મ્હારે ત્યાં આજેજ આવ્યા, અને ચાહ પણ પીધા વિના જાઓ, એ મ્હને તો ન ગમે.

મણી! ચાહ મૂકજે હં! ભાઇને દૂધ પસંદ નથી.

ઠીક મશ્કરી સૂઝી છે હો? આજે મ્હારાં પણ ભાગ્ય, કે ભાગ્યશાળીના મુખે પ્રભાતમાંજ મ્હારો વાસ થયો. યુવકે અંતરની ખુશાલી પ્રગટ કરતાં જણાવ્યું.

દેવેન્દ્રરાય! ત્હમારા જેવી ચપળતા, લાવણ્યતા, કે દક્ષતા, હું ત્હમારા સિવાય ત્હમારા કોઇજ સગાંવહાલાંઓમાં જોઇ શકતી નથી. ભલે, ત્હમારા મામા, ભાઇ, વિગેરે મોટા રહ્યા, પણ ખરી રીતે મોટપનું માન તો ત્હમનેજ ઘટે છે. અને એટલા માટેજ ત્હમારા તરફ મ્હારા હૃદયની લાગણી કાંઈ જૂદાજ પ્રેમભાવે ખેંચાઈ રહે છે. ત્હમને મ્હેં પ્રથમ જોયા ત્યારથીજ ત્હમારી સાથે કાંઇ વિશેશ સંબંધ બાંધવા મ્હારૂં હૃદય આકર્ષાયું. ત્યાંતો ઇશ્વરેજ મજબૂત સ્નેહનો પ્રસંગ આણી મૂકયો. એ માટે હું મ્હને પોતાને ભાગ્યવાન સમજું છું.

સ્ત્રીએ પોતાનું પ્રેમાળ અંતઃકરણ પ્રદર્શિત કરતાં કહ્યું.

ભાગ્યવાનને કોઇપણ પ્રકારની ન્યુનતા ભગવાનજ રહેવા દેતો નથી. જેમ ત્હમે ત્હમારા હૃદયની લાગણી દેખાડી, તેવીજ બલ્કે એથી પણ અધિક ઇચ્છા ત્હમારા પ્રસંગમાં આવવાને મ્હારા હૃદયમાં આકર્ષણ કરી રહી હતી. ત્હમે જૂઓ છો ત્હેમ, હું આ શહેરમાં અત્યંત ગરીબ વર્ગ માંહેનો એક છું. મ્હારાં સગાંસ્નેહીઓ સારી રીતે સુખી જીંદગી ગાળે છે, એ જોવા જેટલોજ હર્ષ માત્ર મ્હારા નશીબમાં છે. પણ એક રાતી પાઈ સરખી જો ત્હેમની પાસે માગું તો જીવ જતાં સૂધી પણ હું તે પામી શકું નહિ. છેલ્લા બે માસથી એટલે જ્યારથી મ્હારી માતા સ્વર્ગે સીધાવી છે, ત્યારથી એવી એક પણ રાત મ્હેં નહિ કાઢી હોય કે મ્હારી આંખો ભીંજાયા વગર વીંચાયેલી હોય. માતાની હયાતીમાં સંસાર વ્યવહારનું મ્હને જરાએ ભાન ન્હોતું.

મ્હારાં સગાંઓ એ વખતે મ્હારી તરફ વિશેષ લાગણીથી જોતા. પણ એ સઘળું માતાના અસ્તિત્વમાંજ જણાયું. એહેના અસ્તિત્વના નાશ સાથે સઘળાંઓની લાગણીનો પણ વિનાશ થયો. અને ક્ષણિક્વારમાંજ અત્યારે જૂઓ છો તેમ હું આ કમનસીબ—ગરીબ હાલતનો દાસ થઈ રહ્યો છું. નશીબની એટલી બલીહારી છે, કે ક્રૂર ગણાતા જમદૂતો પણ મ્હારાથી દૂર ને દૂરજ ફરતા રહે છે. આ છેલ્લા શબ્દો બોલતાં બોલતાં, યુવકની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં, કંઠ સૂકાવા લાગ્યો, અને અવાજ બંધ પડ્યો. સાંભળનારનું અંતઃકરણ પણ યુવક પ્રત્યે પ્રેમથી પીગળ્યું. દુઃખી મનુષ્યના દુઃખનું શ્રવણ થતાં, દુઃખીઓનાં હૃદય દુખાતાં કે આંખમાં અશ્રુ ભરાતાં જરાપણ વિલંબ લાગતો નથી.

દેવેન્દ્રના વ્યાકુળ હૃદયે, તથા અશ્રુ ભરેલાં નેત્રોએ, પ્રતિબિંબ-રૂપે એ અસર સાંભળનારના અંતઃકરણમાં તુર્તજ ઉતારી. બંન્નેનાં હૃદય વિહ્વળ બની ગયાં. પુરૂષ કરતાં સ્ત્રીના હૃદયની નિર્બળતાએ તે સ્ત્રીના નેત્રમાંથી અશ્રુ પ્રવાહ વહેતો ચાલ્યો. દેવેન્દ્ર, પોતાના કાર્યના આવા માઠા પરિણામે બહુજ પસ્તાવા લાગ્યો. અને દિલાસો લેવા આવનારને દિલાસો આપવાની ફરજ પડી.

બાઈ! દિલગીર ન થાઓ. ત્હમારૂં કોમળ અંતઃકરણ મ્હારા દુઃખી આત્મા પ્રત્યે દુખાય છે, એ મ્હારા પ્રત્યેનો ત્હમારો ભાવ હું સારી પેઠે સમજી શકું છું, પણ એથી દિલગીર થવાનું કારણ નથી. સંસારમાં સર્વ મનુષ્યપર સુખ દુઃખનાં વાદળાઓ ક્રમાનુસાર ભ્રમણ કર્યાજ કરે છે. એમાં ડાહ્યા મનુષ્યને શોક કરવો ઉચિત નથી. જે જે વખતે જે જે સુખ દુઃખ માથાપર આવી પડે, તે ધૈર્યથી સહન કરવું એજ યોગ્ય છે. હિમ્મત હારી ગયે કે અકળામણમાં આવી જઈ રડી પડયે, એ કુદરતી નિયમ જરાપણ દયાળુ થઇ શકતો નથી. ત્હેને તેમ થઈ શકવાની જરા સત્તા પણ મળેલી નથી. માટે બાઈ! મ્હારી પ્રત્યેની ત્હમારી પ્રેમાળ લાગણીને ખાતર મ્હારા ઉદ્વેગથી મુક્ત થઇ શાંત થાઓ, અને મ્હારા આવવાના ઉદ્દેશને પૂર્ણ કરી મ્હને ચિંતા મુક્ત કરો. દેવેન્દ્રે કંઇક આશ્વાસન આપતાં જણાવ્યું.

ભાઈ ત્હારો ઉદ્દેશ સફળ થશે. ત્હારી ચિંતા મ્હેં મ્હારા માથા પર વ્હોરી લીધી છે. ત્હું હવે એ ચિંતાથી સદા મુક્તજ રહેજે. આજથી ત્હારો અને મ્હારો મા દીકરાનો સંબંધ પરસ્પર બંધાઈ

ચૂકયો છે ત્હારા ઉપર મ્હારો અનન્ય પ્યાર સ્વભાવિકજ ઉદ્દભવે છે. ઇશ્વર આપણો એ સંબંધ સદાને માટે દૃઢ કરી સ્થિર કરે એવું હું ઇચ્છું છું. આ પ્રમાણે આ સ્ત્રી પોતાનો પ્રેમાળ સ્વભાવ પ્રદર્શિત કરતી હતી ત્યાં એક શ્યામ વસ્ત્રધારી યુવાન સ્ત્રી પોતાની જાતિ મર્યાદાનુસાર ત્હેના શ્વેત મુખારવિંદને શ્યામ વસ્ત્રાંચલે ઢાંકી ચાંદીના પાત્રમાં ચાહ લાવી હાજર થઇ. અને તે પાત્ર આરામ ખુરશીપર બેઠેલા યુવક પાસે ધર્યું. ધરતાં સ્ત્રીઓના ચંચળ સ્વભાવ પ્રમાણે કોઇ ન જાણી શકે તેમ ત્હેણે યુવકના મુખનું અવલોકન કર્યું. અવલોકન થતાંની સાથેજ યુવકના મુખના પ્રકાશે તે યુવાન સ્ત્રીના હૃદયમાં પ્રેમનો આઘાત થયો. ચાહના પાત્રને મૂકી, આચ્છાદિત્ મુખે પલંગને અઢેલી ઉભી રહી.

યુવકે આવનાર સ્ત્રીને દ્વારમાં પ્રવેશ કરતાંજ ઓળખી. તે બીજી કોઇજ ન હતી, પણ યુવક આવ્યાની નિદ્રાસ્થિત સ્ત્રીને ખબર આપનારીજ સ્ત્રી હતી.

દેવેન્દ્રરાય ! ચાહ પી લીઓ. ઠંડી પડી જશે. પલંગપર બેઠેલી સ્ત્રીએ કહ્યું.

ત્હમારે પ્રભાતમાંજ મ્હારે માટે આ તસ્દી લેવી પડી. દેવેન્દ્રે ચાહ રકાબીમાં નાંખતાં જણાવ્યું.

જૂઓ ! ત્હાનાપર અને મ્હારાપર જમદૂતનો કાળો કે'ર હમણાંજ ઉતર્યો છે. મરનાર તો મરી ગયો, પણ પાછળનાંને જીવતાં મારી ગયો, આ મ્હારી ભોજાઇ, પચીશ વરસનો હાથી જેવો ભાઇ, આને સદાને માટે રડતી મૂકી ચાલ્યો ગયો. એનો જન્મારો એણે શી રીતે વ્યતીત કરવો ? મ્હને પણ એ બંન્નેનાં દુઃખ જોવા બાકી રાખી ગયો.

આટલું કહેતાંની સાથેજ તે સ્ત્રીની આંખ્યોમાં પાછાં અશ્રુ ભરાઈ આવ્યાં.

બાઇ ! સંસારની મોહજાળજ એવી છે. ક્ષણિક નિકટના ગાઢ સંબંધમાં બંધાઇ વિયોગની અસહનિય વિટંબનામાં આવી પડવું પડે છે. આપણું આ દુનિઆમાં કંઈજ છે નહિ. મિથ્યાજ આપણે આપણું માની મોહની જાળમાં ફસાઇએ છીએ. આપણે સર્વ સમજી

વસ્તુનો જન્મ ત્હેના નાશના નિર્માણ સાથેજ થાય છે. છતાં આપણાં અજ્ઞાન હૃદયોની મોહવૃત્તિ એટલી જડ ઘાલી બેઠી હોય છે કે વિનાશ થવાનું જાણતાં છતાં, મિથ્યા લોલુપતામાંથી મુક્ત થઇ શકતાંજ નથી. જે વસ્તુ આપણી નથી, ત્હેને આપણે આપણી માની લઇએ ત્યારે આપણે એ આપણી ભૂલનો ભોગ થવું પડે છે. અને જીવનપર્યંત ત્હેનું સ્મરણ થતાં, આપણે મહાન ખેદના દાવાનળથી બળવું પડે છે. આપણી વસ્તુ આ દુનિયામાં કે પરદુનિઆમાં છે તે માત્ર રામ છે. જે અવસાન સમયે અને ચિતા પર ખડકાયા પછી ફુલ સમુદ્રમાં નાંખતાં સુધી તથા આ દુનિઆમાંથી સ્વર્ગમાં ગતિ થયા પછી પણ પળેપળ આપણી સાથેજ રહે છે. બાઇ! એ રામ સિવાય આપણો આ દુનિઆમાં આરામ કોઇજ નથી. એ સિવાય જેને આપણે આપણું માની લઇશું તે આપણને ઉપાધિ રૂપજ નીવડવાનું છે.

**अहं ममेत्ययं बंधोनाहं ममेतिमुक्तता ।**

હું અને મ્હારૂં, એ પ્રકારે સમજવું એજ બંધન છે. અને નથી હું તથા નથી મ્હારૂં એ સમજવું તે મુક્તપણું છે. માટે એ વ્યર્થ શોક તજી દઈ જે સત્ય છે તેજ ગ્રહણ કરવું. એમાંજ ડાહ્યાનું ડહાપણ છે.

દેવેન્દ્રરાયે આ પ્રમાણે કંઇક વેદાંતનો પ્રબોધ કરતાં છેલ્લી રહેલી ચાહ પૂરી કરી.

દેવેન્દ્રના દિલાસાવડે સાંભળનાર સ્ત્રીના હૃદયમાં કિંચિત અંશે જ્ઞાન પ્રદિપનો પ્રકાશ થયો. અને દેવેન્દ્ર પ્રત્યે અનન્ય ભાવની પ્રેમ જ્યોત જાગી.

વાંચનાર! દેવેન્દ્રના દર્શને, અને ત્હેની મૃદુલ વક્તૃત્વકળાએ, મુખારવિંદને આચ્છાદિત કરી ઉભેલી યુવાન સ્ત્રીના હૃદયમાં શી અસર કરી તે તપાસીએ.

તે સ્ત્રીનો પતિ માત્ર એકાદ માસ થયાં જ ગુજરી ગયો હતો. ત્હેને લીધે ત્હેને શ્યામ વસ્ત્ર પ્હેરી રહેવું પડતું હતું. અત્યારે તે શ્યામ વસ્ત્રના અચ્છાદને જ અહિં ઉભેલી હતી. છતાં ત્હેના મુખમંડળની શ્વેત કાંતિ ત્હેના સૂક્ષ્મ વસ્ત્ર દ્વારા જળહળી રહી હતી. કમળની નાળ સરખો જમણો હાથ પલંગના ઉપરના સ્તંભને આંગળીઓના આંક-

ડીઆ વડે અવલંબી રહ્યો હતો. ત્હેની છેલ્લી આંગળીમાં ચાલુ જમાનાની ઉત્તમ પોલીસી વાળી નકસીદાર મુદ્રિકા ઉત્તમ તપના પ્રભાવે એ સ્થાન પામી શકવા ભાગ્યવાન નીવડી હોય તેમ ચળકાટ કરી રહી હતી. ત્હેમાં તેજસ્વી સૂક્ષ્મ તારા પેઠે હીરાની કણી, કીરણો પ્રસરાવી રહી હતી. ડાબો હાથ સિંહ સમાન લધુ કટીના મધ્ય પ્રદેશમાં ત્રીકોણાકારે વળી રહ્યો હતો. પૂર્ણીમાના ચંદ્રની કાંતિને લજ્જાવંત કરનાર ત્હેના મુખમંડળની પ્રભા સૂક્ષ્મ અવલોકન કરનારને અવર્ણનિય પ્રમોદ ઉત્પન્ન કરે તેવી હતી.

વાંચનાર ! આપણી આ નવલકથાની નાયિકાનું અત્રે આટલું જ વર્ણન ઉપકારક સમજી ત્હેના હૃદયમાં શા ભાવો સ્ફુરી રહ્યા હતા ત્હેનું અવલોકન કરીશું.

પ્રસ્તુત નવલકથાની નાયિકાને પોતાના મૃત સ્વામીના જીવનમાં એક બીજાના સદ્‌ભાવના અભાવે જરા પણ સંતોષ મળ્યો નહોતો. એથી એ દંપત્તિમાં પરસ્પર પ્રેમાળ વૃત્તિ પ્રગટી જ ન્હોતી. આવી અસંતોષિત પ્રમદાનું હૃદય દેવેન્દ્રના દર્શને કાંઇ જૂદાજ ભાવે ખેંચાવા લાગ્યું. દેવેન્દ્રનું સ્વરૂપ એક વખત તો ત્હેના દુશ્મનોને પણ લલચાવે ત્હેવું હતું. ત્યારે ત્હેની પ્રત્યે પ્રેમ દ્રષ્ટિથી વિલોકનારને વિશેષ લુબ્ધ બનાવે એ અસંભવિત ન્હોતું. દેવેન્દ્રનું વય સુમારે બાવીસેક વર્ષનું હતું. હજુ મુછનો દોરો સ્હેજસ્હાજ ફુટી રહ્યો હતો. ત્હેના વસ્ત્રો મુંબઇ શહેરની સાધારણ સ્થિતિને અનુસરતાં હતાં. તથાપિ ત્હેની વિમોહક કાંતિને સાદાં પણ સુંદર શોભી રહ્યાં હતાં. આ પ્રકારે આવી મોહક મૂર્તિ પ્રત્યે એક રતિ સુખની અસંતોષિત સ્ત્રીનું હૃદય આકર્ષાય, એ સર્વ પ્રકારે સંભવિતજ હતું. વાંચનાર ! ત્હેના પ્રેમાળ હૃદયમાં દેવેન્દ્રની મનોહર અને મોહક મૂર્તિની છાપ પૂરેપૂરી ચીતરાઇ રહી. ત્હેના બાહ્ય નેત્રોનું તેજ હરણ હરી અંતરિક્ષ નેત્રો અંતરની આકૃતિને અવલોકી તૃપ્ત થવા લાગ્યાં. બાહ્યદર્શક સર્વ વ્યાપાર અસ્ત થવા લાગ્યો. હૃદય, દેવેન્દ્રના હૃદયમાં મળી ગયું. અંતઃકરણમાં તે પ્રત્યક્ષજ જણાવા લાગ્યો. બહારનું સઘળું ભાન ક્ષણે ક્ષણે વિસરાવા લાગ્યું. પોતે કોણ, કયાં, અને શી સ્થિતિમાં છે, તે સાવ ભૂલાઇ ગયું. પોતાના હૃદયમંદિરના તરૂણને, પોતાને દાસી રૂપે સ્વીકારવા વિનવવા લાગી. પોતાની આજીજીના જવાબની અભિલાષાએ ઉત્કંઠ બની રહી હોય

તેમ મૂર્તિની પેઠે ત્યાંને ત્યાંજ સ્તંભી રહી. આમ મૂર્તિ પેઠે સ્તંભી રહેલી જોઈ પતિના અકાળ મૃત્યુના અપરિસીમ ખેદનું અનુમાન બાંધી પ્રૌઢ સ્ત્રીએ કંઇક ઉચ્ચાર કર્યો. પરંતુ તે સાવ વ્યર્થ ગયો. કારણ ત્હેનો કંઇજ પ્રત્યુત્તર મળી શકયો નહિ. તેથી યુવક દેવેન્દ્ર પ્રત્યે ભરાયેલા સ્વરે બોલી ઉઠી.

આનું દુઃખ પણ મ્હારેજ જોવું રહ્યું ને ? .ચ્હેને ચ્હેનો જન્મારો પણ શી રીતે કાઢવો ? અહેનો આખો દિવસ રડવામાં જાય. અને મ્હારે એ દેખીને દાઝવામાં જાય. અરે પરમેશ્વર ! ત્હારે ત્યાં દુઃખની તે કાંઇ અવધિ છે ? ભાઇ ! હું તો હવે સાવ હારી ગઈ છું.

એનું દુઃખ મ્હારાથી હવે જોવાતું નથી. અને મ્હારૂં કોઈની પાસે કહેવાતું નથી. આમ કહી મોટા સ્વરે બોલી ઉઠી. મુક્તા ! મુક્તા ! બ્હેન ! સ્વસ્થ થા ! માથે પડયું તે સહન કરવા સિવાય બીજો શો ઉપાય છે ? આપણાં કરમ જ ફૂટી ગયાં ત્યારે સુખના દિવસ ક્યાંથી દેખી શકાય ! પ્રૌઢ સ્ત્રીએ ગદ્ગદિત કંઠથી જણાવ્યું. એ સઘળા શબ્દો અસ્વસ્થ બની પાસે ઉભેલી મુકતાવલીના કર્ણમાં પ્રવેશ પામ્યા. અમૂલ્ય લાભ હાથથી છટકી જતો જોતાં જેમ સ્વપ્નવત્ માણસ એકાએક ઝબકી ઉઠે છે, ત્હેમ મુક્તાવલી દેવેન્દ્રના ધ્યાનમાંથી ઝબકી ઉઠી. એ ત્હેના શરીરના અવયવો કાર્યવાહી બન્યાથી જણાઇ આવ્યું. પલંગના ઉપરના સ્તંભને અડકાવેલો હાથ, પલંગ પરની તળાઈ પર મૂકયો. એટલે તુર્તજ ત્હેની મમતાળુ નણંદે તે હાથવતી પ્રેમથી પોતાની પાસે બેસારી. અને લાડથી પોતાનો જમણો હાથ મુક્તાવલીના ખભાપર મૂકયો. તે પ્રૌઢ સ્ત્રી પલંગપર પલાંઠી વાળીને બેઠી હતી. જ્યારે મુક્તાવલીના બંન્ને પગ જમીન પર લટકતા રહ્યા હતા. પગની પાની સૂધીનો ભાગ ત્હેના રેશમી ઓઢણાવડે ઢંકાયેલો હતો. પણ ત્હેના નાજુક પગ તથા ચંદ્રના શિતળ કીર્ણવત્ નખો બહાર દેખાઇ રહ્યા હતા. દેવેન્દ્રની સૂક્ષ્મ દ્રષ્ટિમાં ત્હેના ભૂરા લાલ કમળ જેવા પાયનું તથા શીતરશ્મીવાળા નખોનું અવલોકન થયું. તે વડે ત્હેની માનસિક કલ્પનાના આધારે ત્હેની મુખ સૌંદર્યતાનું અનુમાન બાંધ્યું. પોતાની કલ્પના બહારની સૌંદર્યતા અંકાઇ હોય તેમ હૃદયમાં સ્વભાવિકજ ત્હેનાં વખાણ થઇ ગયાં.

વાંચનાર ! દેવેન્દ્રને કાલ્પનિક સૃષ્ટિ ઘડવાને વિશેષ અવકાશની જરૂર ન પડતાં હૃદયમાં અચાનક અપરિસીમ આનંદની છાયા છવાઈ રહી. કારણ કે પોતાના હૃદયની કાલ્પનિક સૌંદર્યતા પ્રત્યક્ષજ પ્રદર્શિત થઇ રહી. નિષ્પાપ અને સ્વચ્છ હૃદયના દેવેન્દ્ર પાસે આર્યની સંકુચિત મર્યાદના બંધનમાં બંધાઇ રહેવું, એ પ્રૌઢ સ્ત્રીને પસંદ પડયું નહિ. તેથી મુક્તાવલી પ્રત્યે બોલી ઉઠી. મુક્તા ! આ લાજ કાઢી નાંખ ! દેવેન્દ્ર તો ત્હારો ભાઇ છે. ભાઇની લાજ હોય કે ? આમ કહી પોતાના જ હાથ વડે મુક્તાવલીના મુખારવિંદની આડેનો છેડો દૂર કરી નાંખ્યો.

પ્રથમ દર્શનના સ્ત્રીઓના સ્વભાવિક શરમના સ્વભાવે મુક્તાવલી પોતાનાં નેત્રો નીચાં ઢાળી રહી. લજ્જાનું અઘટિત બંધન તો મુક્તાને મૂળથી જ ગમતું ન્હોતું. તે બંધન અનાયાસે અને વળી વડીલના હસ્તેજ છૂટી જવાથી પ્રભાતના ખીલતા કમળની પેઠે ત્હેનું હૃદય ખીલી નીકળ્યું. અને ઉભરાઈ જતા પ્રેમથી દેવેન્દ્રના દર્શન કરી ઉત્કંઠિત બનેલા હૃદય અને નેત્રને પરિતૃપ્ત કર્યાં.

દેવેન્દ્રને પોતાની કાલ્પનિક સૌંદર્યતાનું આમ અનાયાસેજ દર્શન થવાથી ત્હેનું હૃદય પણ સવિશેષ હર્ષવંત બન્યું.

વાંચનાર ! આ બંન્ને પાત્રના હૃદયમાં પરસ્પર ગાઢ પ્રેમના બંધનમાં બંધાવાની ઉત્કટ ઇચ્છા ઉછળી રહી હતી. દેવેન્દ્ર ભગીની હીણુ હોઈ ને મુક્તાને એક ધર્મની બ્હેન તરીકે ચાહવાને ઇચ્છી રહ્યો હતો, ત્યારે મુક્તાવલી દેવેન્દ્રને વિકારી દ્રષ્ટિએ નિહાળી રહી હતી.

—પોતાના હૃદયમાં તે ત્હેની પ્રેમાંગ્ના થઇ રહેવા ઇચ્છી રહી હતી. આમ એકનો વિકારી અને બીજાનો અવિકારી પ્રેમ પ્રેમાળ હૃદયમાં અવિચ્છિન્ન વહી રહ્યો હતો. બંન્ને પોતાની ઇચ્છા સફળ કરવા ઇશ્વર પાસે યાચના કરી રહ્યાં હતાં. દેવેન્દ્રના હૃદયમાં દ્રઢ હતું કે હૃદયની દ્રઢ જીજ્ઞાસા ઈશ્વર અવશ્ય પરિપૂર્ણ કરે છે. એથી એ પોતાની જીજ્ઞાસા જરા પણ મંદ ન થવા દેતાં વિશેષ વૃદ્ધિજ કર્યે જતો હતો અને ત્હેની સાથે ક્યારે વાગ્વિનોદમાં ઉતરવાનો વખત આવે, એમ ઝંખી રહ્યો હતો. ત્યાંતો રત્નલક્ષ્મીજ એને એ પ્રસંગ આપતાં બોલી. ભાઈ ! આ મ્હારી મુક્તા ! મુક્તા જેવીજ મુક્તા ! જગત જેટલું મુક્તાફળને ચ્હાય, તેટલુંજ મ્હારી મુક્તાના સમાગમમાં

આવનારાઓ મ્હારી મુક્તાના ગુણને માટે, ત્હેના વિવેકને માટે, ત્હેની સહનશિલતાને માટે, અને ત્હેની કાર્ય કુશળતાની વિદગ્ધતાને માટે ન્હાય છે. દીકરા! અહંકાર કરીને તો નથી કહેતી, અને કહું તો કંઇ ખોટું પણ ન ગણાય, પણ મુક્તા એ અમારા ઘરની લક્ષ્મિજ છે. મુક્તાના સારા પગલે આજ અમે પૈસે ટકે, ખાધે પીધે, સઘળી વાતે સુખી છીએ. એક જો પરમેશ્વરે ત્હેને રંડાપાના દિવસ ન દેખાડ્યા હોત, તો આખી દુનિઆમાં અમારાં જેવાં સુખી બીજાં ભાગ્યેજ ગણાત. પણ ખેર! પ્રભુને ગમ્યું તે સાચું—મ્હારા રામને ગમ્યું તે સાચું!! રત્નલક્ષ્મિએ નિશ્વાસ નાંખતાં જણાવ્યું.

રંડાપાના દિવસો સાંભળી મુક્તાની આંખમાં કંઇક અશ્રુ ભરાયાં અને ક્ષણિક વારમાં તો મોતી જેવાં ટપટપ બે ટીપાં પડયાં. આ પ્રસંગનો લાભ દેવેન્દ્રને મળ્યો. બે શબ્દો બોલવાનો ઉત્તમ સમય સમજી બોલ્યો.

બ્હેન! ભાગ્યનીજ બલીહારી છે. તેમાં આ સંસાર તો કેવળ દુઃખ રૂપજછે, ત્યાં સુખની આશા કયાંથી રાખી શકાય? વળી રાંકને હાથ રતન તો રહી શકતાંજ નથી. પૂર્વના પુન્ય પ્રભાવે કદાચ પ્રાપ્ત થાય, તો તે ક્ષણિક વાર જ! નિમિષ માત્રનું સુખ, વર્ષો સુધી દુઃખના નિમિત્તે જ! હવે તો ઈશ્વરે જે સમય આપ્યો તે સુખે અગર દુઃખે સહન કરવા સિવાય બીજો ઉપાયજ નથી. પતિના સંયોગ સમયમાં જે સુખથી દિવસો વ્યતીત કરતાં'તાં, તેવાજ સુખથી વૈધવ્ય સ્થિતિ પણ પતિનું સ્મરણ કરતાં કરતાં વ્યતીત કરવી ઉચિતછે. એક કવિએ પોતાની વિધવા બ્હેનને વૈધવ્ય વ્યતીત કરવા આપેલો ઉપદેશ ત્હમારે ખાસ અનુકરણ કરવા યોગ્ય છે.

વ્હાલી બાબાં! સહન કરવું એય છે એક લ્હાણું!
મ્હાણ્યું ત્હેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું!
મૃત્યુ થાતાં તર્પણ કરવું ઇષ્ટનું એય લ્હાણું!
આશા રાખી મરણ પછીને જીવવું એય લ્હાણું!
સંબંધીના મરણ પછીના સર્વ સમ્બન્ધ તૂટે,
બ્હેની આહીં વિરહજ ખરો ચિર સમ્બન્ધ ભાસે;
ના બોલું આ તુજ હૃદયનાં અશ્રુ હું લૂછવાને,
શાને લૂછું હૃદય શુચિતા આંસુડાં દાખવે જે!

વ્હાલી બાબાં ! કુદરત કૃતિ સર્વદા હેતુ વાળી,
ઇચ્છે દેવા અનુભવ પ્રભુ સર્વને સર્વ વ્હાલી !
બાપુ આ સૌ સુખ દુઃખ તણી વેઠ નાંખી નથી કૈં,
આ તો બોજો કુદરત તણો માત્ર કલ્યાણકારી;
આ પ્હાડો જે પથિક સહુને આવતા માર્ગમાં ત્યાં,
ચક્ષુવાળાં શ્રમિત ન બને કિંતુ સૌંદર્ય જોતાં.
આ કુંડાળું કુદરતતણું કોઇ જોઈ શકે, તો
નાના જોશે કંઇ વિષમતા કિંતુ સીધાઇ લીસી:
ટૂંકી દ્રષ્ટિ જન હૃદયની અલ્પ ખડોજ જોતી,
ને તેથી આ સુઘટ સરણી દિસતી ડાઘવાળી.
બાબાં! જોને નયન ભરીને આંસુથી એક વાર !
બાબાં ! જોને સુપ્રભ રચના વિશ્વની એક વાર !
વ્હાલા સાથે નિરખતી હતી આજ જે એકલી ત્હું,
બાબાં ખુલ્લું હૃદય કરી જો, એજ ઇચ્છયું હરીનું.
જોને, બાપુ ! તુજ જીગરનો મિત્ર તો ત્યાં વિલાસે,
ત્હારો ચ્હેરો ગત હૃદય એ ત્યાંય ઉભું વિમાસે !
એ રેલાયુ ઉદધી સઘળે કિન્તુ તું બિન્દુ તેનું,
આડું આવ્યું પડ નયનને તોય એ વારી તારૂં.
બ્હેની આવા પડ પછી પડો આવતાં જાય આડાં,
અંતે ગાઢાં પડ ચીરી દઇ પાર જાતાં સહુ ત્યાં;
તું જે મ્હારી પ્રિય સખી ત્યજી હુંય જાઉં કદાપિ,
એવું કૈં શુભજ કરવા ઇશ ઇચ્છે કદાપિ.
તે પ્રેમી જે પ્રણયમયતા જોઈ મ્હાણે વિયોગે,
મીઠું કિન્તુ ક્ષણિકજ નકી સ્વપ્ન સંયોગ તો છે.
છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેની સૌભાગ્યથી કૈં !
છે ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન ! શૃંગારથી કૈં !
બાબાં ! ત્હારા મૃદુ હૃદયને ઓપ વૈધવ્ય આપી,
ઉચે ઉચે તુજ દિલ જશે લેઈ ધીમે ઉપાડી.
રે ! તો સાથે તમ હૃદયનાં ગાળજો અશ્રુ બંને,
જે બાકી તે ભણી લઇ તમે આવજો સાથ બંને.
બાબાં ! તું એ શીખીશ ફરી આ પાઠ ઐાદાર્યનો, ને
મારી ભોળી પ્રિય અણુધને દોરજે આજ માર્ગે.

કલાપી.

હવે તો એ કવિના ઉપદેશ મુજબ વર્ત્તવું એજ ઉચિત છે. દેવે-ન્દ્રના અમૃત જેવા ઝરતા મીઠા શબ્દો મુક્તાએ સ્નેહથી વધાવી લીધા. પરંતુ બ્હેન ! એ શબ્દ સાંભળતાં હૃદયમાં પશ્ચાતાપનો એક મોટો આઘાત થયો. અને હવે પછી એ શબ્દનો પ્રયોગ ન કરે એમ ઇચ્છિવા લાગી. તે સાથે ત્હેના મુખાર્વિંદના દર્શનામૃતની ઇચ્છા પણ ઉત્કટ થવા લાગી. તે હજુ જોકે દેવેન્દ્ર સ્હામે ઉંચી આંખથી જોઇ શકતાં, કે બોલી શકતાં, સ્ત્રીઓની પ્રથમ સ્વભાવિક શરમને અંગે શરમાતી હતી. એથી દેવેન્દ્રના શબ્દોને હૃદયની મધ્યસ્થળમાં રાખી બોલવાની છટાદાર કળાની પ્રશંશા કરતી મૌનજ રહી.

ભાઇ ! એ કયા કવિની કવિતા છે ? રત્નલક્ષ્મિએ પૂછ્યું.

એ લાઠીના સ્વર્ગસ્થ ઠાકોર અથવા કલાપીના નામથી મશહુર થયેલા કવિની છે. દેવેન્દ્રે કહ્યું.

ઓહો ! રાજાઓ પણ શું એવી કવિતા કરી શકે છે, એતો હું આજેજ સાંભળું છું.

ત્હમે આજેજ સાંભળો છો, એ આશ્ચર્ય ? એટલે દરજ્જે ત્હમે આ નવીન જમાનાના સ્હવાસમાં ઓછાં આવ્યાં છો એમ જણાય છે. એ કવિની કવિતા અત્યારની સુધરેલી સ્ત્રીઓ બહુ હોંશ અને પ્રેમથી વાંચે છે. ગ્હેનું જીવન પણ ગ્હેની કવિતા જેટલુંજ આકર્ષક છે. હું ત્હમોને ભલામણ કરૂં છું, કે એ પુસ્તક ત્હમે અવશ્ય વાંચજો જોકે ભાષા જરા અઘરી એટલે:. કંઇક જ્ઞાનના ઉંચા સંસ્કાર વગર સ્હમજી શકાય તેવી નથી, ત્યાં કોઈ કોઈ જગ્યાએ કહેશો તો હું સ્હમજાવીશ.

એતો અમે ત્હમારી પાસેજ વંચાવીશું, ને નહિ સ્હમજાય તેટલું ત્હમારી પાસેજ સ્હમજીશું. પણ, એ પુસ્તક હજુ મ્હારા લક્ષમાં કેમ નહિ આવ્યું હોય ? મ્હારે ત્યાં પુસ્તકો તો ઘણાં છે. મ્હને વાં-ચવાનો શોખ પણ ઘણો છે. છતાં એ પુસ્તક વિષે તો હું આજ સુધી અજાણીજ છું. શું નામ છે, એ પુસ્તકનું ? રત્નલક્ષ્મિએ પૂછ્યું.

કલાપીનો કેકારવ ! દેવેન્દ્રે કહ્યું.

વાહ ! નામ પણ કેવું મધુર અને આકર્ષક છે. ! કલાપીનો... કેકારવ ! એટલે......મોરનો ટહુકાર, એવોજ અર્થ થયોને ?

હાજી ! હું બહુજ ખુશી થાઉછું, કે જેનો અર્થ કેટલાક પુરૂષો પણ નથી જાણતા, તે ત્હમે તુર્તાતુર્ત કહી આપ્યો. ત્હમારા જેવાં સંસ્કારી પાસે મ્હને એ પુસ્તક વાંચવાનો પણ બહુ આનંદ આવશે.

વારૂ ! ત્યારે કાલે જરૂર લેતા આવજો ! ત્હમારી પાસે છે કે ખરીદી લાવવું પડશે ?

ના ! ના ખરીદજ કરવું પડશે. મ્હારી પાસે હતું પણ મ્હારો એક મિત્ર મુસાફરીએ ગયો, તે સાથે લેતો ગયો.

ઠીક ! ત્યારે ખરીદીજ લાવજો ! શું એની કીંમત છે ? કયાં મળે છે ?

કીંમત તો બે રૂપિઆ છે. તે હું લેતોજ આવીશ ! અહિં કાલ્બાદેવીરોડ પર **પી. ડી. પંડિતની કુંપનીમાં** મળે છે.

પી. ડી. પંડિત કું ! હા ! હા ! જેણે **સ્ત્રીમય સંસાર** નામનું પુસ્તક પ્રગટ કર્યું છે તેજ કે? રત્નલક્ષ્મિએ પૂછ્યું.

હા ! તેજ ! દેવેન્દ્રે કહ્યું.

એ પુસ્તક તો હું ત્યાંથી લાવી છું. હં કે ! મ્હને તો એ પુસ્તક બહુજ ગમે છે, એમાં પ્રેમનો તો એવો સુંદર ચિતાર આપ્યો છે, કે કર્તાએ બસ હદજ કરી છે. સંસારમાં સ્ત્રી એ શી વસ્તુ છે, સ્ત્રીનો પવિત્ર પ્રેમ કેટલી મહત્તાને પાત્ર છે, પવિત્ર સ્ત્રીના પ્રેમથી સ્વર્ગને બિલકુલ દૂરજ રહેવા દીધું નથી. અને પરિણામે પવિત્ર પ્રમદાનો પ્યારજ મોક્ષનું દ્વાર છે એ એણે એવું તો સચોટ સિદ્ધ કરી આપ્યું છે કે મારાથી એના સ્વભાવિકજ વખાણ થઇ જાય છે. ભાઇ ! દુનીઆમાં કવિઓ અને વિદ્વાનો ન હોત, તો આ અબુધ અને ગાંડી દુનિઆને સદ્દમાર્ગે કોણ દોરી શકત ! મ્હારા વિચાર તો કંઈ સુધર્યા છે તે સારા સારાં પુસ્તકો વાંચીનેજ ! ન્હોતો બચપણમાં હું બહુજ ઉદ્ધત હતી. મ્હારા આખા મહોલ્લામાં મ્હારી હાક વાગતી. એ અરસામાં મ્હારી ઉમ્મરનાં તો શું, પણ મ્હારાથી મ્હોટાંએ મ્હારાથી બ્હીતાં. આજ એ દીવસો કયાં રહ્યા ? હવે તો ઘરનો બધો બોજો મ્હારાપરજ આવી પડયો. હવે જો હું પ્રથમની માફક ઉદ્ધતાઇથી વરતું તો મ્હારૂં જોઇને મ્હારાં ઘરનાંએ શીખે. અને પછી મ્હારૂં કોણ માને ? ભાઇ ! મ્હારા આવા સઘળા સદ્દવિચારોનું મૂળ કારણ સારાં સારાં પુસ્તકોજ નિવડયાં છે, મ્હારી મુક્તાને પણ હવે ભણાવવી છે.

ત્યારે શું, મુક્તા બ્હેન ભણ્યાંજ નથી ? દેવેન્દ્રે આતુરતાથી પૂછ્યું.

ના......રે ભાઇ ! એ તો સાવ અભણજ છે. અગાઉ એક માસ્તર રાખ્યો તો. પણ એમાં કંઈ શીખવવાની શક્તિ મ્હેં તો ન જોઇ, એટલે રજા આપી. હજુ કોઈ કોઈ વખત તે આવે છે. પણ મ્હારે તો કોઇ સારો માસ્તર રાખવા વિચાર છે. અને જો કોઇ સ્ત્રી શિક્ષક મળી જાય, તો ગમે તેટલા પગારે રાખવા ખુશી છું.

માજી ! જો ત્હમને કોઇ જાતની અડચણ ન હોય, તો મ્હને ક્હેશો તો મુક્તા બ્હેન ને હું હોંશથી ભણાવીશ.

ત્યારે તો દુધમાં સાકરજ ભળેને ? એની મગજશક્તિ ઘણી ઉંચી છે. પણ કોઇ સારા માસ્તરના અભાવેજ કંઇ શીખી શકી નથી મુકતા ! ભાઇ ત્હને ભણાવશે તો ત્હું ભણીશને ? રત્નલક્ષ્મિએ મુકતાના માથા પર હાથ મુકતાં પૂછ્યું.

બાઇ ! ભણવાની તો મ્હને ઘણી હોંશ છે. પણ ત્હમે કયાંકોઇ સારો માસ્તર શોધી આપો છો, ? ભણી નથી ત્યારે આજ આમ રડી રડીને રહેવું પડે છે ને ? જો દેવેન્દ્રરાય ભણાવતા હોય, તો હું બહુ થોડાજ દિવસોમાં ભણી શકીશ. અને સાથે સાથે કંઈ જ્ઞાનના અભ્યાસમાં પણ ઉતરી શકીશ. મુકતાએ કંઇક મર્યાદ મૂક્તાં પ્રેમાતુર હ્રદયે ઇચ્છા પ્રદાર્શિત કરી.

બહુજ સારૂં. બ્હેન ! જો ત્હું ભણતીજ હોઇશ, તો હું ગમેતે સંકટે પણ ભણાવીશ ત્હારાથી મ્હને કંઈ વ્હાલી વસ્તુ છે, ? અત્યારે તો મ્હારૂં જે સ્હમજુ તે ત્હુંજ છે. ત્હારી ઇચ્છા પૂરી કરવામાં હું કોઇજ ખામી નહિ રહેવા દઉં.

ભાઇ દેવેન્દ્ર ! આજે ક્યો વાર છે ?

આજે ગુરૂવાર ! વિદ્યાનું પઠન કરવાનો સર્વોત્તમ દિવસ, તે બ્રહસ્પતિનો બ્રહસ્પતવારજ !

ત્યારે અગવડ ન હોય, તો આજથીજ શરૂ કરશો ?

અગવડ ! માજી ! ત્હમારા કાર્યમાં ભાગ લેવાને મ્હને મ્હારા જન્મમાં અગવડ નહિ આવે.

વારૂ ! મુક્તા બ્હેન ! ત્હમારી પાસે અભ્યાસનાં પુસ્તકો કાંઇ છે કે? દેવેન્દ્રે પૂછ્યું.

એક બાળપોથી હતી, પણ કોઇએ ફાડી નાંખી.

મુક્તાએ સ્હેજ સ્હામી દ્રષ્ટિએ મૃદુલ સ્વરે જણાવ્યું.

તે પણ સાથે લેતાજ આવજો. ત્હમે કલાપી લેવા તો જવાનાજ છો ને ! તેની સાથે બાળપોથી અને બીજાં કાંઇ યોગ્ય લાગે તે પુસ્તક લેતા આવજો. ત્યાં બધું મળી શકશે ને ?

હાજી ! ત્યાં સઘળી જાતનાં પુસ્તકો મળે છે. આજ સ્હાંજે આવીશ, ત્યારે સઘળું લેતો આવીશ.

વારૂ! મુક્તા ! એક પાંચ રૂપિઆ ઉપરથી ભાઇને લાવી આપ.

માજી એટલા પૈસા તો મ્હારી પાસે છે, હું લેતો આવીશ. દેવન્દ્રે વિવેક વાપરતાં જણાવ્યું.

ના ! ભાઇ ! ત્હારી પાસે છે તો ભલે રહ્યા. ઇશ્વર ત્હને વધારે આપે. લે બ્હેન ! આ ચાવી, ત્રીજોરીમાંથી કાઢી આવ. મુકતા, રત્નલક્ષ્મિના કહેવા મુજબ ઉપર ગઇ, આખા દિવાનખાનામાં માત્ર રત્નલક્ષ્મિ અને દેવેન્દ્ર બેજ રહ્યાં, આસપાસ દ્રષ્ટિ ફેરવી કોઇ ન જણાવાથી રત્નલક્ષ્મિ ધીમેથી દેવેન્દ્ર પ્રત્યે બોલી.

બેટા! ત્હારે તે વાતની જરાએ ચિંતા ન કરવી. હોય! દુનિઆમાં એ કંઇ નવીન નથી. એ તો બનતુંજ રહે છે. એનો વખત આવ્યે હું બધી તજવીજ કરીશ. ત્હારે ખર્ચને માટે પણ જરાએ મૂંઝાવું નહિ.

મ્હારાં સુભાગ્યે ત્હમે મળી ચૂક્યાં, એટલે મ્હેં તો બધી ઉપાધિ મૂકી. એ ઉપાધિમાં રાત્રે નિદ્રા પણ ન આવતી, હવે શાંતિથી સૂઇશ. પ્રથમ મ્હારો વિચાર............દેવેન્દ્રની આ ચાલતી વાતમાં વિક્ષેપ પડયો. મૃગલીસમ ત્વારિત ગતિ વાળી મુકતા પાંચ રૂપિઆ ખખડાવતી તુર્તજ આવી પહોંચી. અને તે રૂપિઆ રત્નલક્ષ્મિના હાથમાં મૂકયા.

લે ભાઇ ! આ રૂપિઆ ? સ્હાંજે આવતી વખત પુસ્તકો સાથે લેતો આવજે ! હું અહિંજ હઇશ. કદાચ કયાંઈબહાર ગઇ હોઉ, તો ચાલ્યો ન જજે. ઉપર બેસજે.

કાંઇ અડચણ નહિ. હું તો મ્હારૂં ઘરજ સ્હમજું છું. ત્હમારી પ્રેમાળ વૃત્તિને લીધે, અને મીલનસાર સ્વભાવને અંગે મ્હારા અલ્પ સમયના સમાગમે પણ ત્હમે મ્હને મહાન ગાઢ પરિચયમાં મૂકી દીધો છે. ઇશ્વર, એ સંબંધ સદા અવિચ્છિન્ન રાખે એ હું હૃદયપુર્વક ઇચ્છું છું. લ્યો, માજી ! ત્યારે રજા લઇશ. અને સ્હાંજે પાંચેક વાગ્યાને અ-

મલે અહિં પાછો આવીશ. દેવેન્દ્રે ઉઠતાં ઉઠતાં જણાવ્યું.

ભલે ! ખુશીથી જા ભાઇ ! ચિંતા જરાએ રાખીશ નહિં.

ચિંતા મુકત કરનાર ત્હમારી જેવાને આશ્રયે પડયો, પછી ચિંતા શાની હોય ? આમ કહેતાં કહેતાં દેવેન્દ્ર પોતાના સ્થાન પ્રત્યે વિદાય થયો.

---

## પ્રકરણ ૨ જું.



ચનાર ! પ્રસ્તુત નવલકથાના અવલંબિત પાત્રની ઓળખાણુ આપવી અવશ્યની છે. કેટલાએક વર્ષ પૂર્વે દેવેન્દ્રના વડિલો ઉત્તર હિન્દુસ્તાનમાંથી ઉતરી આ દેશમાં એક સારા શહેરમાં આવી વસ્યા હતા. એ વખતે આ કુટુંબ કેવળ નિર્ધન અવસ્થાએ પહોંચી ગયું હતું. પણુ આ શહેરમાં આવ્યા પછી ત્હેમની કાબેલીઅતે ધીમે ધીમે વ્યપાર ધંધામાં આગળ વધી સારીપેઠે પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવતા થયા હતા. તેઓ જોઇએ તેટલા પ્રમાણુમાં પૈસાવડે સુખી નહોતા. પરંતુ ત્હેમની સત્યતા, કાર્ય કુશળતા, પ્રમાણીક્તા અને સર્વ પ્રત્યેની શુભેચ્છાને અંગે ત્હેમના સહવાસમાં આવનારાઓના થોડાજ સમયમાં પ્રિય થઇ પડ્યા હતા. ત્હેમની હમેશની નિર્મળ વૃત્તિને લીધે તે કુટુંબ એક ગ્રહસ્થ કુટુંબની ગણુત્રીમાં ગણાતું.

વાંચનાર ! આ નવલકથાના નાયક દેવેન્દ્રનો જન્મ એ ગ્રહસ્થી કુટુંબમાંજ થયો હતો. દેવેન્દ્ર એજ શહેરમાં વીશેક વર્ષ પર્યંત ઉછર્યો. તે દરમ્યાન પોનાની ચપળ બુદ્ધિની કુશળતાએ સંસ્કૃત, અંગ્રેજી, અને ગુજરાતી ભાષા ઉપર સારો કાબુ મેળવ્યો. છતાં અભ્યાસમાં આગળ વધવા માટે મુંબઈ જેવા શહેરમાં જવા નિશ્ચય કર્યો. પોતાના પિતાની અનુમતિ મેળવી થોડાજ સમયમાં પ્રયાણુનું સાહિત્ય એકઠું કરવા માંડયું. પરંતુ દૈવની અનુકુળતાના અભાવે એ મુહુર્ત ભાંગી પડયું.

કારણુકે પ્રયાણુને આગલે દિવસેજ ત્હેના પિતા જ્વરના વ્યાધીથી પટકાઇ પડયા. એક બે દિવસમાં તો જ્વરમાંથી સન્નિપાત લાગુ પડયો. અને આઠ દિવસમાં તો એ કાળરૂપ સન્નિપાતે તેના પિતાના આ

જગતના સર્વ સ્નેહીઓના સ્નેહનો અંત આણ્યો. સંસાર વ્યવહારથી છેક અજાણ્યા દેવેન્દ્ર ઉપર પિતાના મરણથી વજ્ર જેવો આઘાત થયો. જન્મ્યું તે એક દિવસ અવશ્ય જવાનું છે. એટલું જાણતાં છતાં, દેવેન્દ્રના હૃદયમાં પિતાના પશ્ચાતાપની પરિસીમાજ ન રહી. આર્યધર્માનુસાર પિતાની ઉત્તર ક્રિયા કરવામાં દ્રવ્યનો સારો વ્યય કર્યો. પિતાના અકાળ મૃત્યુનું દુઃખ દેવેન્દ્રને દિનપ્રતિદિન વધતુંજ જતું હતું. છતાં દૈવની દ્રષ્ટિમાં એ અપૂર્ણ જણાયું હોય તેમ, અલ્પ કાળમાંજ મૃત પતિની પાછળ દેવેન્દ્રની માતા પણ મૃત્યુના મુખમાં જઇ ચડી.

દુઃખી હૃદયના દેવેન્દ્ર ઉપર દુઃખનો સમુદ્રજ ફરી વળ્યો. કોટી પ્રયત્ને પણ અપ્રાપ્ય માતપિતા જોત જોતામાં મૃત્યુની ઝાળમાં હોમાઈ ગયાં.

નજીવા પૈસા જે પાસે હતા, તે પણ માતપિતાના મરણ પાછળ ખર્ચાઇ ગયા. આમ દેવેન્દ્રના દુઃખની સીમા ન રહેતાં, અત્યંત કંટાળી ગયો. પોતાના ઘર તથા જન્મસ્થાન ઉપર અત્યંત અભાવ ઉત્પન્ન થવા લાગ્યો. એક પળ પણ સ્મશાનમાં વસવા જેવી ભયંકર ભાસવા લાગી. જેથી પોતાના જન્મ સ્થાનનો પરિત્યાગ કરી, મુંબઇ જઇ રહેવા વિચાર કર્યો. જ્યાં ત્હેના મામા તથા એક કાકાનો દીકરો ભાઇ રહેતા હતા. એક બે દિવસમાં પોતાનું સર્વ કામ સંપેટી લઇ, ત્રીજે દિવસે મુંબઇ જવા નીકળ્યો. અને બીજે દિવસે પ્રભાતમાંજ મુંબઇ આવી પહોંચ્યો.

મુંબઇમાં પોતાના મામા પ્રમોદરાય ક્યાં રહે છે. તેની દેવેન્દ્રને ખબર નહોતી માત્ર વાલકેશ્વર એટલુંજ સ્થળ યાદ હતું. જેથી એક વિકટોરીઆ ભાડે કરી. ત્હેને વાલકેશ્વર લઈ જવા જણાવ્યું મુંબઇના ગાડીવાળાઓ મુંબઇના સઘળા માર્ગથી માહિતગારજ હોય છે. જેથી દેવેન્દ્રે બતાવેલું સ્થાન પણ ગાડીવાળાથી અજાણ્યું ન હતું. દેવેન્દ્ર ગાડીમાં બેઠો. વિકટોરીઆ ઉપડી. માર્ગમાં ચાલ એય પાઘોટી, ચાલ એય વાણીઆ, એય કાઠિઆવાડી ચલાઉ, કરતો કોચમેન, કાઠિઆવાડી ટ્રેનોને હંકાવતી ઝડપે વિશાળ રસ્તા અને મહોલ્લામાંથી પસાર થતો પાએક કલાકમાં વાલકેશ્વરના રમણિય રસ્તાપર આવી પહોંચ્યો દેવેન્દ્ર તો

ગાડીમાં બેઠા બેઠા મુંબઇની ભવ્યતા, મ્હોટા મ્હોટા રાજા મહારાજાઓના અભિમાન ઉતારનારી હવેલીઓની સૌંદર્યતા, તથા ચોતરફ ઘોડાગાડી, વિજળિક ટ્રામો, અને મોટરકારોની ત્વરિત ગતિવાળી ચપળતા વિલોકી સ્તબ્ધજ બની જતો હતો. હૃદયમાં યાંત્રિક વિદ્યાના ઉત્પાદકોની પ્રશંશા કર્યે જતો હતો. ત્હેની આશ્ચર્યતાને વિશેશ વખત ન આપતાં ગાડીવાળો બોલી ઉઠયો.

શેઠ યે વાલકેશ્વર આલા. કુટે ઉતરાયચા હાય ? દેવેન્દ્રે એજ સ્થાને ગાડી ઉભી રખાવી માર્ગે જતા આવતા માણસને પ્રમોદરાયનું ઠેકાણું પૂછયું. કેટલાકો ખબર નથી એમ કહી ચાલતા થયા. છતાં દેવેન્દ્રને ત્યાં વધારે વખત ખોટી થવું પડયું નહિ. એક માણસે તુર્તજ બતાવી આપ્યું, કે જૂઓ આ સ્હામે દેખાય તે બંગાલમાં પ્રમોદરાય રહે છે. જૂઓ પેલું પાટીઉં લગાડેલું રહ્યું. દેવેન્દ્રે ' ઉપકાર થયો.' કહી ગાડી ત્યાં લેવરાવી. સામાન બધો ગાડીમાંજ રાખી પોતે બંગલામાં પ્રવેશ કર્યો. બંગલાના માળીએ દેવેન્દ્રને પ્રવેશ કરતાંજ પૂછયું. કુટે જાયાચા શેઠ ? દેવેન્દ્રે પ્રમોદરાયનું નામ આપ્યું. હી પહીલા માળાલા જાવા. માળીએ જવાબ આપ્યો. દેવેન્દ્ર ઉપર ગયો. ત્યાં તો સ્હામેનાજ દિવાનખાનામાં એક ઝુલતા ઝુલાપર પ્રમોદરાય ઇજીપ્શ્યન સીગારેટ પીતા બેઠા હતા. ત્હેણે તુર્તજ નવીન આવનાર તરૂણને ઓળખ્યો. ઓળખતાંની સાથેજ એક હર્ષિત આશ્ચર્યોદ્દગાર પ્રદર્શિત કરતા ઉઠી દ્વાર સુધી સ્હામા આવ્યા.

ઓહો ! ભાઇ દેવેન્દ્ર ! તું અહિં કયાંથી !

દુ:ખની અસહનતાએ ; અહિં આવી ચડયો. દેવેન્દ્રે જવાબ આપ્યો.

આમ અચાનક આવવા અગાઉ અમોને ખબર તો આપવી હતી. કોઇ સ્ટેશને સ્હામું આવત. આમ આવતાં ઘર શોધવામાં કેટલી વિટંબના પડી હશે? આ શું કાંઇ ન્હાનું ગામડું છે, કે સહુને સહુકોઈ જાણતુંજ હોય ! અહિં તો પાસે રહેવાવાળાને પૂછતાં પણ પત્તો ભાગ્યેજ મળે. વારૂ ! સામાન ક્યાં છે ?

નીચે ગાડીમાં ! આ આઠઆના ગાડીવાળાને આપી સામાન મંગાવી લ્યો. દેવેન્દ્રે પોતાની પાકીટમાંથી અરધો રૂપિઓ પ્રમોદરાયના હાથમાં આપતાં કહ્યું. પ્રમોદરાયે ઘાટીને આપી સામાન લઇ આવવા

જણાવી પોતે દેવેન્દ્રને સાથે લઈ ઝુલાપર બેઠો. અને ગત થએલાં માતપિતા સંબંધે આશ્વાસ આપવા લાગ્યો.

ભાઇ! ત્હારે ત્હારા પિતાની અને માતાની જેવી કહીએ તેવી ખોટ પડી છે. ત્હારી આટલી બાળ વયમાં આવું અસહ્ય દુઃખ પડવું જોઇતું ન્હોતું. પણ દુનિઆની કહેવતજ છે કે પડતાપર પાટુ સદા પડતીજ રહે છે. કયાં ત્હારા પિતા, કે ત્હારી બા, મરવા જેવડાં હતાં? પણ ત્હારા કર્મમાંજ જ્યાં માબાપનું સુખ ઓછું, ત્યાં એ બિચારાં શી રીતે વધુ જીવી શકે? દેવેન્દ્રને આ શબ્દો સાંભળતાંજ આંખમાં આંસુ ભરાઈ આવ્યાં.

ભાઇ! રડ નહિ! ત્હારાં અશ્રુ લૂછનારાં એ હવે સદાને માટે દૂર થયાં છે. હવે તો જેટલો પરિતાપ કરીશ, તેટલો ત્હને પોતાનેજ આપદાર્થે નીવડશે. વળી ત્હું તો ડાહ્યો છે. ડાહ્યા માણસને કોઈ પણ વસ્તુનો શોક કરવો ઉચિત ઃનથી. ગીતામાં શ્રી કૃષ્ણે કહ્યું છે એ શું ત્હેં નથી વાંચ્યું? કે—

**गतासून गतासूंश्च नानु शोचंति पंडिताः**

શ્રી ભ. ગી. અ. ૨ જો શ્લોક ૧૧.

ડાહ્યા પંડિતજનો ગત વસ્તુનો શોચ કરતા નથી.
જાકો જગમેં જનમ હય, વાકો મરન ખચીત.
તાકો પ્રબીન મનુષ્યકોં શોચન કબહી ઉચીત.

જન્મ, મરણનો લેખ લખાઇનેજ થાય છે. પાંચ દિવસ વહેલું કે મોડું પણ જવાનું તો બધાને છે. પ્રવાસે નીકળેલા પ્રવાસીઓની પેઠે એકઠા થયેલા મુસાફરખાના જેવી આ દુનિઆ છે. એક કવિ સાચુંજ કહી ગયો છે કે—

સંસાર સમજએ શાણા, મુસાફર ખાનું.
કોઈ કોઇ આવે કોઇ, કોઇને જવાનું
શાણા મુસાફર ખાનું.
કર્માનુ જોગનો છે, સંજોગ વિજોગ—
શાણા—મુસાફર ખાનું
પંથીડાને કાજે ઘેલા, રડયે શું થવાનું?
શાણા—મુસાફર ખાનું.

રોઈ રોઇ આંસુડાની, નદીઓ ભરે તોયે
મુસાફર ખાનું.
ગયું તે ગયું. શું ! આવી આંસુ લૂછવાનું ?
શાણા—મુસાફર ખાનું.

**સ્વ. કવિ વિજયશંકર કાલીદાસ.**

દુનિઆ આવા એક મુસાફરખાના જેવીજ છે. એમાં ત્હારા જેવા શાણાને વધારે શું સ્હમજાવવું ? પ્રમોદરાય પોતાની બુદ્ધિ અનુસાર આશ્વાસન આપી મૌન રહ્યા.

મામા ! ત્હમે જે કહ્યું તે હું સઘળું સ્હમજું છું. અને મ્હારા આત્માને એવા મિથ્યા પરિતાપના ખાડામાં ઉતરતાં અટકાવું છું. ઇશ્વરના શુદ્ધ ન્યાયને હું શોચ કરી દૂષિત કરવા ઇચ્છતો નથી. તે ગયાં, અને આપણે જવાનું છે. કર્મના સંજોગાનુસાર એકઠાં થયાં, અને વિખૂટાં પડયાં. તે માટે લેશ માત્ર મ્હને હર્ષ શોક થતો નથી. જે શોચ થયછે તે એટલોજ કે મ્હારા આવા સંકટ સમયમાં પણ ત્હમે આ મોહમયી મુંબઇનો મોહ ન છોડી શકતાં, ત્યાં આવી મ્હને કોઈ કાર્યમાં સહાયભૂત ન થઇ શકયા. મામા ! રળવું તો જીંદગી પર્યંત સહુકોઇને છે. પણ આવા નિકટના સંબધીના સંકટમાં જરા પણ ભાગ ન લીઓ, એતો ત્હમનેજ છાજે ! હરસુખરાય કદાચ ભાગ ન લઇ શકે, તે સંભવિત છે. પણ ત્હમારે માટે તો મ્હને જરૂર ખેદ થાય છે. આતો જગતની કહેવત મુજબ બન્યુ, એમ કહૂંતો કાંઇ ખોટું ન ગણાય. કે—

**કાકા, મામા, કહેવાના, ને ગાંઠે હોય તો ખાવાના.**

મ્હારી પાસે કાંઈ ન રહ્યું, એટલે ત્હમારૂં સગપણ પણ ન રહ્યું, એ મ્હારા ભાગ્યનીજ બલિહારી છે. હું ત્હમારા સુખને માટે અંતઃકરણ પુર્વક ખુશી છું. પણ તેવા સમયમાં સગાંઓને છેક વિસારી તો નજ દેવાં જોઇએ. અલબત્ ! લક્ષ્મિ, સહુ કોઇને પોતાના ઉન્માદમાં અંધ કરી, વિનય વિવેક વિસરાવી દીએ છે. પણ એવા માણસોને પાછળથી બહુ પશ્ચાતાપનો વખત આવે છે. કારણ કે લક્ષ્મિ નિશ્ચળ નથી. અનિશ્ચળ વસ્તુના ક્ષણિક સંયોગનું સુખ એ વિષેશ દુઃખનુંજ કારણ છે.

મામા ! વિષેશ પડતું બોલાઇ જતું હોય, તો ક્ષમા કરજો, એક

દુઃખી મનુષ્યના હૃદયોદ્‌ગાર પ્રત્યે રોષ દ્રષ્ટિથી જોવાનું નથી, પરંતુ રહેમ દ્રષ્ટિથી જોવાનું છે. દેવેંદ્ર પોતાના મામાને માર્મિક શબ્દોમાં કાંઈ અવશેશ ન રહેવા દઈ આટલું બોલી મૌન રહ્યો.

પ્રમોદરાય સઘળું સ્હમજ્યો. ભાણેજના શબ્દોનો સીધો અર્થ ન લેતાં, પોતાના સુખની ઈર્ષ્યા કરતો હોય તેમ લાગ્યું. એથી હૃદયમાં કંઇક રોષની છાયા છવાઇ. છતાં ભાણેજના આવા સંકટ સમયમાં એક પણ શબ્દ સંભળાવી શકાય તેમ ન્હોતું. વળી એ એટલું પણ જાણતો હતો કે એ ત્હારો એક પણ શબ્દ સાંભળી રહે કે મ્હારી પ્રભુતાની છાયામાં દબાઇ રહે તેવો નથી. જેથી રોષને હૃદયમાંજ સમાવી શાંત અને પ્રેમાળ લાગણી પ્રદર્શિત કરતાં બોલ્યો.

ભાઇ! ત્હારાથી ન આવી શકાયું, એ જોકે મ્હારી ભૂલ છે. પણ તે ભૂલ ત્હું કહે છે તેવા કારણથી થવા પામી નથી. મ્હારી પાસે લક્ષ્મિની એવી શી વિપુલતા છે, કે એટલે અંશે હું અંધ બની રહું? અહિંના ગ્રહસ્થિઓના શતાંશે પણ હું ટકી શકું નહિ. જેથી ત્હારે મ્હારા પ્રત્યે આવા શબ્દોનો પ્રહાર કરવો જોઇતો નથી. અલબત્ મ્હારે આવવું જોઇએ, તે ન આવી શકયો. એ અહિંના કેટલાક ખાસ કારણને લીધેજ. ખેર! થયું તે ન થયું થતું નથી. સારૂં થયું કે ત્હું અહિં આવતો રહ્યો. ઇશ્વિરના પ્રતાપે મ્હને અત્યારે બધી પ્રકારે સુખ છે. તેમાં ત્હારો રોટલો મ્હને ભારે પડે તેમ નથી. ત્હું ત્હારે નિશ્ચિંત થઇ અહિં રહેવાય તેટલું રહેજે. બની શકે તે કામકાજ કરજે. મામા ભાણેજના આ ચાલતા પ્રસંગમાં ભટે આવી પ્રમોદરાય પાસે બે કપ ચાહના મૂકયા. પ્રમોદરાયે એક કપ દેવેન્દ્ર પાસે મૂકયો બંન્ને રકાબીમાં ચાહ કાઢી ધીમે ધીમે પીવા લાગ્યા. અરધીએક ચાહ પૂરી ન થઇ ત્યાંતો એક પૂર્ણિમાના ચંદ્ર જેવા મુખવાળી પ્રૌઢ વયની સ્ત્રી ખાલી પડેલી એક આરામ ખુરશીપર આવી બેઠી. ત્હેના શરીરના ભરાવને લીધે એક દાદરના પરિશ્રમે પણ જાણે શ્વાસ ચડયો હોય તેમ ત્હેની ઉન્નત છાતી, ઉછળતી જણાતી હતી. ત્હેનો બાંધો બહુ મજબૂત, પુષ્ટ, અને ચિત્તાકર્ષક હતો. ત્હેના શરીરની કાંતિ, ઘડીભર શ્વેત કમળને પણ વિસરાવે તેવી હતી. ત્હેનાં નેત્રો મ્હોટાં કમળ જેવાં વિમોહક હતાં. સૂક્ષ્મ અવલોકન કરનારને ત્હેમાં અજબ પ્રકારનું ઉંડું ઝેર ભર્યું હોય તેમ જણાતું હતું. ત્હેના વિશાળ કપાળમાં ભાગ્યની રેખાઓ સ્ફુરાયમાન થઇ રહી હતી. ટુંકામાં

જ્યોતિષ શાસ્ત્રાનુસાર ત્હેના સર્વ અવયવો ત્હેના ભાગ્યની મહત્તાનું ભાન કરાવી રહ્યાં હતાં. ત્હેના શરીરની શ્વેત કાંતિને શોભાવે તેવાં ત્હેણે સુંદર, શ્વેત અને સૂક્ષ્મ રેશમી વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. ગમે તેવા માણસને હાથમાં લેવા ધાર્યું, તો એકજ દ્રષ્ટિપાતમાં સ્હામા મનુષ્યને પોતાના પ્રતાપની છાયામાં દબાવી શકવાની ત્હેમાં વિલક્ષણ શક્તિ સ્હેલી હતી. ત્હેનું બાહ્યઅંગ ઉપરથી જેમ આલ્હાદક અને આકર્ષક હતું, તેમ હૃદય અંદરથી અત્યંત ક્રુર જણાતું હતું.

દેવેન્દ્રને પોતાની શંકાની સત્યતા જણાઇ હોય તેમ, ત્હેના તરફથી મુખ ફેરવી પુનઃચાહ પીવા લાગ્યો.

દીવાનખાનામાં આ વખતે સઘળાં મળી સાત માણસો હતાં. છતાં એ અબળાના પ્રબળ પ્રતાપે સઘળાં મૌનજ બેસી રહ્યાં હતાં. ત્હેની સમક્ષ એક અક્ષર સરખોય ઉચ્ચારવાની કોઇની હિમ્મત ચાલી શકતી નહિ. દેવેન્દ્ર તો આ આવનાર સ્ત્રીનો આટલો પ્રતાપ જોઇ દિંગજ બની ગયો.

પ્રૌઢ સ્ત્રી પણ નવીન આવનાર યુવકને નખથી શિખા પર્યંત નિહાળી. સ્હેજ સ્મિત વદને પ્રમોદરાય પ્રત્યે બોલી.

કહોણ, મ્હેમાન આવ્યા છે. ?

હા ! ત્હમારો ભાણેજ છે. પ્રમોદરાયે હસ્તાં હસ્તાં જવાબ આપ્યો.

આ......હમણાં જે ત્હમારાં બ્હેન સ્વર્ગવાસી થયાં ત્હેમનાજ દીકરા કે ? પ્રૌઢાએ કંઇક આકાંક્ષાથી પૂછ્યું.

એજ ! આપણે જવું હતું, પણ પેલા કારણને લીધે કયાં જઇ શકાયું ? ત્યાં ન જઇ શકવાથી એને બહુજ માઠું લાગ્યું છે.

એતો સાચુંજ તો ! એવે વખતે ત્હમે ન જાઓ, ને એને માઠું લાગે, એમાં તો એ વ્યાજબીજ છે.

એમ કે ? મ્હનેજ વાંકમાં રાખી ત્હમેતો છૂટીજ જશો કાં ?

ત્હમે વાંકમાં નહિ તો શું મ્હેં ના પાડી'તી ? પ્રૌઢાએ કિંચિત્ રોષાકૃતિએ જણાવ્યું.

આ એમ લ્યો ! ઠીક ! મ્હારો દોષ ! ને ત્હમે નિર્દોષ !

દેવેન્દ્ર તો આ બંન્નેના વાર્તાલાપમાં દિગ્મુઢજ બની જવા લા-

ગ્યો. ' ત્હમારો ભાણેજ ' ' આપણે જવું હતું. ' વિગેરે પોતાના મામાના શબ્દોપર અનેકાનેક તર્કો થવા લાગ્યા. છેવટે એક દ્રઢ નિશ્ચય પર આવ્યો હોય તેમ જણાયું. કારણ કે પ્રમોદરાય સંબંધે પોતે જે કંઈ અફવા સાંભળી હતી, તે અત્યારે પ્રત્યક્ષજ અવલોકનમાં આવ્યું. જે સ્ત્રી પ્રત્યે પોતે પ્રથમ અવનવા વિચારો બાંધ્યા હતા, તે સ્ત્રીના પ્રત્યક્ષજ દર્શન થવાથી પોતાના મામાના એક સંબંધી તરીકે તે સ્ત્રી પ્રત્યે અત્યંત રોષ ભરી દ્રષ્ટિએ જોવા લાગ્યો. અને પોતાના મામાની છેકજ ક્ષિણ થઇ ગયેલી બુદ્ધિપર તિરસ્કાર છૂટવા લાગ્યો.

ન થઇ, ન થતી, ન થશે, કદીએ
મૂઆ નરો ક્રોડ અનુભવીએ
તથાપિ નર મંદધિ, એ ત્રિયાને
અરે ગણે કાં ? પ્રિય પ્યારી પ્રેમે.

અરેરે ! જડ બુદ્ધિના પુરૂષો, કેટલી અધમ સ્થિતિને પામે છે. પોતાની સગી બ્હેન ગુજરી જવા છતાં, જેના હૃદયને લેશ પણ ક્ષોભ ન થતાં, આવી સ્ત્રીઓ પ્રત્યે પ્રેમાનંદથી મ્હાલે છે. બુદ્ધિની આવી ભ્રષ્ટતા કરનાર કામીનીઓપર જે પુરૂષ મોહિત બની દાસ બની જાય છે, એ મરદ નથી, પણ મરદાઇનો ડોળ ઘાલનાર વ્યંડળ છે. અરે ! મ્હારા મામા પણ કેટલા અધમ બની ગયા છે. ! વિનય કે વિવેકનો અંશ પણ રહેવા પામ્યો નથી. સગાંઓના સગપણની તો તીલાંજલીજ આપી ચૂકયા છે. આવી અધમ અબળાઓના પ્રબળપંજામાં સપડાઈ, છેક વિચાર શૂન્ય બની ગયા છે. ખેર ! જેને જે ગમ્યું તે ખરૂં ! પણ, આ લોકોની આવી વર્ત્તણુંકમાં મ્હારાથી તો એક દિવસ પણ રહી શકાય તેમ નથી. છતાં આ વખતે નભે તેટલું નીભાવી લેવું પડશે. આવા મુંબઈ જેવા શહેરમાં મ્હારા જેવા માણસને ગુજરાન પૂરતું સાધન મેળવવું, એ કાંઇ વિકટ નથી. દેવેન્દ્ર આવો વિચાર મનમાં કરી રહ્યો હતો ત્યાં પ્રૌઢાએ ત્હેનેજ પૂછયું:

શું ભાઇ ત્હમારૂં નામ, ?

દેવેન્દ્રરાય ! દેવેન્દ્રે ઉત્તર આપ્યો.

ભાઈ ! ત્હમને ઉપાધિની તો કંઈ અવધી નથી. પણ ઇશ્વરના ઘર પાસે સહુ નાઇલાજ છીએ. ત્હમારા મામા પાસેથી મ્હેં ત્હમારી વિદ્વતાનાં વખાણ સાંભળ્યાં છે. જેથી ત્હમને વધારે કહેવા જેવું તો

કાંઇ ધારતી નથી. સારૂં થયું, કે અહિં આવ્યા. અમો ત્હમોને અહિ તેડાવવાનાજ હતા. ત્હમારે માટે મ્હારાથી બનતું કરવા હું ચૂકીશ નહિ. પ્રૌઢાએ દેવેન્દ્રને કંઇક આશ્વાસન અને હૃદયની લાગણી પ્રદર્શિત કરતાં જણાવ્યું.

દેવેન્દ્ર અજાણ્યા માણુસના અકારણુ પ્રગટતા પ્રેમને 'પ્રેમ' નહિ પણુ અમુક કાર્યની સિધ્ધી અર્થે પ્રપંચ સ્હમજતો હતો. તેવો પ્રપંચ ખેલવામાં પોતે પણુ કાંઈ અકુશળ ન્હોતો.

ત્હમારા આવા પ્રેમ ભર્યા આશ્વાસન માટે હું ત્હમારો ઉપકારી છું. આપ જેવા શ્રીમંતને આશ્રયે આવતાં અનાથ સદા સુખમાંજ રહે છે. તેમ હું પણુ ત્હમારે આશ્રયે સદા સુખીજ રહીશ એમ અંતઃકરણુથી ઇચ્છું છું દેવેન્દ્રે પ્રૌઢાની મનોવૃત્તિને અનુસરતો યોગ્યજ ઉત્તર આપ્યો. પ્રૌઢા પોતાની પ્રસંશાથી પ્રસન્ન થઇ હોય તેમ ત્હેની સુખ મુદ્રાપરથી જણાઇ આવ્યું જો જરા વધારે વાર્તાલાપનો અવકાશ મળી શકયો હોત, તો દેવેન્દ્ર એજ વખતે પ્રૌઢાની પૂર્ણ પસંદગી મેળવી શકવા પામ્યો હોત. પણુ તેમ બની શકયું નહિ. કારણુ કે એજ વખતે એક યુવાન પણુ નામર્દ જેવા પુરૂષે આવી જણાવ્યું કે—

બાઈ ! ભાઈ ! દુકાનેથી આવ્યા, ને તુર્તજ તાવ ચડી આવ્યો છે. મા ગભરાય છે. માટે ચાલો, ત્હમને બોલાવ્યાં છે.

ભાઇના તાવના સમાચાર સાભળી, તે સ્ત્રી બહુજ ગભરાઈ ગઈ. કારણુ કે એ વખતમાં મુંબઇમાં પ્લેગની બિમારી ઘણીજ ચાલતી હતી. દરરોજ ત્રણુસોએકના મરણુનું પ્રમાણુ તો અવશ્ય આવતું. જેથી જરા પણુ શરીર ગરમ માલુમ પડે કે તાવ ચડી આવે તો તુતજ આસપાસના સંગા સ્નેહીઓના હોશ ઉડી જતા. એ તાવ સઘળાઓને પ્લેગનોજ લાગુ પડતો. અને જેને આવતો ત્હેનો જીવ લઇનેજ જતો. ભાઇના તાવના વર્તમાન સાંભળતાંજ તુર્તજ પ્રમોદરાયને તૈયાર કરી, બંન્ને એક પણુ શબ્દ ઉચ્ચાર્યા સિવાય ત્યાંથી ચાલી નીકળ્યાં.



# પ્રકરણ ૩ જું.

## મહાસુખરાયનું મૃત્યુ.



ચોપાટી પર આવેલા એક બેઠા ઘાટના બંગલાની દક્ષિણ દિશાના એક દીવાનખાનામાં બીછાવેલા પિત્તળના એક સુંદર પલંગ પર એક તરૂણ પુરૂષ નેત્ર વીંચી શિથીલ શરીરે પડયો હતો. ત્હેનું વય માત્ર ત્રીસેક વર્ષનું જણાતું હતું. ત્હેના શરીરની વિશાળતા મથુરા નિવાસીનું વિસ્મરણ કરાવે તેવી હતી. તે બહુ ઉંચો ન હતો, તેમ નીચો પણ ન ગણાતો. ત્હેના શરીર પર એક મ્હોટી કીંમતની રંગીન ફુલ બુટ્ટા વાળી બનારસી ગરમ શાલ, મુખાકૃતિ બહાર દેખાય તેવી રીતે ઓઢાડવામાં આવી હતી. બહાર જણાતી મુખ મુદ્રાની મ્લાનતાથી તે ગંભીર વિચારમાં ગુંથાએલો હોય તેમ જણાતું હતું. મહાન ચિંતાના પરિણામે કંઇ પણ બોલી શકવાની શકિત છેકજ ક્ષીણ થયેલી જણાતી હતી. તથાપી ત્હેની ક્ષણે ક્ષણે એકજ સ્થળે ફરતી દ્રષ્ટિપરથી જણાઇ આવતું હતું કે તે કોઈ અબળાના ઉંડા વિચારમાં ઘોળાયા કરે છે. કારણ કે ત્હેના ફરતા દ્રષ્ટિ બિંદુએ ત્હેના મસ્તકપર આઇસની પોટલી રાખી એક તરૂણ સ્ત્રી બેઠેલી હતી. એ તરૂણીના સુકોમળ હસ્તનો ઘડી ઘડી તે સ્પર્શ પણ કરી રહ્યો હતો જ્યારે તે સ્પર્શ કરતો ત્યારે તે યુવતી પોતાનો કમળ સરખો હાથ ત્હેના કપાળ પર મૂકી જાણે ત્હેને અંતરિક્ષ આશ્વાસન આપતી હોય તેમ ઘડી ભર નીચી દ્રષ્ટિએ મૌન બની બેસી રહેતી. યુવકને તે યુવતી પ્રત્યે કંઇ બોલવાને ઉત્કટ અભિલાષા થતી પણ સોસાતા કંઠને લીધે જીવ્હા ઉપડી શકતી નહિ. આટલી અસહ્ય વિટંબના છતાં, જાણે એકા એક પ્રેમનો જુસ્સો પ્રગટી આવ્યો હોય તેમ ત્હેનાં જમણા હાથને પુર્વવત્ ગ્રહણ કરી પોતાની છાતી પર રાખી, જ્યાં કંઇક કહેવા માટે પડખું ફરી મુખ ઉઘાડે છે કે તુર્તજ પાછળથી ત્હેના શરીર પર કોઇના હાથનો સ્પર્શ થયો. સ્પર્શ થતાંજ તે અશક્ત યુવાન ચમકયો. હૃદયમાં ઉદ્ભવેલી ઉર્મિ હૃદયમાં સમાવી પાસું ફેરવ્યું. ત્યાં તો પાસે બેઠેલી એક સ્ત્રીના મૃદુલ શબ્દો કર્ણગોચર થયા.

કેમ ભાઇ, કેમ છે? આ તાવ શાથી ચડી આવ્યો?

વાંચનાર! પ્રમોદરાય સાથે નીકળેલી પ્રૌઢ સ્ત્રી પોતાના ભાઇના તાવના સમચાર સાંભળી ઉતાવળી અહિં આવી પહોંચી ગદ્ગદિત કંઠે મહાસુખરાયને પૂછ્યું.

દુકાનેથી અહિં આવ્યો ત્યાં સુધીતો કંઇજ ન હતું. અહિં આવ્યા પછી થોડાજ વખતમાં અચાનક શરીરમાં ટાઢ સાથે કળતર જણાવા લાગી. શાલ ઓઢી જરા સુતો ત્યાં તો તાવ ચડી આવ્યો. તાવ જોતાંજ મા તો ગભરાઇ ગયાં, રડવા મંડી પડયાં, ને જાતેજ વૈદને ત્યાં ગયાં. હવે તો આવતાં હશે. મહાસુખરાયે કહ્યું.

કાંઈ ખટાશ બટાશ ખાવામાં તો ન્હોતી આવી?

સ્હવારમાં લીલી દ્રાક્ષ થોડી ખાધી હતી, પણ તે ખાટી તો જરાએ ન્હોતી.

બસ એજ કારણ. એ દ્રાક્ષજ આ તાવનું પરિણામ છે. પ્રમોદરાય વચ્ચેજ બોલી ઉઠયા.

ભાઇ! ત્હને એટલી પણ ખબર ન પડી! એક તો આ હવા બગડેલી છે, જેમાં ખાવા પીવાની પૂરતી પરેજી પાળવી જોઇએ. તેને બદલે તું એવી ધરાખું બરાખું ખા—એ માંદુ પડવાજ કે બીજું કાંઇ! પોતાના ભાઈનું માથું દાબતી દાબતી પ્રૌઢ સ્ત્રી બોલી.

એટલામાં દાદરપર કેટલા માણસના ચડવાનો અવાજ સંભળાયો. અને ક્ષણ વારમાંતો બે ત્રણ માણસ સાથે યુરોપીઅન પોષાકમાં સુસજ્જીત થયેલો ડૉકટર મહાસુખરાયના બિછાના આગળ આવી ઉપસ્થિત થયો. મહાસુખરાયનો જમણો હાથ પોતાના એક હાથમાં રાખી બીજા હાથમાં ઘડિઆળ રાખ્યું. એકાદ મિનિટમાં નાડી નિરિક્ષણની પૂર્ણાહુતિ કરી, છાતીની તપાસ શરૂ કરી. પોતાના ખીસામાંથી દોઢેક ફુટની રબ્બરની નળીનો ઉપરનો ભાગ પોતાના કાનમાં લગાડી નીચેનો ભાગ છાતીના જૂદા જૂદા સ્થળે મૂકવા માંડયો. થોડીવારમાં એ તપાસની પણ સમાપ્તિ થયા પછી મુખ પહોળું કરવાની સૂચના અપાઈ મહાસુખરાયે એ સૂચનાનો અમલ એજ ક્ષણે કર્યો. ડૉકટરે દિફ્ વિદ્યામાં વ્યય કરેલાં આજ પર્યંત સઘળાં વર્ષનો સંપૂર્ણ ઉપયોગ આ દર્દીની જીભ્હા જોવામાં કાળજી પૂર્વક કર્યો. તપાસ કરવા યોગ્ય સઘળાં અવયવોનું સૂક્ષ્મ બુદ્ધિથી નિરિક્ષણ કરી લીધા પછી પોતાની બાસ્કેટ બધ

બહારના દીવાનખાનામાં આવી એક ખુરશી પર બેઠો. અત્યાર સૂધી અત્રે સર્વત્ર મૌનતાજ પ્રસરી રહી હતી. સહુ કોઇ પોતપોતાના મનમાં ડૉકટરનો અભીપ્રાય સાંભળવા તલસી રહ્યાં હતાં. પણુ ડાક્ટર સાહેબ મૌનતામાંજ પ્રવિણુતા કે મહત્તા સમજતા હોય તેમ એક પણુ અક્ષરનો ઉચ્ચાર કર્યા વગર એક કાગળ પર નિરિક્ષણુની નોટ કરવા લાગ્યા. ડાકટરની હદ ઉપરાંતની મૌનતા મહાસુખરાયની માતા તથા બ્હેનને જરાએ પસંદ પડી નહિ. ત્હેમની ઉત્કટ જીજ્ઞાસાએ બંન્નેની ધૈર્યતાનો પરિત્યાગ કરાવ્યો.

ડાકટર સાહેબ ! શું જણાય છે ? કેસ બધી રીતે આશાજનક તો છેને ? ત્હમારો જે ખરો અભિપ્રાય થયો હોય તે કહો, અમારા શરીરનું ચૈતન્ય બધું હરાઈ ગયું છે. ત્હમારી આશામાંજ અમારૂં ચૈતન્ય ટીંગાઈ રહ્યું છે. અમારૂં ધૈર્ય છેક નષ્ટ થઇ ગયું છે. પુત્ર પ્રત્યેની વાત્સલ્યભાવમયી માતાએ ગદ્‌ગદિત સ્વરે અને સૂકાતા કંઠે ડાકટરને પૂછયું.

વાંચનાર! આ ડાકટર બીજાઓની પેઠે મ્હોટા મુખનો કે આડકતરી રીતે લક્ષ્મિનો દુરૂપ્યોગ કરાવનારો ન્હોતો. તેમ રજમાંથી ગજ કરી બતાવી દર્દનો અંશ ન હોય ત્યાં ભયંકર વ્યાધિ દર્શાવી ખોટી રીતે પૈસા કઢાવવાનો ત્હેને સખ્ત તિરસ્કાર હતો. આવા ઉત્તમ ગુણોને અંગે મુંબઈ શહેરમાં આ ડાકટરની પ્રખ્યાતી સારી પેઠે પ્રસરી રહી હતી. તેથી મહાસુખરાયની માતાએ મહાસુખરાયની સારવારમાં એજ ડૉકટરને રાખ્યો હતો. ડૉકટરની છેકજ મૌનતાએ મહાસુખરાયની વૃદ્ધ માતાની ધૈર્યતા તજાવી, છતાં પોતાનો સત્ય અભિપ્રાય સર્વની સમક્ષ પ્રગટ કરવો ઉચિત જણાયો નહિ.

તેથી એ વૃદ્ધ સ્ત્રી સિવાય સવને પોતાની પાસેથી ખસી જવા ફરમાવ્યું. માત્ર મહાસુખરાયની માતા અને ત્હેની બ્હેન સિવાય સઘળાંને અળગાં થઇ ગયેલાં જોઇ ડોકટરે બંન્નેને કંઇક સૂચના કરી. અને એક માણસને પોતાની સાથે લઇ વિદાય થઇ ગયો.

ડૉકટર ગયો તે સાથે બંન્ને સ્ત્રીઓના શરીરનું ચૈતન્ય પણુ ઉડી ગયું એક કદમ પણુ આગળ વધવાની પગમાં શક્તિ ન રહી. બંન્ને નિરૂત્સાહિત વદને મહાસુખરાય પાસે આવ્યાં. બંન્નેના મોઢાંની મ્લાનતાએ પોતાની બીજાઓના હૃદયમાં પણુ છાપ પાડી. સહુ કોઈ પોતપોતાની બુદ્ધિ અનુસાર કલ્પના બાંધી મૌન રહ્યાં.

વૃદ્ધ માતા પોતાના મસ્તક પાસે બેસી ધીમે હાથે માથું દાબે છે એમ જણાયાથી મહાસુખરાયે રહેજ ઉંચી ડોક કરી પૂછ્યું.

ડાક્ટર શું કહી ગયા ?

સર્વના અંતઃકરણમાં ઉદ્દભવી રહેલો પ્રશ્ન મહાસુખરાયે કર્યો. તેના પ્રત્યુત્તરની આતુરતા સઘળાંના મુખ પર પ્રત્યક્ષ જણાવા લાગી.

ખટાશનો વિકાર છે. તેને લીધે તાવ ચડી આવ્યો છે. તે દવા હમણાંજ મોકલશે. અને કાલે આરામ થઈ જશે. વૃદ્ધ ડોશીએ ડાક્ટરની સૂચનાનુસાર જવાબ આપ્યો.

ગભરાવાનું કાંઇ કારણ નથી. ખટાશનો જ તાવછે તે દવા લઇશને, એટલે તુર્તજ ઉતરી જશે. ભાઇને જરાપણ ઉપાધિ ન થવા દેવા બ્હેને પગ ચાંપતાં ચાંપતાં જણાવ્યું.

ત્હમે બધાં ભલે ગમે તેમ કહો. પણ મ્હને તો માન્યામાં નથી આવતું. અગાઉના તાવ જેવો આ તાવજ નથી. હું તો ત્હમને કહી દ્દઉં છું કે આ તાવ ઝેરી છે. એ જીવ લીધા વગર જવાનો નથી. મ્હારાથી કોઇને કાંઈ બે કડવા શબ્દો કહેવાઇ ગયા હોય તો માફ કરજો. આમ કહી મહાસુખરાયે સર્વ સમક્ષ પોતાના બંન્ને હાથ જોડી માફી માગી.

મનુ ! મનુ ! કંઇ ગાંડો થઇ ગયો છે કે શું ? આમ ગાંડાંઘેલાં પેઠે લવારો શો માંડ્યો છે ? આવા નજીવા તાવમાં ગભરાઈ જઇ બીજાઓને ગભરાવી મૂકે છે. સૂઇજન ! પડખું ફરીને સૂઇજા ! જો મા ગભરાઇ જાય છે. જીવ જાય આપણા દુશ્મનનો આપણે થોડુંજ કાંઇ કોઇનું બગાડ્યું છે, કે ડૂબાવ્યું છે ? કાલ સ્હવારે ઇશ્વર આરામ કરી દેશે. ઇશ્વરના શુદ્ધ ન્યાયે અમાસના ઇન્દુસમાન મુખવાળી એક ત્રીશેક વર્ષની સ્ત્રીયે મહાસુખરાયના શરીરપર શાલ ઓઢાડતાં જણાવ્યું.

અંબા ! એ સઘળાં આશ્વાસનો હવે મિથ્યા છે. મ્હારૂં હૃદય મ્હને સાફ સાફ કહી આપે છે કે હું હવે અલ્પ સમયનોજ ત્હમારો સાથી છું. આપણાં ઉત્તમ કાર્યો મ્હારી દ્રષ્ટિ સમક્ષ બધાં તરી આવે છે. હું પાપાત્મા, પાપ એ શી વસ્તુ છે ? તે મુદ્દલે ન સમજ્યો; ન કરવાનાં અઘોર દુષ્કૃત્ય કર્યાં ! ઇશ્વરના ન્યાયનો સ્વપ્ને પણ વિચાર ન સૂઝયો ? બીજાઓનું ધન હરણ કરવામાં મહા ક્રુર ગણાતા ઉપાયનો ઉપયોગ કરતાં જરા પણ ન ચૂક્યો, ! નિરાધારનો આધાર ભાંગી

નાંખતાં લેશ પણ ન અટકયો ! ભલાં અને ભોળાંઓને ભયંકર ખાડામાં ફેંકતા સ્હેજ પણ કંપ ન વ્યાપ્યો. અંત પર્યંત પ્રપંચનોજ પક્ષ પકડતાં ભયંકર યમરાજના શાસનને તુચ્છકારી કાઢયો. અહર્નિશ દુરાચરણનોજ સેવક બની અભક્ષ્યાભક્ષ્યનું ભાન પણ ભૂલીજઇ આઠે પહોર દુરાચારમાંજ મસ્ત રહ્યો. હાય ! એ સઘળાં પાપો સહિત યમરાજના ભયંકર અનુચરો મ્હારાં નિર્દય કૃત્યોની ભયંકર સજા કરવા ત્હેમના આયુધો સહિત મ્હારી દ્રષ્ટિ સમક્ષ આવી ઉભા છે. ત્હેમના સ્વરૂપની વિક્રાળતા મ્હારી આ–દ્રષ્ટિથી જોઇ શકાતી નથી. હાય, યમના ભયંકર શાસનને હું શી રીતે સહન કરી શકીશ ?

આટલું બોલતાં બોલતાં ત્હેની આંખ્યોમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો. આસપાસનાં સઘળાં સ્ત્રી પુરૂષો ગભરાયાં. મરણ સમયે યમના દૂતો ત્હેમના વિક્રાળ સ્વરૂપે મરનારને ભયંકર ભય ઉપજાવે છે, એ સાંભળેલી વાત કેટલાકોને પ્રત્યક્ષ થવા લાગી. અને ઘડીભર ચમકતી વિજળીની પેઠે સહુના હૃદયમાં ભયની કંપારી છૂટી. પળવાર ભવિષ્યમાં પાપ ન કરવાની કેટલાકોએ પ્રતિજ્ઞા કરી. પરંતુ એ ક્ષણિકજ ! જેમ સ્મશાનમાં ગયેલા સમુહના બળતા શબ સમક્ષ થતા સુધ્ધ વિચારો સ્મશાનમાં રહ્યા સુધીજ ટકી શકે છે, તેમ અત્રે કેટલાકોએ કરેલી પ્રતિજ્ઞા અલ્પકાળમાંજ વિલુપ્ત થઈ.

અહા ! પ્રથમ ઉદ્ભવેલા સદ્‌વિચારો કે સદાચરણોની નિશ્ચયતા સદાકાળ ટકી રહે તો જનસમાજ પોતાના ઉત્કર્ષ સાથે અન્યની ઉત્કૃષ્ટતા કેટલે અંશે કરી શકે ? પરંતુ એ અપેક્ષા સર્વથા અસંભવનિયજ છે. અસ્તુ આપણે પુનઃ મૃત્યુવશ પડેલા મહાસુખરાય પ્રત્યેજ ગમન કરીશું.

મહાસુખરાયનાં વિંચાયેલાં નેત્રોમાંથી અશ્રુ હજુ પડયાંજ કરતાં હતાં. તેની અસર બીજા કેટલાક સંબંધીઓને પણ પોતપોતાની લાગણી અનુસાર થઈ. તેમાં મુખ્યત્વે પ્રથમ જે સ્ત્રી મહાસુખરાયની સારવાર કરી રહી હતી ત્હેને જણાવા લાગી. મહાસુખરાયની વૃદ્ધ માતા–તો મહાસુખરાયના શબ્દ પ્રહારે જર્જરિત થતી, યમના શાસનની ભીતિથી ભયભીત બની અસ્ખલિત અશ્રુ પ્રવાહ વહેવરાવવા લાગી. બીજી એક સ્ત્રીએ ત્હેને દર્દીપાસે રૂદન કરતાં અટકાવી, વાત્સલ્ય ભાવે ત્હેણે વહેતો પ્રવાહ ખાળ્યો. તથાપિ પુત્રના પ્રબોધક શબ્દોને એ અવસ્થાના ઉન્માદક સમજી બે ત્રણ અંગિત સિવાય અન્ય સઘળાંને આગળથી અળગાં

કર્યાં. મહાસુખરાય આ સમયે બોલવાના પરિશ્રમે શિથિલ બની ગ-યાથી પાસું ફેરવી થોડીવાર મૌનજ પડી રહ્યો. વૃધ્ધ માતા ત્હેને જંપી ગયો સમજી સઘળાંને શાંત રહેવા ફરમાવ્યું. થોડીવાર સર્વત્ર શાંતિ પ્રસરી રહી. તથાપિ વૃદ્ધ માતાના ઉન્માદક સ્વભાવે મૌનતા વધુ વખત ધારી શકાઇ નહિ. જેથી બહુજ મંદ સ્વરે ઉચ્ચાર કર્યો.

બ્હેન ! મ્હનેતો લાગે છે કે મનુને આ ઉન્માદજ લાગુ પડયો. આટલું જે બોલ્યો એ ઉન્માદનોજ પ્રભાવ ! હવે તો ઇશ્વરની ઇચ્છા હશે તેમ થશે.

રામ રાખવાવાળો હશે, તો એને ઉની આંચ પણ લાગવા નહિ પામે. એટલો બધો ગભરાવા જેવો કંઇ મંદવાડ નથી. એક એટલીજ વયોવૃદ્ધ સ્ત્રીએ જણાવ્યું.

બાઇ ! મનુ જો આ પથારીમાંથી સાજો સારો ઉઠશે, તો એજ વખતે પચીશ બ્રાહ્મણ જમાડવાનો છાંટો નાખું છું. અને ત્યાં સૂધી ઘી, ગોળ, દૂધ અને સાકરને સ્પર્શ કરવાની પણ પ્રતિજ્ઞા લઉં છું. પછીતો મ્હારા પ્રભુની ઇચ્છા ! વૃદ્ધ માતાએ આકરી માનતા લેતાં જણાવ્યું.

બ્હેન ! ત્હું નાહક ગભરાય છે. એવી માનતાઓ લઇએ, અને ન પાળી શકાય તો ઉલટું અવળું પરિણામ આવે. વારૂ ! હવે લીધી એતો ઠીક ! પણ ડાકટર શું કહી ગયા ?

ડાકટરે તો કહ્યું કે હું જે દવા મોકલાવું છું તે દવાથી કાલ સૂધીમાં તાવ ઉતરી જાય, તો જરાએ ચિંતા કરવા જેવું નથી. કાલનો દિવસ વિત્યાબાદ હું જોખમદાર છું. એમ મક્કમ પણે કહી ગયા છે.

ત્યારે કાલના દિવસ સૂધીની હું જામીન, જાની ! આપણી નજરે કયાં આપણે ઓછાં મોત જોયાં છે ! આ ત્હેંતો હજુ થોડાં જોયાં હશે, પણ મ્હેંતો મ્હારી નજરે તેર કુટુંબને નિર્વંશ જતાં જોયાં. ને એ કુટુંબ તો મ્હેં મ્હારાંજ ખાધાં ને ! ડોશીએ પોતાનું ચંડી સ્વરૂપનો પ્રકાશ પાડતાં જણાવ્યું.

બાઇ ! ત્હેંય જોયાં, ને મ્હેંય જોયાં. આપણે આપણા કર્મે બધાંના મોત જોવાજ સરજાયલાં છીએ. પાંચ વીશુંને પાંચતો વીતાવ્યાં અને હજુ કોણ જાણે કેટલાંએ વીતશે.

માવલો પીટયો દવા લઇને હજુ કેમ નહિ આવ્યો હોય?

ચંડી સ્વરૂપવંતી વયોવૃદ્ધાએ વચમાંજ પ્રશ્ન કર્યો.

માવો આવ્યો છે, અને દવા પણ લાવ્યો છે.

બહારના ઓરડામાં બેઠેલી એક બાવીશેક વર્ષની વિધવાએ જવાબ આપ્યો.

ત્યારે અહિં મરતાં શું થાય છે? પરનાં થયાં એટલે થયું! પરનાં જો પોતાનાં થતાં હોત, તો પોતાનાં કોઇ ચાહતજ નહિ. મહાસુખરાયની માતાએ પોતાનો હમેશનો સ્વભાવ પ્રદર્શિત કરતાં કહ્યું.

તારાએ ના કહી કે હાલ ઘડી ના જતો. એટલે તાંજ બેસી રહ્યો. ડાકટરને તાંથી આવ્યાને તો એક કલાક થવા આવ્યો. માવાએ પોતાની સુરતી ભાષામાં જવાબ આપ્યો.

મૂઈ તારા, ને મૂઓ તું! લે, લાવ દવા!

ડાકટરે શું કહ્યું છ! ડોશીએ રોષમાંજ પૂછયું.

પાણી સાથે પી જવાનું! બેએક કલાકમાં આરામ થશે. છતાં કંઇ વધારો માલૂમ પડે, તો તુરત ત્હેમને ખબર કરવા કહ્યું છ.

ઠીક! કહી વૃદ્ધ માતા એક કાચની પ્યાલી મંગાવી તેમાં દવા નાંખવા લાગી. વાંચનાર! પરીશ્રમથી શિથિલ થઈ પડેલા મહાસુખરાયનું કિંચિત્ અવલોકન કરીશું.

મહાસુખરાય આ વખતે એક ભયંકર સ્વપ્નું અનુભવી રહ્યો હતો. પૈરાણિક ગ્રંથોને આજ પર્યંત જે બ્રાહ્મણોના ઉદર નિર્વાહ નિમિત્તે એક મિથ્યા કાલ્પનિક સાધન સમજતો હતો, ત્હેની સત્યતાનો ત્હેને આ વખતે પૂર્ણ સાક્ષાત્કાર થયો. અહિં સ્વાર્થિ સગાં સ્નેહીઓનો સંબંધ માત્ર સ્મશાન સુધીનોજ જણાયો, એથી આગળ વધતાં યમપૂર સુધીના સાથી તરીકે માત્ર પાપ અને પુન્ય એજ રહ્યાં. તેમાં પુન્ય તો પોતાનું હતુંજ નહિ, એટલે સંગાથમાં માત્ર પાપજ રહ્યું. પોતાના પાપીષ્ટ કર્માનુસાર યમદૂતો ત્હેને યમદરબાર પ્રતિ ઘસડી જતા જણાયા. વચમાં વૈતરણી નદી આવી. તેની લંબાઇ ૪૦૦ કોસની જણાઇ. તેમાં લોહી અને પરૂજ ભર્યું હતું. તેના કીનારા હાડ અને માંસથી ચણી લેવામાં આવ્યા હતા. ભયંકર કાગડા અને ગીધ આદિ વજ્ર જેવો તિવ્ર ચંચુ પ્રહાર કરવાવાળાં પક્ષિઓ પાપાત્માને પોતાનું ભક્ષ સમજી

હર્ષના ભયંકર ઘોષ કરતા ચોતરફ ઉડી રહ્યા હતા. તેને તરી પેલે પાર જવા જેટલું જેણે પુન્ય કર્યું હોય, તે સહેલાઇથી પેલે પાર જઇ શકે છે, એ પ્રત્યક્ષ જણાયું. પરંતુ પુન્યરહિત પાપાત્માને તો મહા ભયંકર રીતે યમ ગણો ઘસડી જાય છે, તેમ પોતાને પણ ઘસડી જવા લાગ્યા.

માર્ગમાં ઝેરી સર્પો પગે વીંટળાવા લાગ્યા. મોટી મોટી માછલીઓ ત્હેના પગને ભયંકર ડંશ મારવા લાગી વીંછીઓ પ્રાણહારક ડંખ મારવા લાગ્યા. એની અસહ્ય વેદનાથી પ્રતિપળ ભયંકર ચીસો પાડવા લાગ્યો. પણ પાપીઓને પરિપૂર્ણ શાસન કરવાવાળા યમદૂતો તેની કંઇ પણ કાળજી ધર્યા વગર ઉલટી તિરસ્કાર ભરી દ્રષ્ટિથી પોતાના વજ્રનો પ્રહાર કરતા જોસભર ઘસડવાજ લાગ્યા. યમના પ્રહારથી લોહી ઓકતો અને વિટંબનાની કારમી ચીસો પાડતો મહા મુસીબતે સામે પાર આવી પહોંચ્યો. પ્રાણહારક પ્રાણીઓના ડંખના, યમદૂતોના પ્રહારના અને ચાલવાના પરિશ્રમથી છેકજ બેહોશ બની ગયા પછી જરા વિશ્રાંતિ મેળવવાને અત્યંત આર્દ્રતા દર્શાવે છે ત્યાં પોતાને કોઇ જાગૃત કરી રહ્યું હોય તેમ જણાયું.

દીકરા મનુ ! ઉઠ જરા આ દવા પી લે ! હમણાજ આરામ થઈ જશે.

મ્હાસુખરાય સ્વપ્નમાંથી જાગૃતિમાં આવ્યો. પોતે કોણ, ક્યાં, કેવી સ્થિતિમાં છે તેનું ભાન પણ વિસરાઇ ગયું. થોડીવાર એકી ટશે પોતાની માતા સામે જોઇ રહ્યો. પાછળથી ધીમે ધીમે મંદ સ્વરે બોલ્યો.

જમડા ગયા કે છે ?

જમ કેવા ! અહિં આપણે ત્યાં જમ શામાટે હોય ? જમ જાય આપણા દુશ્મનને ત્યાં. ઉઠ ! બેઠો થઈ આ દવા પી જા ! ડોશીએ જમનો ભ્રમ ભાંગતાં દવા આપી. મહાસુખરાયે તે પીધી. અને પુનઃ પાછો પૂર્વવત્ પથારીમાં પડયા પછી પોતાનો બકવાદ શરૂ કર્યો.

હવે ત્હેને પ્રથમ જેટલી શુદ્ધી રહી શકતી નહોતી. પોતે શું બોલે છે તેનું ભાન પણ ત્હેને નહિ જેવુંજ હતું. સ્હામી બેઠેલી ચંડી સ્વરૂપ તરફ દ્રષ્ટિ ખેંચી બોલ્યો.

સાશી ! હું હવે નહિ જીવું હો ! મ્હારો કાળ મ્હારા માથા

ઉપરજ ભમી રહ્યો હોય તેવું જણાય છે. હાયે ! જમની મુદ્દગળનો માર મ્હારાથી કેમ સહન થશે ? હાય ! વૈતરણી ફરી કેમ તરી શકાશે ? ઓ રામ ! ઓ રામ ! હવે હવે રક્ષા કર, રક્ષા કર !

મનુ ! મનુ ! સમજતો નથી કે ! ગાંડા જેવો આમ બકવાદ શું કરતો હોઈશ ! સૂઇજા, માડી, બે ઘડી શાંતિથી જંપીજા. હમણાંજ તાવ ઉતરી જશે, વૃદ્ધ માતાએ આશ્વાસન આપતાં કહ્યું.

સમજ્યો નહિ, ત્યારેજ આ સ્થિતિ પામ્યો ને ! જો કંઇ પણ જ્ઞાન હોત, તો આટલી અવસ્થાએ આવી પીડા શા માટે આવી પડત ! ત્હારી દુષ્ટ ભાવનાઓની નિંદ્ય વૃત્તિઓના પાશમાં સપડાઇ જઇ મ્હને કોઇ પણ વિચાર ન સૂઝ્યો. પાપાત્મા ! ત્હારાં કર્મનો કર્માચારી બની અહર્નિશ ત્હારી ઇચ્છાનેજ અનુકુળ વર્ત્યો. ઇશ્વરે મ્હને તેની યોગ્યજ સજા કરી છે. હું તે હોંશથી સહન કરીશ. મ્હારા કર્મથી મળેલા બદલાનો ઇશ્વરને રજ પણ અન્યાય નહિ આપું.

મ્હારા પ્રાણાંત સમયે આ મ્હારો પશ્ચાતાપ ઈશ્વરની કિંચિત્ કૃપા પણ અવશ્ય સંપાદાન કરશે. પરંતુ પરધન હારીણી દુષ્ટાત્મા, ત્હને નર્કમાં પણ સ્થાન નહિ મળી શકશે. યમ, ત્હારા નામોચ્ચારથીજ કંપાયમાન બનશે. યમ દરબારમાં શાસન સંભળાવવા જેટલા વખતનો પણ તિરસ્કાર છૂટતાં અસંખ્ય વર્ષો પર્યંત વચમાં વૈતરણીમાંજ ફેંકી દેશે. ત્હારા દુરાચારની દારૂણ સજા તો ઈશ્વર ત્હને હમેશાં આપીજ રહ્યો છે. પરંતુ ત્હારા આસુરી અંતઃકરણમાં તેનો લેશ પણ પરિતાપ થતો જણાતો નથી. તથાપિ એટલું તો સત્ય માનજે, કે ત્હારો તલ ભાર દોષ પણ ઇશ્વરના ન્યાયની કસોટી પરથી પસાર થયા વગર રહેવાનો નથી. આ ત્હારા જેટલીજ વયોવૃદ્ધ બ્હેન પેઠે ઈશ્વર ત્હને પણ ત્હારા કુટુંબને ખવરાવશે, અનેક પ્રકારે રીબાવશે, દુરાચારના પ્રચંડ અગ્નિમાં બાળી ભસ્મ કરી નાંખશે, પરિણામે પાછળ પિંડ મૂકવા પણ કોઈ નહિ રહેવા પામશે. બસ ! હું હવે જાઉં છું. મ્હારી નસો ખેંચાય છે. જીભ ટૂંકી પડતી જાય છે. દશેન્દ્રિઓના દેવતાઓ પ્રભુના પરમ ધામ પ્રતિ ગમન કરવા તત્પર થઇ રહ્યા છે. યમગણો આ પાપાત્માના પ્રાણ કાઢવા ઉત્સુક બની રહ્યા છે. ક્ષમા કરજો ! ક્ષમા કરજો ! આ પાપાત્માના અપરાધોને સહુ કોઇ ક્ષમા કરજો !

આટલું બોલતાં બોલતાંમાં ત્હેના અવયવો ઠરડાવા લાગ્યા. શરીર ઠંડું પડવા લાગ્યું. સહુકોઈ ભયભીત બની ગભરાઇ ગયાં. અને પોત-પોતાના શરીરને વાંકાં વાળી એકી ટશે જોઇ રહ્યાં. ડાકટરને ઉતાવળથી બોલાવવાની આજ્ઞા અપાઇ ચૂકી. પાષાણુ હૃદયના પ્રાણો પણુ આ સમયે પીગળી ગયાં. તેના અનુભાવ રૂપે સર્વની આંખ્યોમાંથી અશ્રુ બિંદુઓ વહેવા લાગ્યાં.

એક તરૂણુ સુંદરી અદ્યાપિ પર્યંત ત્હેના પગ ચાંપી રહી હતી, તે ત્વરાથી ઉઠી ત્હેના મસ્તક પાસે આવી, ત્હેના દક્ષિણુ હાથને પોતાના ખોળામાં લઇ દીર્ઘ સ્વરે રડી પડી. વામહસ્ત ત્હેની ભગીની પોતાના પર્યંકમાં લઇ ભાઈ! ભાઈ! કહી વિલાપ કરવા લાગી. જ્યારે દક્ષિણુ હાથને ચાંપી રહેલી યુવતી ઓ મ્હારા નાથ! ઓ મ્હારા પ્રભુ! મારા માથાના મુગટ! મ્હારા સૌભાગ્યના રક્ષક! મ્હારા પ્રાણુના પણુ પ્રાણુ! મુજ અનાથના આધાર! આ નિરાધાર પર રોષ કરી ચાલ્યા ન જશો! અર્ધ અંગનો પરિત્યાગ ન કરશો! કિંકરીપર કૃપાનો અભાવ ન આણુશો! આપના મુખદર્શને ખીલતા કુસુમને કરમાવી ન દશો! આપના આધારે ટકી રહેલી લતિકાને ધૂળમાં ન મેળવશો! પ્રાણુ! મણીને પરિત્યાગ કરી મુકુટને શન્ય ન બનાવશો? આપના લઘુ સંયોગે મૃત્યુવશ થયેલાં માતપિતાની આપદાને પણુ વિસરાવી દીધી છે, ત્હેને દીર્ઘ કાળનો વિરહ આપવાને નમેરા ન થશો! પ્રાણુ બોલો, બોલો, એક વખતતો બોલો? આપની અમૃત જેવી મીઠી વૃષ્ટિનો સંકોચ ન કરો? પાણી વગરની આ માછલી પ્રાણુ ક્યાં સુધી ટકાવી શકશે? આ તરૂણી આવા અનેકાનેક શોકોદ્ગાર કાઢતી, અસ્ખલિત અશ્રુ પ્રવાહને વહેવરાવતી, શેશ જેવા દીઘ કેશ કલાપને હાથ વતી વીંખી નાંખતી, અર્ધ મૂર્ચ્છાવસ્થામાં ત્હેના શરીરપર ઢળી પડી. પ્રેમે પ્રેમનું કાર્ય કર્યું હોય તેમ, એ અનાથના ઉદ્‌ગારો મહાસુખરાયના હૃદયમાં પ્રવેશ પામ્યા. કુદરતે અબળાની દયા ખાધી હોય તેમ મહાસુખરાયના શરીરમાં કંઇ સ્ફુરતીનો સંચાર થયો. અત્યાર સુધી શબવત્ત પડેલું શરીર કંઇક જાગૃતિમાં આવ્યું. દક્ષિણુ હાથ પ્રિયતમાના પર્યંકમાંથી નીકળી, જાણે આશ્વાસન આપતો હોય તેમ અબળાના મસ્તક પર છત્ર રૂપે સ્થિર થઇ રહ્યો. અનાથની આર્જવતા પ્રત્યે હૃદય આકર્ષાયું હોય તેમ તેજ ક્ષિણુ થયેલી દ્રષ્ટિ પોતાની પ્રિયતમા ભણી ખેં-

ગઇ. વ્હાલીની વિહ્વળતાએ મુખાકૃતિપર દૈન્યની રેખાઓ પ્રત્યક્ષ દર્શાય રહી હતી. ત્હેને દિલાસો આપવાને જીવ્હા કાર્યવાહી બનતી હોય તેમ જણાઇ આવતું હતું. પરંતુ દૈવની નિષ્ઠુરતાએ કે એના અપરાધની અપરિસીમતાએ પ્રયાસ કર્યા છતાં જીવ્હા વળી શકી નહિ. આથી સર્વને વાચા બંધ પડી ગયાનું અનુલક્ષિત થયું. અને સર્વના ગભરાટમાં અધિકતા થઇ. ડાક્ટરના નામની ક્ષણવાર બુમ પડી રહી. અને ગમે તે પ્રયત્ને ડાક્ટરને ઉતાવળે તેડી લાવવા એક બીજા માણસને દોડાવ્યો. મહાસુખરાયનો જીવ હવે વધારે વધારે ઉંડો ઉતરવા લાગ્યો. દ્રષ્ટિમાં લાલાશ ઉડી જઈ સફેતાઇ જણાવા લાગી. નાકની ડાંડી વહાણના સુખાણ પેઠે સ્હેજ ઠરડાતી માલુમ પડી. સર્વની ઓળખાણનું પળેપળે વિસ્મરણ થવા લાગ્યું. શરીરની ચૈતન્યતા પણ અધિકાધિક ઓછી થવા માંડી. આવી અસહ્ય પરિસ્થિતીમાં પણ પોતાની પ્રિયતમાંને કાંઈ પણ આશ્વાસન ન આપી શકવાના પરીતાપે ત્હેનું હૃદય બળી રહ્યું હતું. બોલવાનો ઘણો પ્રયાસ કરવા છતાં સઘળો વ્યર્થજ જતો જણાયો. એના પરીણામે આંખમાંથી આંસુનાં ટીપાં વહેવા લાગ્યાં. હવે જીવ્હા નથીજ વળી શકવાની એવી પૂર્ણ ખાત્રી થતાં હૃદયની જીજ્ઞાસાએ સંજ્ઞાનો ઉપયોગ શરૂ કર્યો. પોતાના જમણા હાથે પોતાની અર્ધાંગનાનો દક્ષિણ હાથ લીધો. અને વામ પાસે બેઠેલી પોતાની ભગીનીના હાથમાં સોંપ્યો. એ સંજ્ઞા સર્વના સમજવામાં આવી કે તે પોતાની પાછળ ત્હેની યુવતિનું સંરક્ષણ કરવા ત્હેની બ્હેનને સૂચના કરેછે. બ્હેને, ભાઇ જોઇ શકે તેમ અનાથ અબળાનો હાથ પોતાની છાતી સરસો ચાંપ્યો. મહાસુખરાયે તે અલ્પ ઉઘાડી દ્રષ્ટિએ જોયું. અને શાંત થયો હોય તેમ ત્હેની અલ્પ ઉઘડેલી દ્રષ્ટિ ક્ષણવારમાં વીંચાઇ ગઇ. શરીર ઠંડુગાર પડી ગયું. અને પળવારમાં તો મૃત્યુના રૂદનનો ઘોષ ચોતરફ વ્યાપી ગયો.



## પ્રકરણ ૪ થું.



# અભ્યાસની શરૂઆત.



"એવું એક પણ કઠિન કાર્ય નથી, કે જે સ્ત્રી ધારે તે ન કરી શકે."

"મહોન્મત્ ગજરાજનો મદ ઉતારનાર શુરવીરો અનેક છે, પરંતુ સ્ત્રીઓના મોહને પરાજીત કરનાર વીર એક પણ નથી."

"સ્ત્રીઓનો એક પળનો સહુવાસ પણ અનિષ્ટકારક છે."

"પરસ્ત્રી એ પુરૂષના સ્વર્ગદ્વારનું રોધક-પાત્ર છે."

"સહોદર ભાઇને પણ પોતાની સ્ત્રીની એકાંત આપવી, એ અત્યંત પરિતાપનો હેતુ છે."

**घृतकुम्भसमानारी तप्ताङ्गार समः पुमान् ।**
**तस्माद्घृतंच वह्निंच नैकत्र स्थापये बुधः ॥**

"સ્ત્રી એ ઘીના ભરેલા ઘડા જેવી છે. અને પુરૂષ તપેલા અંગાર જેવો છે. માટે ઘી અને અગ્નિ, એ બંન્નેને ડાહ્યા જને ઘડીભર પણ એકત્ર થવા દેવાં ઉચિત નથી."

વાંચનાર ! મહાસુખરાયને મૃત્યુ પામ્યે આજ એક માસ વીતિ ગયો છે. પ્રાણાંત સમયે જેનો હાથ પોતાની ભગીનીના હાથમાં સોંપેલો તે ત્હેનીજ ધર્મપત્નિ આપણી નવલકથાની નાયિકા મુક્તાવલી હતી. અને જેને હાથ સોંપવામાં આવ્યો હતો, તે ત્હેની ભગીની રત્નલક્ષ્મિ હતી. રત્નલક્ષ્મિ પોતે આપેલું વચન પરિપૂર્ણ પાળવા માટે પોતાની ભોજાઇને કોઇપણ પ્રકારની ઉણપ આવવા દેતી નહિ. હમેશા ત્હેના સ્વભાવને અનુકુળજ રહેતી હતી. રત્નલક્ષ્મિની અનુકુળતાએ એક માસ જેટલી નજીવી મુદ્દતમાં પણ મુક્તાવલીને મૃત પતિનું દુઃખ મોટે ભાગે વિસરાવી દીધું હતું. માબાપને ત્યાં જેવી રીતે કન્યા રહે તેવીજ રીતે બલ્કે તેથી વીશેશ લાલનથી મુક્તાવલી અહિં રહેતી હતી. આધુનિક કાળના નણંદ ભોજાઇના સંકુચીત સ્વભાવો આ પાત્રમાં મુદ્દલે જણાતા ન્હોતા. રત્નલક્ષ્મિ પાસે લક્ષ્મિની પણ પૂર્ણ કૃપા હતી.

ઘરમાં ચાર પાંચ અનુચરો પણ મ્હેની સેવામાં હાજર હતા. તેઓ જેટલી આજ્ઞા રત્નલક્ષ્મિની પાળતા તેથી વિષેશ મુક્તાવલીની સેવા ઉઠાવતા. અહર્નિશ મુક્તાવલીની આજ્ઞાને આધિન રહેવું, એવો સઘળા નોકર ચાકરોને રત્નલક્ષ્મિનો સખ્ત હુકમ હતો. મુક્તાવલી પોતાના પતિ સમય કરતાં પણ અત્રે વિશેશ સુખમાં રહેતી હતી. રત્નલક્ષ્મિને સહુ કોઇ 'બાઈ' શબ્દથી બોલાવતાં. મુક્તાવલી પણ એજ શબ્દનો પ્રયોગ કરતી. હવે પછી આપણે પણ મ્હેના પ્રત્યે 'બાઈ' બ્દનોજ પ્રયોગ યોજીશું.

સૂર્ય પાતાળમાં પેસવાની તૈયારી કરતો હતો. દક્ષિણનો મંદ મંદ વાયુ સુખી મનુષ્યોના આલ્હાદમાં અધિકતા કરતો હતો. સમુદ્રની શાંત લહરીઓ વિશ્રાંતિ અર્થે આવેલા મનુષ્યોને આવકાર આપતી હોય તેમ ઉછળી રહી હતી. સમુદ્રના કીનારાની નજદિકમાંજ થોડે થોડે અંતરે શ્રિમંત લોકોના બંગલાઓની સીધી હારો આવી રહેલી હતી. દરેક બંગલાના અગ્ર ભાગમાં અવનવી તરેહના બગીચાઓ શોભી રહ્યા હતા. શ્રિમંતોએ પોતાના બંગલા એક એકથી વિષેશ ચિત્તાકર્ષક બનાવવા પાછળ લક્ષ્મિની જરા પણ કચાશ રાખી ન્હોતી. આવા બંગલાઓની આખી હરોળમાં તારાઓમાં જેમ ચંદ્રમા શોભે, તેમ એક બંગલો સર્વથી જૂદો પડી રસ્તે જનાર સર્વનું ધ્યાન ખેંચી રહ્યો હતો. ન્હાના ન્હાના ચાર સિંહની પીઠના મધ્ય ભાગમાં ઉભા કરેલા સ્તંભોના અવલંબને તે ઉભો રહ્યો હતો. તે સિંહોને કુદરતી સિંહોના રંગ જેવા કૃત્રિમ રંગથી એવા રંગવામાં આવ્યા હતા કે જોનારને પ્હેલી દ્રષ્ટિએ તો ઘડિભર કુદરતિ સિંહોનુંજ ભાન થતું. બંગલાની આગળના ભાગમાં એક સુંદર બગીચો બનાવેલો હતો તેમાં મોટી ચકચકીત છીપોની જૂદી જૂદી હરોળ બાંધી લીધી હતી. બગીચાની મધ્યમાં સુંદર આરસપહાણથી બાંધેલો એક ફૂઆરો શોભી રહ્યો હતો. તેમાં રંગ બેરંગી કાચના મિશ્રણથી ઉડતું પાણી જોનારને ઘડીભર કુતુહલ ઉત્પન્ન કરતું હતું. આ બંગલાને Lion Bunglow અથવા '**સિંહ સદન**' એ નામથી ઓળખવામાં આવતો હતો. વાલકેશ્વરના બંગલાઓ બહુધા એક એક માળનાજ બંધાયેલા હોય છે, તેમ આ બંગલાને પણ એકજ માળ હતો. દિવાનખાનામાં ચાલુ જમાનાનું ઉત્તમ ફરનિચર યોગ્ય સ્થળે

ગોઠવવામાં આવ્યું હતું. સામસામી બંન્ને દિવાલો પર સોનેરી ફ્રેમ જડિત બે મોટા આરસાઓ જડી લેવામાં આવ્યા હતા. મધ્યમાં પિત્તળના સરીઆવાળો અને નેતરની બારીક ગુંથણીવાળો ઝુલો લટકાવવામાં આવ્યો હતો તેમાં કમાનો ગોઠવી ઉપર આસમાની મખમલની ગાદી સીવી લેવામાં આવી હતી. આવા સુંદર ઝુલાપર પૂર્ણિમાના પ્રકાશતા ચંદ્રના ગર્વને ગાળી નાંખતી એક તરૂણ વયની નવ યૌવના ધીમે ધીમે ઝુલી રહી હતી. પરંતુ ત્હેની મુખ પ્રભા, તે કોઇ ઉંડા વિચારમાં ગરકાવ થઇ ગયાના ભાવનું ભાન કરાવતી હતી. પોતાના યૌવના ઉન્નત અવયવો કેવળ ઉપાધિરૂપજ સમજી ઘડીભર રોષ ભરી દ્રષ્ટિથી નિહાળી રહેતી, તો ઘડી ભર પોતાને આશ્રયે પડેલાંની ઐાદાસિન્યતા દૂર કરવામાં પોતાની ફરજ વિચારતી હતી. પણ તેમ કરતાં પરિણામની અનિષ્ટતા દ્રષ્ટિ સમક્ષજ તરી આવતી, કે તત્ક્ષણ ભીતિથી અનુકંપિત્ થઇ જતી જણાતી હતી.

જીજ્ઞાસા જે જે માર્ગ બતાવતી, નીતિ તેમાં ભયનું પ્રાબલ્ય દર્શાવતી. આમ ઉભયની વચ્ચે આવેલી તરૂણી પોતાને આવી સ્થિતિમાં મૂકનાર વિધાતા ઉપર અત્યંત કોપાયમાન થઇ જઇ બડબડવા લાગી.

મ્હારા યૌવન બાગનો ઉપભોગ લેનાર ભોગી ભ્રમરને ઉત્પન્ન કરવાની ત્હારામાં શક્તિ ન્હોતી, તો બાગને ખીલાવવાનું ત્હને પ્રયોજનજ શું હતું ? પરિપૂર્ણ પકવતાને પામેલાં ફળો હું કોને અર્પણ કરૂં ? ઋતુના પ્રભાવે ફાલી રહેલા આ બાગમાં હું કોને વિશ્રાંતિ આપું? કુંભાર ! ત્હારા કયા ગુણે આકર્ષાઇને ઇશ્વરે ત્હને સૃષ્ટિ ઘડવાનું કામ સોંપ્યું ? ત્હારામાં શી કુશળતા ભરી છે ? ત્હારી અકુશળતાનો ભોગ અમો થઇ પડીએ, અને રોગમાં સદા રીબાતાં રહીએ, એ મ્હારાથી સહન નહિ થાય. આટલું બોલી જરા મૌન થઇ રહી, વળી કંઇ નવીન વિચાર સ્ફુર્યો, અરે, પણ એમાં ત્હારો શો દોષ ? ત્હારી તો સર્વના કર્માનુસાર કૃતિ છે. તેમાં ત્હારા પર આરોપ મૂકવો એ વ્યર્થ છે. ત્યારે શું, મ્હારા કર્મમાં હું એને નહિ મેળવી શકું ?........શા માટે નહિ ?...હું ધારૂં તો શું ન કરી શકું ? કરી શકું......અને ન એ કરી શકું.

એક ઉષ્ણ નિશ્વાસ મૂકતાં છેલ્લા શબ્દનો ઉચ્ચાર કર્યો. વળી

થોડો સમય મૌનતા ગ્રહણ કરી. હૃદય પ્રતિપળ વ્યગ્ર થવા લાગ્યું. પહેરેલાં વસ્ત્રાભૂષણો ભારરૂપ ભાસવા લાગ્યાં. પ્રફુલ્લિત થયેલાં અવયવો પર તિરસ્કાર છૂટવા લાગ્યો, મખમલની મૃદુતા અંગમાં ખુંચવા લાગી. મન્મથના ઉગ્ર સંતાપથી શરીરમાં તાપથી અધિકતા થવા લાગી. કામના ઉન્માદમાં ને ઉન્માદમાં પોતે શું બોલે છે, તેની પણ વિસ્મૃતિ થવા લાગી. શંકરપર વરસેલો કામાગ્નિ અત્યારે પોતાપર વરસતો હોય તેમ જણાવા લાગ્યું. શાંતિકર પદાર્થો સઘળા અશાંતિ સ્વરૂપમાં ફેરવાઇ ગયા. આમ અત્યંત વિવ્હળતાના આવેશમાં આવી જઇ રોષ ભરી ઉઠી. અને પાછળની અગાશીમાં આવી એક આરામ ખુરશી પર બેઠી. નેત્રો મીચી થોડા વખત મૌન જ પડી રહી. હૃદયમાં પ્રિયની પ્રતિમાનો સાક્ષાત્કાર થયો. દર્શન થતાંજ અલ્પ સમયમાં હર્ષ પ્રગટી રહ્યો. એટલે પુનઃ પોતાની વાગ્ધારા છોડી.

સમય તો થયો છે; ત્યારે કેમ નહિ આવ્યા હોય!......આવશે,...આવતાજ હશે...મ્હારા હૃદયમાં ભણકાર વાગી રહ્યા છે...એટલે હમણાજ આવવા જોઇએ. અહા! હમણાંજ આવે તો કેટલું સારૂં થાય. બાઇ, બહાર ગયાં છે અને એ આવે તો હું મ્હારી ઇચ્છા કેટલી સહેલાઇથી પ્રદર્શિત કરી શકું. શું એ મ્હારી ઇચ્છાનો અંગિકાર નહિ કરે! કરશેજ! કદાચ આનાકાની કરશે, તો અપરાધની ક્ષમા માગી આજીજી કરીશ, હમેશાં એની આજ્ઞાનુસાર વર્તવા વચન આપીશ આટલું કરતાં એક ડાહ્યા પુરૂષ શું એક અબળાની આજીજીનો અનાદર કરશે? ન કરે! કદી ન કરે! આવા પોતાના માનસિક ઘડાતા વિચારોમાં એકાએક મુખાકૃતિપર હર્ષની રેખાઓ સ્ફુરી રહી.

પ્રભાતે આવ્યા હતા, તે અત્યારે આવ્યાના સમાચાર એક અનુચરે આવી જણાવ્યા એ સાંભળતાંજ મુક્તાવલીના અંતઃકરણમાં આનંદનું આંદોલન થવા લાગ્યું. જેના વિચારોમાં તલ્લિનતા વ્યાપી રહી હતી, તેજ સમયમાં ત્હેનું આગમન એ પોતાના કાર્યની સિદ્ધી સૂચક માની લીધું. સમાચાર આપનાર અનુચર પર અંતરનો ઉમળકો આવ્યો અને તેજ પળે ત્હેને યોગ્ય કંઇ અર્પણ કરતાં આતુર હૃદયે ઉઠી દિવાનખાનામાં આવી.

પ્રત્યક્ષ પ્રિયની પ્રતિમાનાં દર્શન થયાં. હૃદય પ્રફુલ્લિત થયું. જીજ્ઞાસાએ વાચાને ઉત્તેજીત કરી અને જીવ્હાએ તે કામ અત્યંત આનંદથી આરંભ્યું.

આવો માસ્તર સાહે...બ ! આવ્યા છો તો બરાબર નિયમિત વખતેજ ! હું રાહજ જોઇ રહી હતી. મુક્તાએ સામી પડેલી એક ખુરશીપર બેસતાં બેસતાં લ્હેંકાથી જણાવ્યું.

મુક્તાના શબ્દ પ્રયોગથી આવનાર કંઇક આશ્ચર્યમાં પડયો. પોતાના સરલ સ્વભાવે એ પ્રયોગને ગ્રહસ્થાઇની ઉછૃંખલતાના અવિવેકનું એક કારણ માન્યું અને ધીમે સાદે પૂછયું.

કેમ, બાઇ કયાંઇ બહાર ગયાં છે ?

હાજી, બહાર ગયાં છે. બાઈ વગર નહિ બેસી શકાતું હોય કેમ ? મુક્તાએ માર્મિક હાસ્ય કરતાં કટાક્ષમાં કહ્યું. આવનાર ચમકયો. મુક્તાના પ્રત્યુત્તરે શરીરમાં રોમાંચ ઉભાં થયાં. મુક્તાની માનસિક વૃત્તિઓમાં અશુદ્ધતા પ્રગટતી જોઇ. મુખ અને નેત્રના વિકાસમાં અયોગ્ય અનુભાવોનું અનુકરણ થતું જોયું. ત્હેની માનસિક અને બાહ્યચેષ્ટાઓએ આવનારના અંતઃકરણમાં કિંચિત્ અભાવનું ચિત્ર આલેખ્યું. જેના મૃત પતિને હજુ એક માસ પણ પૂરો નથી થયો, તે સ્ત્રીના આવી હાવાભાવાદિક ચેષ્ટાઓએ સ્ત્રીઓના હૃદયની કુટીલતાનો આજ પ્રત્યક્ષ અનુભવ કરાવ્યો. તથાપિ પોતે ત્હેના એક શિક્ષક તરીકે અત્રે આવેલ હોવાથી શિક્ષક તરીકે ત્હેના સઘળા દુર્વિચારોનું છેદન કરવામાં પોતાની ફરજ વિચારી. પુરુષો કરતાં સ્ત્રીઓમાં દુરાચાર અને દુર્વિચારની પ્રગતિ વિશેષ કરીને હોય છે એટલું તો પોતે પણ સારી પેઠે સમજતો હતો. એ દુરાચાર અને દુર્વિચારના નિવારણનું કાર્ય પોતે પોતાના પર સ્વીકારી લીધું. એ ઉપરાંત તેને વિશેશ ઉત્તેજીત કરતો એવો પણ વિચાર સ્ફુરી આવ્યો કે, જેને હું એક ધર્મની બ્હેન તરીકે ચાહવા ઇચ્છા રાખું છું. તે પાત્રના હૃદયમાં દુર્વિચારના અંશનો સંચાર પણ ન થવા દેવા પ્રયાસ કરવો, એ એક બંધુ તરીકે પણ મ્હારી ફરજ છે. ઇશ્વર મ્હને એ કાર્યમાં મદદ આપે એમ હું અંતઃકરણથી ઇચ્છું છું.

પોતાના હૃદય મંદિરમાં મ્હાલી રહેલા માસ્તરને કંઇક ચિંતા યુક્ત મુખમુદ્રા સાથ જોતાં મુક્તાવલી સમજી ગઇ કે મ્હારા કેટલાક શબ્દોએ એના હૃદયમાં વીમાસણ ઉત્પન્ન કરી છે પણ કંઇ ચિંતા નહિ.

પુરૂષની કોઇપણ પ્રબળ વૃતિને મહાત્ કરવા સ્ત્રીઓની ચેષ્ટાઓ સમર્થ છે. પાષાણ જેવા હૃદયને પિગળાવી નાંખવાને સ્ત્રીઓ સદા

વિજયવંતજ છે. મ્હને ખાત્રી છે અને હિમ્મત છે કે માસ્તરને હું પળ વારમાં પાણી બનાવી દઇશ. મ્હારી માગણીનો અવશ્ય સ્વીકાર કરાવી લઇશ. વિદ્વાન છે, ડાહ્યો છે, સમજુ છે એને સમજાવતાં શી વાર! પણ ઉતાવળું ન થવું. પ્રથમ તો એની વિમાસણને જડમૂળથી નાબૂદ કરવી, પછી એના હૃદયને આકર્ષણ કરાવવું, અને ત્યારપછી પ્રેમની અર્પણ પત્રિકા આપવી. આવો વિચાર કરી માસ્તરને મૌનતાથી મુક્ત કરવા કંઇક આડકતરી ભાષાનો પ્રયોગ આરંભ્યો.

વાહ ! માસ્તર સાહેબ ! હું એમ પૂછુંછુ, કે આપનું અત્રે આગમન શા નિમિત્તે થયું છે ? તે કંઇ જણાવશો ?

આ શબ્દો સાંભળતાંજ માસ્તર થઇ આવનારની મુખાકૃતિમાં એજ પળે ફેરફાર થઇ ગયો. હૃદયમાં કંઇક ભયનો પ્રવેશ થયો. નખથી શિખા પર્યંત આખા શરીરમાં વિજળી પેઠે એક ચમકારો થઇ ગયો. આ પ્રશ્નનો શો પ્રત્યુત્તર આપવો એ વિચારમાં પડયો. બાઇની ગેરહાજરીમાં હવે પછી કદી ન આવવું એ દ્રઢ સંકલ્પ કર્યો. શામળ કવિએ ચીતરેલી સ્ત્રીઓની નિષ્ઠુરતાનો આજ ખરેખરો અનુભવ થયો. પળે પળ બદલાતી સ્ત્રીઓની વૃત્તિને આજ પ્રત્યક્ષ જોવા લાગ્યો. હૃદયમાં કંઇક ગભરાટ વછૂટયો. પરંતુ પાછો ક્ષણમાંજ સ્વસ્થ થયો. કપાળપર ક્રોધની રેખાઓ છવાઈ. નેત્રોમાં રક્તની રેખાઓ સ્ફુરી આવી.

વાંચનાર ! માસ્તર થઇ આવનાર: યુવકને ઓળખ્યો તો હશે. એ આ આપણી નવલકથાનો અવલંબન નાયક દેવેન્દ્રરાયજ છે. રત્ન લક્ષ્મિના કહેવા મુજબ મુક્તાવલીને અત્રે ભણાવવા માટે આવેલ છે કાવ્યશાસ્ત્રમાં વર્ણવ્યાનુસાર ચાર પ્રકારના [1]નાયકોની કળાનો એકત્ર સંયોગ આપણા આ દેવેન્દ્રમાં થયો હતો. જન્મથીજ ત્હેને કાવ્યનો શોખ હતો. એ ઉપરાંત કાવ્યશાસ્ત્રનો અભ્યાસ પણ ત્હેણે કર્યો હતો. નાયક નાયિકાની અનુકુળ કે પ્રતિકુળ વૃત્તિઓને પણ સારી પેઠે સમજી શકતો. સારાંશ એટલોજ કે ત્હેનામાં અનુકુળતા, પ્રતિકુળતા, દક્ષતા અને ધૃષ્ટતા એ ચારે વસ્તુનો સમાવેશ હતો. અને સમયની અનુકુળતાએ ઉપરના ગુણોને ઉપયોગમાં લેતો. તેમ આ વખતે પણ

૧. અનુકુળ, દક્ષ, ધ્રષ્ટ અને શઠ. એ મુજબ કાવ્ય શાસ્ત્રોકારોએ નાયકને ચાર પ્રકારે વર્ણવ્યા છે.

તેની ઉપયોગીતા વિચારી જણાવ્યું કે—મુકતા બ્હેન ! હું નથી સમજી શકતો કે આવો પ્રશ્ન ત્હમે શા માટે કરો છો ? ત્હમોને ઇચ્છા હતી, અને બાઇએ ભલામણ કરી; તેથી ભણાવવા માટે ! એ સિવાય કોઇ જાતનો સ્વાર્થ મ્હારા હૃદયમાં ઉદ્‍ભવેજ નહિ. એટલી ભૂલ થઈ કે બાઇની ગેરહાજરીમાં આવ્યો. પણ એ ભૂલ હવે સુધારીશ. આવતી કાલથી બાઇની હાજરીમાંજ આવીશ.

દેવેન્દ્રે જરાપણ ગભરાયા વગર સેજ ક્રોધિત મુદ્રાએ જવાબ આપ્યો.

જવાબ સાંભળતાંજ મુક્તા ગભરાણી. જે શબ્દોની આશા રાખી હતી, તેની પ્રતિકુળતાજ થઇ. હાથ આવેલું રત્ન સરી પડવાની તૈયારીમાં જણાયું. તેમાં પોતાનીજ ભૂલ હતી. તેનો પશ્ચાતાપ થવા લાગ્યો. પરંતુ ભૂલને જૂદા સ્વરૂપમાં ફેરવવા પોતે કંઇ અકુશળ ન્હોતી.

તેજ પળે મુખ પરની સઘળી વિકારી વાસનાને શમાવી પ્રસન્ન વદને થયેલી ભૂલને ફેરવવા લાગી.

ભૂલ્યા ! માસ્તર સાહે...બ, ભૂલ્યા ! અર્થનો અનર્થ કરી નાંખ્યો. ત્હમે માસ્તર, અને હું ત્હમારી શિષ્યા. શિષ્યનો સંભવ છે કે બોલવામાં કદાચ બાલિશતા થાવ. પણ, સમજવામાં ગુરૂની બાલિશતા થાય, એ અક્ષમ્ય ગણાય. ત્હમે ભણાવવા આવ્યા, તે ભણાવવું તો બાજુએ મૂકી કંઈ વિચારમાંજ નિમગ્ન બની ગયા. હું સમજી કે માસ્તર જે કાર્યાર્થે આવ્યા છે તેનું વિસ્મરણ થઈ ગયું જણાય છે એથી લાચારીએ મ્હારે ત્હમારા કાર્યની સ્મૃતિ કરાવવા આગમનનું નિમિત્ત પૂછવું પડયું. તેમ કરવામાં મ્હારી ભણવાની ઉત્કટ ઇચ્છાજ કારણભુત હતી. તેમ છતાં તેમાં કંઇ દોષ દ્રષ્ટિગોચર થતો હોય તો દર્શાવશો. હું તે ખુશીથી અંગિકાર કરીશ. અને ભવિષ્યમાં તેવી ભૂલને અવકાશ ન મળે તેવો પ્રયત્ન પણ કરીશ.

મુક્તાએ આટલા શબ્દો બોલતાં બોલતાં એટલો તો સ્નેહ ભાવ, ભણવાની ઉત્કટ ઇચ્છા અને હૃદયની શુદ્ધતા તથા સરલતા પ્રદર્શીત કરી કે દેવેન્દ્ર તો દિંગ્મૂઢ બની ગયો. પ્રત્યુત્તર આપવામાં પોતાની ભુલ સમજાવા લાગી. એ ભૂલથી મુક્તાને માઠું લાગ્યું, તથાપિ તેનો અંશ પણ ન દર્શાવતાં મુકતાની વાક્ય વિદગ્ધતાએ દેવેન્દ્રના હૃદયમાં ઉચ્ચ

આસન મેળવ્યું. અને પરિણામ એ આવ્યું કે પ્રથમ પ્રગટેલા ભાવમાં ન્યુનતા ન થતાં અધિકતા થઇ. મુખપર હર્ષનાં ચિન્હો સ્ફુરી આવ્યાં. અને હૃદયની લાગણી પ્રદર્શિત થવા લાગી.

મુકતા બ્હેન ! ત્હમે દેખાડેલી મ્હારી ભૂલનો હું પોતેજ સ્વીકાર કરૂં છું. ત્હમારી વાકય વિદગ્ધતાએ મ્હારા હૃદયમાં ઉંડી અસર કરી છે. ત્હમારા જેવાં પ્રવિણ પાત્રના એક શિક્ષક થવાનો મ્હને જે પ્રસંગ પ્રાપ્ત થયો છે, તેને માટે હું મ્હને પોતાને કંઇ વિશેશ ભાગ્ય ......... લ્યો, હાંઉ ! હાંઉ ! હદ થઈ. મા...સ્તર ! હવે વિશેશ પ્રવિણ પ્રવિણનાં વિશેષણો વળગાડી છેક છાપરે ન ચડાવશો. પડીશું તો પાછાં પાવળું પાણી માગવા જેટલાંય નહિ રહીએ. મુક્તા આ વખતે નમ્રતાનો પ્રયોગ ઉત્તમ માની દેવેન્દ્રને બોલતાં અટકાવી વચમાંજ બોલી ઉઠી.

'પ્રવિણ હોય તે ન પડે,' અને પડે તો પણ યુક્તિ પુરઃસર પડે; એટલે બીજા જેટલી વ્યથા તો ન જ પામે. દેવેન્દ્રે પ્રવિણતાનું પ્રતિપાદન કર્યું.

'હવે એ પડે કે ચડે, તે સાથે આપણે શું લાગે વળગે ! એવા પાઠો જરૂર પડે ત્યારે ભણાવજો ! અત્યારે તો

.....બ્હેન ચાહ તૈયાર છે, લાવું ? એક અનુચરે વચ્ચે વિક્ષેપ નાંખ્યો.

લાવ, એક કપમાં દૂધ જરા વધારે નાંખજે હં !.........નહિ તો હું ન નાંખીશ ! દૂધ પણ અહિંજ લાવજે.

અનુચરે આજ્ઞા મુજબ બંન્ને હાજર કર્યાં. મુક્તાએ અરધા કપ ચાહમાં દૂધ રેડવા માંડયું. દેવેન્દ્રે વચ્ચે વિવેક કર્યો. પરંતુ તેનો આદર ન કરતાં મુક્તા રેડતીજ રહી.

'દેવેન્દ્ર' બસ, બસ, કહેતા છતાં મુક્તા ન અટકતાં દેવેન્દ્રને પોતાના હાથથી મુક્તાના હાથને અટકાવવાની ફરજ પડી. મુક્તાનો એ યુક્તિ પુર્વકનો પ્રયોગ ફળિભૂત થયો. દેવેન્દ્રનો સ્પર્શ થતાં શરીરમાં રોમાંચ થઇ આવ્યાં. નેત્રમાં વિકારનો વિકાસ થઇ આવ્યો, અત્યાર સુધી ગુપ્ત રહેલો કામદેવ રણસંગ્રામમાં જતો હોય તેમ આખા અંગમાં પ્રબળપણે પ્રકાશી રહ્યો. કામના અત્યંત આવિર્ભાવના પ્રતાપનો

મુક્તાને આજ પ્રથમ જ અનુભવ થયો હોય તેમ જણાયું. અનંગના અત્યંત પરિતાપથી હૃદય એકદમ ભેટી પડવા લલચાયું. તથાપિ ત્હેના શાણપણે ત્હેને અવિચારી ઉતાવળ કરતાં અટકાવી પ્રગટેલા આવિર્ભાવને ધીમે ધીમે હૃદયમાંજ સમાવ્યો. અને થોડી વારે કંઈ શાંત થઇ સ્વસ્થ થઈ. દેવેન્દ્રે ચાહનો કપ લીધો, અને પીવા લાગ્યો. મુક્તા પણ સાથેજ પીવા લાગી, ચાહ પીવાઇ રહી કે તુર્તજ ચાકરે રકાબીમાં પાન સોપારી હાજર કરી. તેને આદર આપી દેવેન્દ્ર કંઇક સ્વસ્થ થઇ બેઠો. ક્ષણિક પરિચયમાં પણ મુક્તાના વિસ્તૃત ભાવે દેવેન્દ્રના હૃદયમાં ઉંડી અસર કરી, પ્રથમ પ્રગટેલી ગ્લાની સર્વાંશે નિર્મૂળ થઇ. ભગિની તરીકેની ભાવનામાં પ્રસ્તૃત સત્કારે અગ્નિકતાનો પાયો નાંખ્યો. પરંતુ વાંચનારના લક્ષમાંજ હશે કે મુક્તા ત્હેને ભગિની ભાવે તો સ્વિકારવા જ ઇચ્છતી ન્હોતી. 'બ્હેન' શબ્દજ મુક્તાના હૃદયમાં વજ્રનો પ્રહાર કરતો હતો. એ શબ્દ નીકળતાંજ મુક્તાના કર્ણદ્વાર બંધ થઇ જતા. હવે પછી એ શબ્દનો પુનરોચ્ચાર ન થવા પામે એમ અંત:કરણમાં ઘડી ઘડી ઇચ્છતી. પરંતુ કુદરતે બંન્ને પાત્રની અત્યાર સૂધીની એવી અઘટિત ઘટના ઘડી છે કે બંન્ને એક પર્વતના પરમ શિખરે પહોંચવા ઇચ્છે છે પરંતુ અભિલાષ રૂપિ માગ બંન્નેના નિરાળા છે. એકનો સર્વોત્કૃષ્ટ સિધો માર્ગ છે ત્યારે બીજું પાત્ર અનેક અગવડતાઓથી ભરપુર મહાન અટપટા માર્ગથી પ્રયાણ ઇચ્છે છે. આમ બંન્નેની ઇચ્છાઓ તો આપણે જોઇએ છીએ. ત્યારે અદ્રષ્ય રહી નટ રૂપે કાર્ય કરતો દૈવ શું ઇચ્છે છે તે જોઇએ.

મુખવાસથી સુવાસિત બની મુકતા પણ સ્વસ્થ થઇ. અને જાણતાં છતાં પણ અજ્ઞાનતામાં આનંદ માનનાર પ્રૌઢ સ્ત્રી પેઠે પ્રેમ ઘેલી નાયિકા પ્રિયતમ પાસે જેમ ગાંડાઘેલાં કાઢે તેમ પતિ નહિ છતાં પતિ માની મુકતા પણ એ અનુકરણ કરવા લાગી.

માસ્તર ! આ બધી ખટપટમાં ભણાવવાનું તો ભૂલીજ ગયાહો તેમ જણાય છે. નહિ વારૂ !

બ્હેન ! એ કેમ ભૂલાય ? ભૂલ નહિ છતાં એક વખત તો ઠપકાને પાત્ર બન્યો. બીજી વખત બને એટલું મ્હારૂં હૃદય મુગ્ધ નથી. જોઇતાં પુસ્તકો પણ સાથેજ લેતો આવ્યો છું. આમ કહી દેવેન્દ્રે રૂમાલમાં બાંધેલાં પુસ્તકો છોડવા માડયાં.

માસ્તર ! ત્હમે મ્હને પ્રથમ શું ભણાવશો ? ગુણસુંદરીએ વિનોદની શરૂઆત કરતાં પૂછ્યું.

માસ્તર—ત્હમે, કયાં સૂધી જાણોછો, તે પ્રથમ તપાસવું પડશે. પછી કયાંથી શરૂઆત કરવી તે એની મેળેજ જણાઇ આવશે.

મુક્તા—હું જેટલું ભણી છું, તે તો બધુંય ભૂલી ગઇ છું. કારણ કે એ શીખવનારજ શીખવાને લાયક હતો. હવે તો શીખવવા ઇચ્છતા હો તે શરૂઆતથીજ શીખવવાનું છે. સાવ અભણ સમજીનેજ ભણાવવાની છે.

માસ્તર—ત્યારે તો બાળપોથીથીજ શરૂઆત કરવી પડશે.

મુક્તા—આજ અઢાર વર્ષની ઉમ્મરે બાળકની પંકિતમાં બેસારશો એ કેમ ફાવશે ? અને એવી પોથીઓને હું કયારે પૂરી કરી રહીશ ?

માસ્તર—વયોવૃદ્ધ થયા છતાં જો નિરક્ષર હોય તે બાળકની પંકિતમાંજ ગણાય છે. વળી કોઇપણ અભ્યાસમાં પ્રવેશ કરવો તે બાળક બનીનેજ કરવાથી તેનું ઉત્તમ ફળ મેળવી શકાય છે. ખંતથી જો નિયમિય અભ્યાસ કરશો, તો બાળપોથી એક માસમાંજ પૂરી કરશો.

મુકતા—વારૂ ! ત્હમે જેમ શીખવશો તેમ શીખીશ છતાં જો અભણ રહી જઇશ, તો વાંક બધો ત્હમારે શિર ઢોળીશ ! અને પગાર પણ પાછો કઢાવીશ ! તે વખત પછી મ્હને દોષ ન દેશો !

માસ્તર—કબૂલ છે. પણ કદાચ ત્હમે ધાર્યા કરતાંએ આગળ વધી જશો તો......

બીજાઓ નહિ બૂઝે તેવી કદર બૂઝીશ, એમ ન સમજશો, કે "મુક્તા" ગોગ્યાયોગ્યની પરિક્ષા કરવામાં પછાત છે, ભાવથી ભણાવશો તો નહિ ધારેલો બદલો મેળવશો, કદાચ મુકતા હાર પણ ગળે વળગાડી શકશો. મુકતાએ ઉછળતા અંતઃકરણે વ્યંજના વાપરતાં જણાવ્યું.

બાઈની ને ત્હમારી મ્હારાપર મીઠી દ્રષ્ટિ છે એ મોતીઓના હારથી પણ હું અધીક સમજું છું. ઇશ્વર જો એ અવિચળ ટકાવી રાખે તો મ્હને સર્વ મળ્યું એમ સમજું છું બાઈની અને ત્હમારી કૃપા કદાચ જો હું પ્રાપ્ત ન કરી શકયો હોત, તો સત્યજ કહું છું કે મુંબઈ જેવા શહેરમાં એક દિવસ પણ હું રહેવા પામ્યો ન હોત.

અહોહોહો ! માસ્તર સાહેબ, સ્હાબાશ ! સ્હાબાશ ! ત્હમે તો બાઇની સાથે મ્હને પણ ફાળકે ફેરવવા માંડી ! અમને એવાં મિથ્યા વખાણ ગાવ, તે ન ગમે. વારૂ ! કહો જોઉં, એક ચાહ સિવાય અમોએ ત્હમારી ઉપર એવડો શો ઉપકાર કરી નાંખ્યો છે ? અને ચાહને જો ઉપકાર સમજતા હો તો તેમાં ત્હમારી ભૂલ છે. ચાહ, એતો મુંબઇમાં એક જાતનો વિવેક છે; નહિ કે ઉપકારનું કંઈ સાધન છે.

સ્હાબાશ છે મુક્તા બ્હેન, ત્હમારી વકતૃત્વકળાને ! ત્હમારા પ્રત્યુત્તરથી હું ખુશી થાઉ છું તથાપિ એ પ્રત્યુત્તરની લઘુતા હું સમજાવીશ સાધારણ જનસમાજ જેને સાકર પાણી અને દુધનો ઉકાળો સમજે છે, તેને વિદ્વાન વર્ગ જુદીજ દ્રષ્ટિએ નિહાળે છે. ‘ ચાહ ’ ને ભાવ્-ચાહના માયા–લાગણી અથવા સ્નેહમાં ઘટાવે છે.

એવો સ્નેહ બે પ્રકારે ઉદ્દ્ભવી શકે છે. ‘ સ્વાર્થી, ’ અને ‘ નિ; સ્વાર્થિ. ’ જ્યારે સ્વાર્થિ વૃત્તિ તો ત્હસારા ભાવમાં સ્થાનજ પામી શક્તી નથી. જે પ્રકાશી રહી છે તે નિસ્વાર્થિજ. એવી ‘ નિસ્વાર્થ ’ વૃત્તિ બહુધા ઉદાર મનુષ્યમાંજ ઉદ્દ્ભવી શકે છે. હવે પોતાથી વિષેશતાવાળા અથવા પોતાની યોગ્યતાવાળા ઉપર થતો ‘ ચાહ ’ આદિનો સત્કાર તે વિવેક રૂપે વર્ણવી શકાય. પરંતુ પોતાથી લઘુતાવાળા મનુષ્ય પર એ વિવેક, ‘ વિવેક ’ નહિ ગણતાં ઉપકારજ ગણી શકાય. કારણ કે એ સઘળો સત્કાર નિષ્કામ અથવા નિસ્વાર્થ વૃત્તિએજ કરવામાં આવે છે. હવે કહો જોઇએ મારી તરફના કોઇપણ યોગ્ય બદલાની આશા વગર ત્હમારો સત્કાર કૃપાને પાત્ર નથી ઠરી શકતો ?

હારી માસ્તર સાહે......બ, હારી ! ત્હમારા જેવા વિદ્વાન સાથે વાદ વિવાદમાં ઉતરતાં હું એક અબળા કયાંથી પહોંચી શકું ? તથાપિ એટલું તો કબુલજ કરીશ, કે અમારા તરફથી થતા સત્કારને ઉપકારમાં તો નહિજ મૂકી શકાય. કદાચ ત્હમે તેમ માનો તો એ ત્હમારો વિવેક, અને અમારો પણ વિવેક. અને વિવેક વિવેકી મનુષ્ય મળતાં પ્રગટી ઉઠે તેમાં કંઇ વિષેશતા ન ગણાય. ત્હમે અમારાથી લઘુતા દર્શાવી પણ હું તો તેમ માની શકતી નથી ઉલટા ત્હમને અમારાથી વિષેશતાવાળા સમજું છું. કારણકે લક્ષ્મિ તો અનિશ્ચિત છે. કોને ખબર છે કે આજ અહિં છે, તો કાલ કયાં જશે. પરંતુ ત્હમારા

જેવા વિદ્યા દેવીથી વિભુષિત થયેલાની ગણના લક્ષ્મિવાનથી વિશેશ થઈ શકે. લક્ષ્મિવાન જે કાર્ય સ્વપ્ને પણ ન કલ્પી શકે, તે બુદ્ધિમાન તાદ્રશ્ય કરી દેખાડે. વળી જેમ તેનો વિશેશ વ્યય વ્યતો જાય, તેમ તેની અધિકતામાં વિશેશતાજ થતી જાય. વિદ્યાથી લક્ષ્મિની કીંમત અબુધ હોય તે ભલે અધિક આંકે, પણ લક્ષ્મિને ટકાવી રાખવી કે તેમાં અધિકતા કરવી એતો બુદ્ધિજ કરી શકે. અબુધને હાથ આવેલી લક્ષ્મિ અલ્પ કાળમાંજ પ્રયાણનો માર્ગ શોધે. માટે અમારાથી ત્હમારી લઘુતા નહિ, પણ ત્હમારાથી અમારી લઘુતાજ સ્પષ્ટ દર્શાઇ આવે છે. એ ન્યાયે અમારી ઉપર ત્હમારો ઉપકાર સિદ્ધ થાય છે. મુક્તાએ હસતાં હસતાં માસ્તરનો ઉપકાર પ્રતિપાદન કરતાં જણાયું.

ધન્ય છે, મુકતા બ્હેન ! ત્હમારી બુદ્ધિની પરાકાષ્ટાને. મ્હારી કલ્પનામાં પણ ન્હોતું તેવું બુદ્ધિનું ચિત્ર ત્હમે મ્હારી સમક્ષ ખડું કર્યું મ્હને એથી બહુજ આનંદ ઉત્પન્ન થાય છે. ત્હમારાં જેવાં પ્રવીણના શિક્ષક થવામાં પણ હું મ્હારાં મહાભાગ્ય સમજું છું, હવે મ્હને પૂર્ણ ખાત્રી થાય છે કે ત્હમે ત્હમારો અભ્યાસ બહુજ અલ્પકાળમાં આગળ વધારી શકશો, ચાલો, હવે બીજા વાર્તા વિનોદમાં ઉતરવા કરતાં આપણે આપણા અભ્યાસનીજ શરૂઆત કરીએ, આમ કહી દેવેન્દ્રે બાળપોથી કાઢી તેમાંથી બીજા ભાગનો પ્રથમ પાઠ મુકતાના મુખ આગળ ધરતાં જણાવ્યું,

જૂઓ, વાંચો જોઇએ આ પ્રથમ પાઠ ત્હમે કેટલી સહેલાઇથી વાંચી શકો છો. તે જણાઈ આવે, મુકતા માસ્તરની આજ્ઞાને આધિન થઇ અનિચ્છા છતાં પણ ટદ્દાર થઈ ધીમે ધીમે વાંચવા લાગી.

| | |
|---|---|
| **મા, ચા પા.** | **બા, ચા કર.** |
| **ભા, આ મધ ખા.** | **મા, આ ચા થઇ.** |
| **ના, મા, ચા પા.** | **બા, બા, ચા પા.** |

મુકતાએ ઉપરના શબ્દો સ્હેજ અચકાતાં અને કિંચિત શરમાતાં શરમાતાં વાંચતાં છેલ્લું વાકય વાંચી અટકી.

જૂઓ, માસ્તર સાહેબ ! આમાં પણ પ્રથમ ચાહનોજ વિષય આવ્યો. આપણા દેશમાં બાળકથી વૃદ્ધ પર્યંત ચાહની પ્રવૃત્તિ વિશેષ વધી ગઇ છે. એવું સમજી આ લખનારે આપણી સમક્ષ પ્રથમ ચાહનોજ વિષય રજુ કર્યો.

મુક્તા બ્હેન ! ચાલતા પાઠમાં નિરૂપયોગી વિષયની ચર્ચા ઉચિત ન ગણાય. જે કાર્ય આરંભ્યું, તે પૂરૂં કર્યા પછીજ બીજી વાતોમાં વળગવું. ચાલો, વાંચો, પ્રથમ પાઠ પૂરો કરો.

ભૂલી, એ ભૂલ હવે સુધારીશ. ચાલતો પાઠ પૂરો કર્યા વગર વચમાં એક પણ અક્ષર નહિ બોલું પુનઃ વાંચન શરૂ થયું અને ન્હાનો જ પાઠ એટલે થોડાજ વખતમાં પૂરો થયો. અને બીજા પાઠની શરૂઆત થઇ. ત્યાંતો ઓચિંતિ વિજળી પેઠે રત્નલક્ષ્મિ આવી ઉભી રહી.

કેમ, ભાઈ આવ્યા છો ને !

હા બાઇ ! ક્યાં, ક્યાંઈ બહાર ગયાં હતાં ? દેવેન્દ્રે જવાબ આપતાં પૂછ્યું.

હા. મ્હારી એક ધર્મની બ્હેનને મળવા ગઇ હતી હમણાજ ગઈ હતી ત્હમે ક્યારે આવ્યા ?

પાંચ વાગ્યે.

હું સાડાચારે ગઇતી.

મુક્તા બ્હેનનો પ્રથમ પાઠ લીધો. અને આ બીજો પાઠ આપું છું.

ત્યારે તે પૂરો કરો નહિતો વચમાં ખલલ પહોંચશે. કહી રત્નલક્ષ્મિ પુસ્તકોના એક કબાટ પાસે પડેલી ખુરશી પર બેઠી.

દેવેન્દ્રે બીજા પાઠની આપવા જેટલી માહિતી આપી પાઠ પૂરો કર્યો એટલે મુક્તા બાળપોથી લઈ ખુરશી પરથી ઉઠી જરા અળગી જઇ બેઠી. પાઠ પૂરો થયો જાણી રત્નલક્ષ્મિ કબાટમાંથી એક પુસ્તક કાઢી ધીમે ધીમે દેવેન્દ્ર પાસે આવી મુક્તા વાળી ખુરશી પરજ બેઠી.

પેલું કલાપી ત્હમે કહેતા હતા તે લાવ્યા કે ?

હાજી, કહી દેવેન્દ્રે રત્નલક્ષ્મિના હાથમાં આપ્યું.

રત્નલક્ષ્મિ ત્હેનાં એક પછી એક પાનાં ઉથલાવતાં એક ચિત્ર દ્રષ્ટિ ગોચર થયું તે તરફ એકી દ્રષ્ટે જોઈ રહી. નીચે નામ લખ્યું હતું તે વાંચ્યું અને દેવેન્દ્રને પૂછ્યું

આજ ઠાકોર સાહેબ કે ?

હાજી એટલી યુવાન વયમંજ એમનો સ્વર્ગવાસ થયો. દેવેન્દ્રે દિલગીરી દર્શાવતાં જણાવ્યું

ભાઇ ! સારા માણસનો જેટલો અહિંઆં ખપ છે, તેથી વિશેશ ત્યાં છે. ઇશ્વર એમના આત્માને અખંડ શાતિ અર્પે એજ આપણું ઇષ્ટ છે આ પુસ્તક તો કાલ આપણે શાંતિથી વાચીશું, એનું શ્રવણ શાંતિમાંજ ઉપકારક છે. દેવેન્દ્રે અનુમતિ આપતાં કહ્યું:

મ્હને ગદ્ય કરતાં કાવ્ય વાંચવાનો શોખ વિશેશ છે. પણ તે સારાં હોય તો. રત્નલક્ષ્મિએ કલાપી પોતાની પાસે મૂકતાં જણાવ્યું. કાવ્યની મીઠાશ સમજી શકનારને ગદ્ય પસંદજ ન આવે. જે તત્વ કાવ્યમાં સમાયલું છે તે ગદ્યમાં આવી શકતુંજ નથી. કેટલીએક વખત તો એવું પણ બને છે કે, પોતાના કાવ્યના આંતરિક રહસ્યથી મૂળ કર્તા કવિ પણ અજ્ઞાન રહી જાય છે. જ્યારે એનો અપૂર્વ સ્વાદ વાચક વિદ્વાનોજ અનુભવી શકે છે. એ સંબંધે એક સંસ્કૃત કવિએ બહુ ઉમદા ઉદાહરણ આપ્યું છે, પરંતુ તે છે જરા ખુલ્લા શૃંગારમાં..... એટલે........તેથી શું, મ્હને સંભાળાવવામાં પ્રતિબંધ પાડનારૂં છે ? રત્નલક્ષ્મિએ પૂછ્યું.

ના. ત્હમને સાંભળવામાં કંઇ પ્રતિબંધ જેવું હોય, તેવું મ્હને તો જણાતું નથી. દેવેન્દ્રે પુષ્ટિ આપતાં જણાવ્યું.

ભાઇ, હું તો એટલું જાણું, કે હૃદયની વિશુદ્ધ વાસના હોય, તો અનિષ્ટ પરિણામ આવવાનો સંભવજ રહેતો નથી.

એ માન્યતા ત્હમારી સર્વાંશે સત્ય છે. દેવયાનીએ અનેક પ્રકારે પ્રેમની આજીજી કરવા છતાં વિશુદ્ધ ભાવનાયુક્ત કીચકની પવિત્રતા સર્વત્ર સુવિખ્યાત છે. અવિચારયુક્ત મનુષ્ય કદાચ ત્હેમનીપર દોષારોપ મૂકે પરંતુ વિજયનું પરિણામ તો સદા શુદ્ધ મનુષ્યની તરફજ ઢળે છે. તેમાં આપણી પરસ્પર સંયોજીત્ થયેલી વૃત્તિમાં ન્યુનતા થવાનો તો સર્વથા અભાવજ છે. એવું સમજીને એ ઉદાહરણ પ્રદર્શિત કરતાં મ્હને કંઇ પણ અયોગ્ય જણાતું નથી. એ ઉપરાંત જ્યારે ત્હમને કાવ્યનો શોખ છે, એવું જાણુવામાં આવે છે, ત્યારે તો એ શ્લોક સંભળાવતાં ઉલટો આનંદ વ્યાપે છે. એ લખે છે કે:—

॥ कवि करोति काव्याणि रसं जानाति पंडितः ॥
॥ कामिन्यां कुच काठिन्यं पतिर्जानाति नो पितु ॥

કવિ, એ કવિતા રચે છે. પરંતુ ત્હેનો રસ-સ્વાદ અર્થાત તેમાં રહેલું આંતરિક્ષ તત્વ એ તો તેનો વાચકગણ અર્થાત વિદ્વાનોજ ગ્રહણ કરી શકે છે. જેમ પિતા, પોતાની કન્યાને ઉત્પન્ન કરે છે, તેમ. રત્નલક્ષ્મિ આ દ્રષ્ટાંત સાંભળી હેરતજ પામી ગઇ.

સ્હાબાશ છે, કવિ તારી કલમને ! શૃંગારી પણ કેવું યોગ્ય ઉ· દાહરણ આપ્યું છે. રત્નલક્ષ્મિએ હસતાં હસતાં જણાંવ્યું.

અને છે પણ તેવુંજ ! સારાં કાવ્યને જેમ જેમ વિચારપુર્વક વિષેશ મંથન કરવામાં આવે તેમ તેમ સૂક્ષ્મ રહેલું નવનિત ઉપર તરી આવતું જણાતું આવે, અને તેની મધુરતા અમૃતથી પણ અધિક સ્વાદીષ્ટતા આપે.

ત્હમારો સંસર્ગ થયો છે, તો એ મધુરતાનો પણ ઉપભોગ કરીશું. અને એટલે અંશે ત્હમારા ઉપકારી પણ થઇશું. રત્નલક્ષ્મિએ આટલું સ્નેહપુર્વક જણાવતાં પાછળ બેઠેલી મુક્તાપર દ્રષ્ટિ કરી.

મુક્તા, બાળપોથી માંહેલા પોતાના પાઠમાં દ્રષ્ટિ જાણે તેમાંજ એકાગ્ર બની હોય તેમ બેઠી હતી. તે એવા ઇરાદાથી કે રત્નલક્ષ્મિ ત્હેને તેમાંજ નિમગ્ન થયેલી જાણી શકે. ત્હેની દ્રષ્ટિ જોકે બાળપોથીમાંજ હતી, તથાપિ ત્હેની હૃદયેન્દ્રિ અને કર્ણેન્દ્રિ તો દેવેન્દ્રમાંજ વિલુબ્ધ હતી. કવચિત્ કવચિત્ નેત્રેન્દ્રીને પણ ઉપયોગમાં લેતી. અને કોઇ ન જોઇ શકે તેમ પોતાના તૃષિત નેત્રને હૃદયમાં સ્મરણ કરતા પ્રિયતમના દર્શન વડે તૃપ્ત કરતી. હૃદય ત્હેની અમૃતમય મીઠી વાણીનું પાન કરી રહ્યું હતું. તેમાં ત્હેના શૃંગારી ઉદાહરણે તો હૃદયને ડગમગાવી દીધું. ઉતરાદ્ધ શ્રવણ થતાંજ શરીરમાં રોમાંચ થઇ આવ્યાં. અંતઃકરણમાં એ દ્રષ્ટાંતિક અનુભવની ઉત્કટ આકાંક્ષા ઉદ્દભવી. એ વખતની પ્રાપ્તિની ઝંખના થવા લાગી. શૃંગારથી સુપરિચિત પ્રિયતમ સાથે શૃંગારિક આનંદની અધિકતા સમજાયાથી એવો વખત ત્વરિત પ્રાપ્ત થવા માટે ઇશ્વરની ઘડી ઘડી ઉપાસના કરવા લાગી. ચિત્તની અવ્યવસ્થિત સ્થિતિમાં ચોપડી ચોપડીને ઠેકાણે, અને દ્રષ્ટિ દ્રષ્ટિને ઠેકાણેજ રહી. એ પરિસ્થિતિમાં રત્નલક્ષ્મિએ ત્હેના પ્રત્યે નજર કરી. તેમાં મુક્તાનોજ પ્રયોગ ફળિભૂત થયો. એટલે, ત્હેને અભ્યાસમાંજ નિમગ્ન વિલોકતાં દેવેન્દ્ર પ્રત્યે કહેવા લાગી.

ત્હમારી તરફથી મ્હને અને મ્હારી મુક્તાને બહુજ સંતોષ થયો છે. મ્હને ભણાવવાની ઇચ્છા હતી, એવીજ એને ભણવાની ઇચ્છા હતી. એ અમારી બંન્નેની ઇચ્છા ત્હમારા સમાગમે પરિતૃપ્ત થઇ. જૂઓ, મ્હારી મુક્તા એના પાઠમાંજ નિમગ્ન થઇ રહી છે. એવી એની ઉત્કટ જીજ્ઞાસા અભ્યાસ પર્યંત અવિચ્છિન્ન રહેશે, તો હું ધારૂં છું કે તે બહુ થોડાજ સમયમાં તેનું ફળ મેળવશે. પણ, આમ આખો દી એમાંજ ગુથાએલી રહેશે, તો તો કદાચ ઘેલી થઇ જશે! ઘેલી...... ..એ.........મ્હારી મુક્તા ઘેલી.........આ સાંભળતાં મુક્તાએ સ્હેજ સ્મિત વદને રત્નલક્ષ્મિ પ્રત્યે દ્રષ્ટિ કરી. માસ્તરે ત્હને એવો તે શો પાઠ ભણાવી મૂકયો છે, કે બોલાવીએ છીએ તો બોલવાનું પણ ભાન નથી રહેવા પામ્યું? રત્નલક્ષ્મિએ વિનોદમાંજ પૂછ્યું.

પોતાની મજાક કરે છે. એવું જણાયાથી કન્યા જેમ માતા પ્રત્યે રોષ કરે, તેવા પણ મધુર શબ્દોમાં મુક્તા બોલી ઉઠી.

અં......અં......જો બાઇ, એમ કહેશો તો કાલથી હું ભણવુંજ છોડી દઇશ!

આમ બોલતી બોલતી અને ગમતના શબ્દો છતાં મુખાકૃતિમાં અણગમાના ભાવો પ્રદર્શિત કરતી, પોતાની ખુરશીપરથી ઉઠી મદોન્મત ગજરાજની ગતિ પેઠે ધીમે ધીમે આવી રત્નલક્ષ્મિની સોડમાં ભરાતી ધરણીપર દ્રષ્ટિ ઢાળી બેઠી. ત્હેની આવી શરમથી રત્નલક્ષ્મિને હાસ્ય છુટયું. તેને જોઇ દેવેન્દ્ર પણ હસી પડયો. આથી બળતામાં ઘૃત પડે તેમ અને દેવેન્દ્રનું હાસ્ય પ્રિય થઇ પડવા છતાં જાણે ન સહન થઇ શકતું હોય તેમ દેવેન્દ્ર પ્રત્યે સ્મિત હસતી—સ્હેજ કટાક્ષ કરતી કિંચિત્ ક્રોધિત્ મુખમુદ્રા ધરતી બોલી.

માસ્તર સાહેબ, ત્હમેય શું મ્હને ગાંડીજ ગણી કાઢી કે!

ના, બાપુ ના! ત્હું તો મહા ડાહી! પણ ત્હારા માસ્તરને કાંઇ ચાબા પીવરાવી કે લુખેલુખુ ભણવાજ લાગી છો? રત્નલક્ષ્મિએ પૂછ્યું.

ચાહ પીધી બાઇ! મુક્તા બ્હેને મ્હારા આવતાંજ ચાહ મૂકાવી. દેવેન્દ્રે વચ્ચેજ જવાબ આપ્યો.

એમ તો મ્હારી મુક્તાને કશું કહેવું પડે તેમ નથી. મ્હારી ગેરહાજરીમાં આવનાર કોઇ કોઇને વિવેકશુન્ય તો નજ સમજી જાય.

એવાં પાત્ર આપણાં પુન્ય પ્રતાપેજ પ્રાપ્ત થાય છે. દેવેન્દ્રે વચ્ચે સાક્ષી પુરી.

તેમાં આ પાત્ર તો પુન્ય પ્રતાપેજ પ્રાપ્ત થયું છે. રત્નલક્ષ્મિએ મુક્તાના મસ્તકપર હાથ મૂકતાં હસતાં હસતાં જણાવ્યું.

બાઇ, ત્હમે ને માસ્તર સાહેબે ઠીક મ્હને ફુલાવવાનો પ્રયોગ આદર્યો છે હો ? પણ હું કાંઈ એવી ભોળી નથી કે, ચડાવદેવની પેઠે ચડી જાઉં ? તમે તમારે ફાવે તેમ બોલ્યેજ જાવની; હું મ્હારે મૂંગી રહી સહુ સાંભળ્યા કરીશ. અને નહિ સંભળાશે તો અગાશીએ જઇ મ્હારો પાઠ વાંચીશ. મુક્તાએ સ્હેજ ક્રોધભરી નીચી દ્રષ્ટિએ જણાવ્યું.

રત્નલક્ષ્મિ હસી પડી. ગાંડી, તે ગાંડીજ છે ને ! ત્હને ફુલાવવાનું શું પ્રયોજન હોય ? અને કદાચ હુલાવુંફુલાવું ત્હોય, મ્હારે મન તો ત્હું એકજ છો ને ? ત્હને હુલાવતાં ફુલાવતાં મ્હને આનંદ મળતો હશે તો હું સદાય તેમ કરીશ. આમ કહી મુક્તાના મસ્તકને પોતાની છાતી સરસું દાબ્યું. અને કપાળપર એક પ્રેમનું ચુંબન કરી દેવેન્દ્ર પ્રત્યે બોલી. ભાઇ ! આ મ્હારી મુક્તાને પણ કાવ્યમાં પ્રવેશ કરાવવો છે. થોડું ઘણું વાંચતા શીખી જાય, તો પછી ત્હમારી પાસેજ એ અભ્યાસ કરાવરાવીશ. કેમ, બ્હેન ! એ ત્હને ગમશે ને ?

મુક્તા—દેવેન્દ્રરાયભાઇ છે તો બધુંએ શીખીશ.

રત્નલક્ષ્મિ—પછી મ્હારી મુક્તા મીરાંબાઇ બનશે. નિત્ય નવાં નવાં કાવ્ય બનાવશે. બ્હેન ! કયા રસના બનાવીશ ? ભક્તિનાં કે વૈરાગ્યનાં ?

મુક્તા—ત્હમે તો મ્હને અહિં બેસવાજ નહિ દ્યો. જાઓ, હું તો બેસીશ મ્હારે અગાશીમાં. આમ કહી રોષ ભરી દેવેન્દ્ર પ્રત્યે દ્રષ્ટિપાત કરતી અગાશીમાં ચાલી ગઇ. અને દેવેન્દ્ર પણ રત્નલક્ષ્મિ સાથે કેટલોક ગુપ્ત વાર્તાલાપ કરી સ્વસ્થાન પ્રત્યે વિદાય થયો.



## પ્રકરણ ૫ મું.

## કપટ જાળ.

अकरुणत्व मकारण विग्रहः
परधने परयोषिति च स्पृहा ।
सुजन बन्धु जनेष्व सहिष्णुता
प्रकृति सिद्धमिदं हि दुरात्मनाम् ॥

નિર્દયતા, કારણ વગર કલેશ, પારકું દ્રવ્ય, પરસ્ત્રીની ઇચ્છા અને સજ્જનોની શ્રેષ્ટતાની અસહનતા એટલાં વાનાં દુર્જનોને સ્વભાવ સિદ્ધ છે.

"દુષ્ટ સાથે દુશ્મનાઇ કે સ્નેહ બન્ને દુઃખોત્પાદક છે."



પૂર્ણ પ્રકાશિત ચંદ્રની પ્રભાથી પ્રમુદિત થઇ રહેલો સમુદ્ર ઉછળી શાંત પડયો હતો અને પુષ્પથી પણ સુકોમળ અંગનાના અંગને આંચ ન આવે એવી લહરીઓ લહેકાવી રહ્યો હતો. તેમાં સ્વર્ણની કીનારીઓ બાંધતો હોય તેમ બાળક પેઠે ક્રીડા કરતો સૂર્ય વૃદ્ધિંગત થતો, પવિત્ર સમુદ્રમાં પ્રાયશ્ચિત નિમિત્તે સ્નાન કરતી મૃદુલાંગનાઓના અંગને ઉષ્ણુતા વડે આનંદ આપી રહ્યો હતો. અતુલિત બળયુક્ત સમુદ્રના પરિબળને અવલોકવા અર્થે કીનારા પર શ્વેત આરસપહાણની પાળ બાંધવામાં આવી હતી. તેના પિતાપાસેજ નિવાસ કરવાથી લક્ષ્મિ પ્રસન્ન થઇ સ્થિર રહે એવી આશા રાખતા હોય તેમ કેટલાક શ્રિમંતો ત્યાંજ મહાલયો બંધાવી રહ્યા હતા. 'શ્રિમંત એટલા સુખી' એ કહેવત શ્રિમંતોના બાહ્ય દર્શને તો સત્ય જણાતી હતી. પણ સર્વ વાતે સુખી સૃષ્ટિમાં ભાગ્યેજ કોઇ હોઇ શકે છે. ચિંતા બહુધા સર્વના અંતઃકરણમાં નિવાસ કરતીજ રહે છે. અનુપમ ઇશ્વરના અંતઃકરણને પણ એ દુષ્ટા ડંખ માર્યા વગર રહી શકી નથી, તો પછી અન્યના અંતઃકરણથી અલગ રહ્યાની આશાજ ક્યાંથી હોય ?

કૃષ્ણરંગી પથ્થરથી બાંધેલા એક ભવ્ય મંદીરના દીવાનખાનામાં પચીસેક વર્ષનો એક યુવાન ઘડી ઘડી સમુદ્રમાં દ્રષ્ટિપાત કરતો બેઠો હતો. ચપળ દ્રષ્ટિ ક્ષણિકમાં સમુદ્રની વિશાળતા વિલોકતી તો ક્ષણિકમાં સ્નાન કરતી નવ યૌવનાના અંગમાં અથડાતી એ અથડામણ એના હૃદયની ચિંતામાં અધિકતા કરતી—સળગતા હૃદયને વિષેશ સળગાવ્યા કરતી. અને ઘડી ઘડી કંઇ બકવાદ પણ કરાવતી.

હૃદય તો મળી ચૂકયું છે. એ વચન પણ આપી ચૂકી છે. એના સર્વ લાડ લડાવનાર, હૃદયની સઘળી ઇચ્છાઓ પરિપૂર્ણ કરનાર, બલ્કે બધી રીતે એને અનુકુળજ રહેનાર મ્હારા જેવો બીજો કોણ મળવાનો હતો ? કોઇજ નહિ. જેમ એના જેવી એ એક, તેમ મ્હારા જેવો હું એકજ ! એના જેવી અન્ય મ્હને ન મળે અને મ્હારા જેવો બીજો એને ન મળે. એ શ્રિમંત છે હું એનાથી અધિક પૈસાવાળો છું સ્વરૂપમાં એ રંભા છે તો હું બીજો કામદેવ છું. જે જે સવાલ કરીશ તે બધામાં હુંજ શ્રેષ્ટ ઠરીશ. આટલી મ્હારી શ્રેષ્ટતા છતાં એનું હૃદય હજુ સોળે સોળ આના મળ્યું હોય તેમ જણાતું નથી એટલે અંશે પ્રેમની અપૂર્ણતાજ સમજવી, પણ, એ અપૂર્ણતા સમજવામાં મ્હારી ભૂલ થાય છે. સ્નેહ પણ કાંઇ એકાએક ઉદ્ભવવા પામતો નથી. ત્યારે પ્રેમમાં સ્નેહ કરતાં કંઇક વિશેષ મહત્તા છે. જેની વિશેષતા છે એ પ્રાપ્ત કરવાને વખતની પણ વિશેષતા જોઇએ. શીરીંનો પ્રેમ સંપાદન કરવાને ફરહાદને જીંદગીનો ભોગ આપવો પડયો હતો. તેના પ્રમાણમાં હું હજુ કોઇ ગણત્રીમાં ન ગણાઉં. પ્રેમ ઉદ્ભવ્યો છે તે વખતની સાથે વધતોજ રહેશે.

તેની સાથે આ નવલશંકરનું માન પણ વધતુંજ રહેશે.

સ્હાબાશ ? પાસા તો સઘળા સવળા પડવાનાજ ચિન્હ જણાય છે. આવ, કહે, શું કરી આવ્યો ?

ભ્રમણામાં ભમી રહેલા યુવાને આવનારને આદર આપતાં જણાવ્યું.

શું કરી આવ્યો ! એ પ્રશ્ન પૂછવાનું ત્હમારે સાહસ કરવુંજ નહિ, હું જ્યારે જ્યારે આવીશ ત્યારે કંઇક નવીનજ કરતો આવીશ. ત્હમારી ધારણાને કંઇક ઉત્તેજ ચડાવતો આવીશ, આવનારે યુવકની સામેજ બેઠક લેતાં હસતાં હસતાં જણાવ્યું.

સ્હાબાશ છે દોસ્ત ! ત્હારા જેવો કાર્ય કુશળ મિત્ર મ્હારો સહાયક છે તો મ્હારી ફત્તેહમંદીનો સમય બહુજ નજીક આવ્યોજ સમજું છું. પરંતુ કહે તો ખરો કે આજે શા નવીન સમાચાર લાવ્યો છે ?

નવલશંકર જન્મથીજ હસમુખા સ્વભાવનો હતો. તેની સાથે વાચાળ પણ વિષેશ હતો. સમય પરત્વે પોતાની વાણીનો ઉપયોગ પણ અચ્છો કરી જાણતો. એટલે જેના ઉપર જેવી અસર કરવા ધારી હોય તેવી ત્હેના સ્વભાવિક ગુણોએ સહેલાઈથી કરી શકતો. ત્હેની બારેક વર્ષની વયથી આજે દસેક વર્ષ થયાં ત્હેના સ્વભાવ ઉપર આકર્ષાઇ રત્નલક્ષ્મિએ ત્હેને પોતાને ત્યાં નોકર રાખ્યો હતો. આપણા ભ્રમિત યુવકનું રત્નિલક્ષ્મિને ત્યાં આવાગમન થયા કરતું હતું. ત્હેનું મુખ્ય કારણ મુક્તાવલીજ હતી. મુક્તાવલીની સૌંદર્યતા ઉપર યુવાન અંધ બની ગયો હતો. એ અંધતામાં પોતાનું સર્વસ્વ કુરબાન થઈ જતું હોય તો તેમ કરવા પણ નિશ્ચય કરી મૂકયો હતો. પોતાના આવા આંતરિક કાર્યના સાધનરૂપે ત્હેણે નવલશંકરને સહાયક બનાવી રાખ્યો હતો. અને પોતાના કાર્યમાં અહર્નિશ સંયોજી મૂકયો હતો. મતલબ કે મુકતાવલીના હૃદયને કોઇ પણ પ્રકારે પોતાનાતરફ આકર્ષિત બનાવવા કાર્યવાહી બનાવી રાખ્યો હતો. નવલશંકર સમયની અનુકુળતાએ મુકતાવલીના અંતઃકરણમાં પોતાના નવીન આશ્રિત પ્રત્યેની ભાવનાના બીજ રોપતો. અને ઘડી ઘડી ત્હેના ગુણાનુવાદ ગાતો. મુકતાવલી મૌન મુખે તે સઘળું શ્રવણ કરતી. તથાપિ કંઇપણ પ્રત્યુત્તર ન આપતી. એથી નવલશંકરને એટલું તો જાણવામાં આવી શકયું હતું કે મ્હારા શબ્દો પર એને અભાવ નથી આવતો, અને એટલે અંશે એનો ભાવ છે એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે. જેથી ભાવવાળા અંતઃકરણમાં ભાવનાને ઉત્તેજન કરવી અશકય નથી. નવલશંકર પોતાની ધારણા ધાર્યા પ્રમાણે પરિપૂર્ણ કરી શકયો હોત પરંતુ તે દરમીયાન તેમાં એક વિઘ્ન નડયું. તે મુકતાવલીના માસ્તરનુંજ હતું. માસ્તરનાં પગલાં થયા પછી નવલશંકરને મુકતાવલીના અંતઃકરણનો કંઇ ઓરજ ફેરફાર થતો માલૂમ પડયો.

દુનિઆમાં એવાં અનેક દ્રષ્ટાંતો છે કે મનની ઇચ્છિત વસ્તુના અભાવેજ અનિચ્છીત વસ્તુ ગ્રહણ કરવી પડે છે. પરંતુ ઇચ્છિત વસ્તુ

પ્રાપ્ત થતાં ગ્રહણ કરેલી અનિચ્છિત વસ્તુનો એજ વખતે તિરસ્કાર થઇ જાય છે. મુકતાવલીના સંબંધમાં પણ આમજ બન્યું. નવલશંકર પોતાનો અર્થ સાધવા જે પ્રયાસ કરતો તેનો તુર્તજ તિરસ્કાર થવા લાગ્યો. નવલશંકર તેનું કારણ સમજી ગયો અને ત્યારથી પોતાનો પ્રયાસ મંદ કરી નાંખ્યો. તેની શુભ વધામણી આપવા મુકતાવલીમાં મુગ્ધ થઇ રહેલા પોતાના મિત્ર પાસે આવ્યો ત્યાર પછીની બીના તો વાંચકોના લક્ષમાંજ હશે.

આજના નવીન સમાચાર ત્હમારા હૃદયમાં કંઈક નવીનજ સણુ-સણાટ ઉભો કરશે. નવલશંકરે જવાબ આપ્યો.

હેં ? નવીન સણસણાટ તે શાનો. આનંદનો કે શોકનો ? યુવાને આભો બની જતાં પ્રશ્ન કર્યો.

બેમાંથી એકનો. નવલશંકરે કંઈક ઔદાસિનતા દર્શાવતાં જવાબ આપ્યો.

નવલશંકર ! ત્હારો મશ્કરો સ્વભાવ જવા દે. એ સ્વભાવ તેના સમયેજ સારો લાગે. ત્હારા શબ્દો મ્હારા શરીરને સાવ શિથિલ બનાવી નાખે છે.

ત્યારે સ્વભાવનો સમય પ્રમાણેજ ઉપયોગ થયો છે.

શું, સમય શોકનાજ સમાચારનો છે ? યુવકે અત્યંત આતુરતાથી પૂછ્યું.

તેવું કંઇક છે ખરૂં. નવલશંકરે નીચી દ્રષ્ટીએ ધીમે રહી કહ્યું,

કંઇક છે કે વધારે ! બોલની ! ચોખ્ખો ખુલાસો કરની ! આમ અરધુંસરધું બોલી મ્હને કાં સતાવે છે ? યુવાને સ્હેજ ગુસ્સાથી જણાવ્યું.

હાલ તુરતતો થોડું છે. પણ તત્કાળ ઉપાય કરવામાં ન આવે વધારો થવા સંભવ છે.

હજુ આમને આમ કયાં સૂધી સતાવીશ ? ચોખ્ખો ખુલાસો કરતાં શું થાય છે ?

વિચાર ! એકાએક જણાવતાં ત્હમે હાંફળા ફાંફળા ન થઇ જાવ તે માટે ધીમે ધીમેજ જણાવું છું. તેમાં ખુલાસો તો થતોજ આવે છે.

શું રાખ ખુલાશો થતો આવે છે ? હું તો ત્હારા ગોટામાં હજુ અક્ષરેય ન સમજ્યો.

એ ન સમજો તેમાંજ સાર છે. સમજશો તો અંગાર ઉઠશે. નવલશંકરે પ્રસન્ન વદને જણાવ્યું.

હેં ! અંગાર !

હા ! અંગારની સાથે થંડા ગાર !

ભાઇ ! હું હાર્યો ! મ્હારી મતિ એમાં એટલી લુબ્ધ બની ગઇ છે કે ત્હું શું કહે છે અને હું શું બોલું છું ત્હેની કાંઇજ સૂઝ પડતી નથી. એની સુંદરતાના તેજમાં હું સાવ આંધળો ભીંત બની ગયો છું. કૃપા કરી મ્હને ચોખ્ખે ચોખ્ખું કહી સંભળાવ. મ્હારો જીવ અકળાય છે. એના વગર મ્હારો પ્રાણ ચાલ્યો જશે. યુવકે નિરાશ બની પૂછ્યું.

પ્રાણ જશે ત્હમારા દુશ્મનના ! ત્હમારા પ્રાણ કાઢનાર દુનિઆમાં પેદા કોણ થયું છે ! ત્હમારા પ્રાણ મ્હારા પ્રાણને સાટે છે. ગભરાવ નહિ અકળાવાનું એમાં કાંઇ કારણજ નથી. અમ બેઠાં ત્હમને અકળામણ આવવાનીજ નથી. આતો સહેજ મ્હારા સ્વભાવને લીધે ગમ્મત કરતો હતો. નવલશંકરે હસતાં જણાવ્યું.

હા......શ ! હવે શાંતિ વળી. મૂર્ખા આવી તે ગમ્મત હોય ? ત્હારી ગમ્મતમાં તો બીજાના પ્રાણ ચાલ્યાં જાય ! હવે પછી આમ કોઇ દી ન સતાવજે. યુવકે હોશમાં આવી કહ્યું.

ના ! સાવ જુઠ્ઠા નથી સતાવ્યા. તેમાં સત્ય પણ રહેલું છે જૂઓ સાંભળો. ત્હમારા તરફ આકર્ષણ કરાવવા હું હમેશા નવો નવો પ્રયોગ કરતોજ રહ્યો. મન ગમતાં સંસારિક સુખો ભોગવવાની અનેક લાલચો આપી. એની ઇચ્છામાં આવે તેમ હમેશા ફરવા હરવાની છૂટ બતાવી. એક અક્ષરને પડકારે ત્યાં કરતાં અનેક નોકર ચાકરોની હાજરી દેખાડી. અનેક પ્રકારની રીદ્ધી સિદ્ધીથી લલચાવી ત્હમારી સર્વ પ્રકારે શ્રેષ્ટતા દેખાડી. આમ હમેશના પ્રયોગે એને લલચાવી અને બરફનો કટકો પીગળે તેમ ત્હેને પીગળાવી દીધી. ત્હમારા પ્રત્યે ત્હેનું આકર્ષણ થયું થોડાજ વખતમાં ત્હમારા કહેવા પ્રમાણે કરવાની કબૂલાત પણ કરાવી. ખરાબે લીધી ગયેલી સ્ટીમરોને જેમ ફરીને તરતી કરવામાં આવે તેમ ત્હેની વૃત્તિને ત્હમારી પ્રત્યે યુક્તિ પુરઃસર ઉત્તેજીત કરી. પણ પછી ત્હમારાં દુર્ભાગ્યે કહો કે મ્હારાં દુર્ભાગ્યે કહો જેને લીધે

એને એક પુરૂષનો સમાગમ થયો. એ પુરૂષે કેમેય ન ખસી શકે તેવી માત્ર બેજ દિવસમાં જડ ઘાલી. જેમ મંત્રવડે કોઈ આધિન બની જાય તેમ એ તો એને દેખે ત્યારેજ દેખતી, એના વગર સાવ આંધળી ભીંત ! પેલો માણુસ મ્હને મ્હારી નજરે તો બહુ ભલો દેખાય છે. પણ બાઇની નજર ખોરા ટોપરા જેવી છે.

એ માણુસ કોણ છે ? યુવાન અત્યાર સુધી ધીરજથી સાંભળી રહ્યો હતો. તે અધિરાઇથી વચ્ચેજ બોલી ઉઠયો.

એ હજુ સુધી બરાબર મ્હારા જાણવામાં નથી આવ્યું, પણ એ આપણા સઘળાથી અજાણ્યો અને નવીનજ હોય તેમ જણાય છે. નવલશંકરે જવાબ આપ્યો.

એવો માણુસ ત્યાં આવી શી રીતે શક્યો ?

પરમ દિવસે એકાએક આવી ચડયો.

કોની પાસે ?

બાઇ પાસે.

મોકાણુ જ બધી એ વાળે છે ને ? ન જાણે કે અજાણ્યા માણુસને એકાએક ઘરમાં કેમ પેસવા દઇએ.

મોકાણુ તો એથી પણુ વિશેશ વળી છે !

એટલે ?

એની ત્યાં માસ્તર તરીકે નિમણુક થઇ ગઇ.

કોના.

જેને ત્હમે ઝંખો છો તેના ?

હેં !

હેં ! શું, હા ? એ પાઠેય શીખવાઇ ગયા.

યુવાન તો આટલું સાંભળતાં દિગ્મુઢ બની ગયો. મૂછોના છેડાને આમળતો વિચારમાં ગરકાવ થઇ ગયો. થોડીવાર શબ પેઠે શ્વાસ પણુ બંધ થઈ ગયો અંતે એક નિશ્વાસ નાંખી નવલશંકર સામે જોઇ રહ્યો.

નવલશંકર તો પોતાના સ્વભાવ પ્રમાણે હસી પડયો. કેમ, આમ ભોળા જેવા કેમ બની ગયા ? બાજી હજુ શું હાથથી હારી ગયા છીએ ? એક પાસો અવળો પડયો તો રમત ઉલટાવીને બીજી રમશું.

નવલશંકર મ્હને તો આનું ભવિષ્ય સારૂં નથી લાગતું. ભલે, જેના ત્હું વખાણ કરછ એ બહુજ પવિત્ર હોય, પણ અગ્નિ પાસે ઘીને પીગળતાં કેટલી વાર ?

પણ અગ્નિને પ્રજળતો રહેવા દીધો હોય ત્યારેને ? જરાક ભડકો દેખાય કે તુરત પાણીનો માર પડે તો ? નવલશંકરે ફુલાઈ જતાં કહ્યું.

તો ઓલાઈ જાય.

ત્યારે ચિંતા શા માટે કરો છો. પાણીનો મોટો ધોધ હું બેઠો છું તો અગ્નિ શું ઝીક ઝાલવાની હતી ?

નવલશંકર ! ત્હારા આ જવાબે મ્હને કંઈક શાંતિની આશા રહે છે. પણ એ ત્હારો પ્રયોગ ત્હું અગમચેતી વાપરી અગાઉથીજ કરતો રહેજે.

એ મ્હને શીખામણ દેવી પડે એમ નથી. હું મ્હારૂં કામ કર્યેજ જઇશ. પણ તે સાથે ત્હમારે એક કામ કરવાનું છે. ત્હમે આજ ત્યાં આવો એટલે એના તરફ ભાવ દર્શાવતા હો તેમ એની પાસેથી એની સઘળી માહિતી મેળવી લેજો. તે મળ્યા પછી યુક્તિ પુરઃસર હું ત્હેની વર્તણુક સંબંધે બાઇના કાન ભંભેરીશ. મ્હારા ઉપરના વિશ્વાસને લીધે મ્હારો જે અક્ષર નિકળશે તે વેદવાકય મનાશે. અને એજ વખતે એને ગડગડીયું મળશે.

સ્હાબાશ છે ! સ્હાબાશ છે ! દોસ્ત ! ત્હારી અક્કલ ઉપર હું મ્હારૂં બધું કુરબાન કરી નાંખું છું. હું ત્યાં આવીશ અને ત્હારા કહેવા પ્રમાણે સઘળી માહિતી મેળવી લઇશ. દુશ્મનનો કાંટો ફૂટતાંની સાથેજ કાપી નાંખવો જોઇએ.

કાંટો શું ? કાંટાના ઝાડનેજ મૂળથી ઉખેડી નાંખીએ કે પાછું જેને ઉગવાપણુંજ ન રહે. લ્યો ત્હમે હવે બરાબર ચાર વાગે આવજો. હું રજા લઉં છું.

જા ! ખુશીથી જા ! હું બરાબર ચાર વાગે આવું છું.

નવલશંકર ઉભો થઇ ચાલતો થયો અને ત્હેનો યુવાન મિત્ર ત્હેને દ્વાર સુધી વળાવા ગયો.

---

## પ્રકરણ ૬ ઠું.

---

# પ્રેમ અને નીતિનુ યુદ્ધ.

---

નીતિ ને પ્રેમના યુદ્ધે નીતિ ન જીતી શકે કદા,
વિજયના ઘોષની સાથે પ્રેમ જીતી જતો સદા.

---



દેવેન્દ્ર મુકતાને ભણાવી પોતાના મામાને ત્યાં આવી પહોંચ્યો. મિથ્યા વાર્તાલાપમાં વખત ન વિતાવતાં એક પુસ્તક લઇ એક ન્હાના દીવાનખાનામાં એકલોજ બેઠો. પુસ્તક ઉઘાડી વાંચવા લાગ્યો થોડુ' વાંચ્યું. પણ મનની વિહ્વળતાને લીધે વિશેશ વાંચી શકાયું નહિ. પુસ્તક બંધ કર્યું.

આજ હૃદય સર્વથા બેચન લાગવા માંડયું. ખુરશી પરથી ઉઠી બારીએ આવી ઉભો. સમુદ્રનાં ઉછળતાં મોજાં અને આકાશમાં થતા તારાઓનું પરિવર્તન અવલોકવા લાગ્યો. તથાપિ બેચેન હૃદયને તેમાં પણ ચેન ન પડયું. મગજ વંટોળીઆ વાયુ પેઠે ભ્રમિત થવા લાગ્યું. આખરે કંટાળી પાછો એજ જગ્યાએ વિચારમાં મુગ્ધ બની બેઠો. પોતાની આખી જીંદગીમાં હૃદયના આવા પરિવર્તનનો આજેજ અનુભવ થયો.

પ્રેમનું સ્થાન પ્રાણી માત્રના જન્મની સાથેજ ઘડાઇ ચૂકે છે. બાલ્યકાળમાં સમજ શક્તિની હીનતાને લીધે એ કોઇના અનુભવમાં આવી શકતું નથી. પરંતુ સમય પરત્વે વિચાર શક્તીની વિશેશતા થતાં જાણી શકાય છે કે જન્મથીજ આપણે માતા પ્રત્યે અપરિસીમ પ્રેમ ધરાવતા હતા. જેના પ્રત્યે જેટલું હૃદયનું આકર્ષણ, તેનું નામ પ્રેમ. એ પ્રેમ અર્થાત હૃદયનું આકર્ષણ સમયની વિશેષતા સાથે જૂદા જૂદા સ્વરૂપમાં ફરતું રહે છે. પ્રેમ, એક ઇશ્વરી બક્ષિસ છે. એટલે કુદરતી નિયમાનુસાર તે સર્વ ઉપર ઓછી વધતી અસર કરતીજ રહે છે. ઋષિ મુની દેવ દાનવ કે મનુષ્ય અને ઇતિર પ્રાણી વર્ગ કોઇ એ અસરથી બચી શકવા પામતું નથી. આ નિયમાનુસાર આપણી

નવલકથાનો નાયક દેવેન્દ્ર પણ એ પવનના પરિબળમાં સપડાય એ સ્વાભાવિકજ છે. આપણે ઉપર વાંચી ગયા તેમ અત્યારે ત્હેનું હૃદય એજ વિચારમાં ડામાડોળ બની રહ્યું છે. હૃદયમાં એજ પવનના ઝપાટા ચાલી રહ્યા છે દેવેન્દ્રને સ્થાને જો અન્ય મંદ બુદ્ધિયુક્ત પુરૂષ હોત, તો તે દેવેન્દ્રની પેઠે વિચારનો વખત ભાગ્યેજ ગ્રહણ કરત. પરંતુ બુદ્ધિ, યોગ્યાયોગ્યનો વિચાર કર્યા પછીજ મનુષ્યને કાર્ય-વાહી બનાવે છે. ન્યાય અને નીતિનું દિગ્દર્શન કરાવવાનું બુદ્ધિનું કર્તવ્ય છે તેનું પોતે તટસ્થ રીતે પ્રથમથીજ સૂચન કરી આપે છે.

એ સૂચનાને કેટલે અંશે અમલમાં મૂકવી, એ હૃદય ઉપર આધાર રહે છે. અને ત્હેનું પરિણામ પણ હૃદયજ અનુભવે છે. અસ્તુ. આપણે એટલુંજ જોવાનું છે કે પ્રણય અને બુદ્ધિના યુદ્ધનું શું પરિણામ આવે છે.

વિચારમાં વિવશ થઇ રહેલા દેવેન્દ્રને મુકતાના હાવભાવ અને મુખમાંથી નીકળેલા મીઠા પણ માર્મિક શબ્દો હૃદયને ભેદી નાખવા લાગ્યા.

આવો માસ્તર સાહેબ ! હું શહજ જોઈ રહી હતી. બાઇ વગર નહિ બેસી શકાતું હોય કેમ ? આ શબ્દો શું સૂચવે છે ? શ્રીમંતોના હૃદયની આટલી ઉચ્છૃંખલતા હોય એ સ્વાભાવિક છે. પરંતુ બાઇ વગર નહિ બેસી શકાતું હોય, એ કેમ ? શું એ વાક્ય માર્મિક ભાવયુક્ત નથી ? ચાહ પોતાના હાથેજ આપવામાં શું, ભાવ સમાઈ શકતો નથી ? ચાહ આપવામાં કદાચ બંધુત્વ માની લઉં, તો નેત્રની કટાક્ષતામાં શું સમજવું ?...અકારણ હાસ્યના પ્રયોગને શામાં લેખવો ?......દેવેન્દ્ર ! કહે અગર ન કહે, પરંતુ એની આંતરિક અને બાહ્ય સર્વ ચેષ્ટાઓ પ્રેમનીજ છે........શું, મ્હારી પ્રત્યે એ એવી વૃત્તિ રાખતી હશે ?... એમ થવાનો સંભવ તો જરાએ જણાતો નથી. અહિંના ગરીબથી પણ હું વિશેષ ગરીબ છું. કદાચ મ્હારી ગરીબાઇ પ્રત્યે તો એની નિર્મળ પ્રેમ-વૃત્તિ નહિ ઉદ્ભવવા પામી હોય ? કદાચ તેમ હોય તો એ ભાવની પ્રગતિનું જૂદુંજ સ્વરૂપ છે. એ સ્વરૂપ અને આ સ્વરૂપમાં તો ઘણું અંતર રહેલું છે. મુકતા ! મુક્તા ! ત્હારી મ્હારી પ્રત્યેની કેવી ભાવના છે, તે હું કંઇજ સમજી શકતો નથી. મુકતા ! હું ત્હને એક ભગિની તરીકે ચ્હાઉં છું. શું, ત્હું મ્હને એક બંધુ તરીકે નથી ચ્હાતી ? હું ત્હારા દુઃખના સમયમાં એક બંધુ તરીકે ભાગ લેવા ઇચ્છું છું, શું,

મ્હારી એ ઇચ્છા ત્હને પસંદ નથી ? ત્હારી પસંદગીનું પરિણામ કેવું આવે ત્હેનો ત્હને કંઇપણ વિચાર આવે છે ? ત્હારી ઇચ્છાને હું કોઇ પણ પ્રકારે ન સ્વીકારી શકું એ ત્હું નથી સમજતી ? હું એક ત્હારા શિક્ષક તરીકે ત્હારા સંસર્ગમાં આવ્યો છું ત્યારે શિક્ષક તરીકે મ્હારે મ્હારી ફરજ ન વિચારવી જોઇએ ? ત્હું ડાહી છો, સારાસારનો વિચાર કરવાની જેટલી ઇશ્વરે ત્હને શક્તિ આપી છે એ શક્તિનો ત્હું કાં સદુપયોગ નથી કરતી ? ત્હું જાણે છે કે ત્હું વિધવા છો, વિધવાએ વૈધવ્યના શા શા ધર્મો પાળવા જોઇએ એ ત્હારે શીખવું જોઇએ. એ ધર્મો હું ત્હને અત્યંત પ્રેમથી શીખવીશ. પણ અધર્મનો માર્ગ મ્હારાથી ગ્રહણ નહિ થઈ શકે. અધર્મના અનુયાયીઓ કોઈપણ સુખથી સૂતા સાંભળ્યા છે ? જ્યાં અધર્મજ દુ:ખનું કારણ છે, ત્યાં સુખની આશા ક્યાંથી હોય ? ત્હારી પસંદગી એ ધર્મયુક્ત તો નજ કહી શકાય ? અલબત્ત ત્હારૂં યૌવન ત્હને મદનનો માર સહન કરવા નહિ દેતું હોય, મદન ત્હને ત્હેના પુષ્પ બાણથી સૂખે જંપવા નહિ દેતો હોય, સ્મરના અસહ્ય પ્રહારમાં ત્હું છેકજ જજ રિત બની જતી હોઇશ, એ હું સારી પેઠે સમજી શકું છું. પરંતુ આપણી બહાદુરી ત્યારેજ કહી શકાય, કે જ્યારે આપણે આપણા દુશ્મનો ઉપર વિજય મેળવીએ. દુશ્મનોને આધિન થઇ એની ઇચ્છાને અનુસાર વર્તવામાં તો આપણી અધોગતિજ છે. એટલું જાણતાં છતાં જે સાહસ કરવું એ તો આપણી મૂર્ખતાજ ગણાય. મુક્તા ? હું આશા રાખું કે એવું દુ:ખમય સાહસ ત્હું નહિ વ્હોરીશ. આટલું તો ધર્મના યુદ્ધમાં આપણુને દુ:ખ સમાયેલું છે. ત્યારે પરસ્પરના સંબંધનો પણ અવસ્ય વિચાર કરવાનો છે. સંબંધને અંગે પણ ત્હારે ત્હારો વિચાર જન્મ્યો તેવોને તેવોજ સમાવી દેવાનો છે. અધર્મની હાની તો ભવિષ્યમાં ભોગવવાની છે. પણ સંબંધની હાની તો કુસંબંધ થતાંની સાથેજ થવાની છે. મ્હારે મ્હારાં સંબંધીઓમાં વિરોધ ખેડવો પડશે. ત્હારે ત્હારા સંબંધી સાથે વૈરની જ્વાળા સહન કરવી પડશે. મ્હારા સંબંધીઓનું વૈર બાજુ પર મુકું પણ ત્હારા તરફથી સળગેલી પ્રચંડ જ્વાળા આપણુને બાળીને ખાખ કરી નાંખશે. એ ઓલાવવા જેટલું આપણી પાસે પાણી નથી. નહિ તો એ અગ્નિ ઓલવી શકીએ કે નહિ સહન કરી શકીએ. પણ પ્રચંડ ઝાળમાં ઝલાતાં એક નિમિષ પણ સુખથી નહિ બેસી શકીએ. મુક્તા ! મનમાં અપવિત્ર ઇચ્છા ઉત્પન્ન કરતાં ત્હેના ભવિષ્યનો કાંઇજ

વિચાર નથી સૂઝતો ? અપવિત્ર વાસનાને હૃદયમાં સ્થાનજ શા માટે આપવું જોઇએ ? આ છેલ્લા શબ્દોએ દેવેન્દ્રના હૃદયને પણ ચમકાવ્યું. થોડીવાર નેત્ર મીચી મૌન બની ગયો. પુનઃ જાગૃતિમાં આવતાં કંઇક જૂદાજ ઉદ્દગારો નીકળવા લાગ્યા.

મુક્તા કોઈપણ પ્રકારે નહિ માને તો પછી મ્હારે મ્હારી ફરજ શી રીતે અદા કરવી ?......મન્મથના દબાણ તળે દબાયેલી મુક્તા, પોતાનો હઠ કોઈ રીતે નહિ છોડે, ત્યારે શું, મ્હારે એના હઠને આ-ધિન થવું ? ના, ન્યાય તેમ કરવા સાફ ના કહે છે. ત્હું એનો માસ્તર છે, એ ત્હારી શિષ્યા છે. શિષ્યા પ્રત્યે ગુરૂના ધર્માનુસાર વર્તવું એજ નીતિ છે. પણ, ........

પ્રણય ધસડે તોડી દેવા અહો સહુ પીંજરાં

આવી મ્હારી સ્થિતિ થઈ પડીછે. નીતિ જ્યારે મજબુત પ્રતિ-બંધથી અટકાયત કરે છે ત્યારે--

શરણુ પ્રણયી આવે, ત્હેને રખાય અરે નહિ,<br>શરણુ પ્રણયી આવે, ત્હેને કદાય નહિ વળી.

નીતિ શું એમ કહે છે, કે શરણાંગતનો તિરસ્કાર કરવો ? ના ! ત્યારે શું, આ શરણાંગતનો સ્વીકાર કરવો ? ના !

ત્યારે, ન્યાયપુરઃસર વિચાર કરવો જોઇએ. ન્યાય, શરણાંગતને અભય રાખવા પ્રેરણા કરે છે. ત્યારે મ્હારૂં આ કાર્ય શું ન્યાય યુક્ત ગણાશે ? ના ! એ તો અન્યાયી જ ! અનીતિ ન કરવી એ નીતિનો ઉપદેશ છે. પણ મ્હારૂં હૃદય પ્રણયશિલ છે, પ્રણયમાં નીતિ અનીતિ સર્વનો લોપ થઇ જાય છે. પ્રણયીએ પ્રણયીને શરણુ આપવુંજ જોઇએ, એ પ્રેમ શાસ્ત્રની નીતિ છે. એથી પ્રતિકુળ વર્તવું એ અનીતિ છે. એ નીતિ પ્રમાણેજ કૃષ્ણુ પરમાત્મા અનેક ગોપીઓની ઇચ્છાને આધિન થયા. ન્યાય દ્રષ્ટિએ કદાચ એ અક્ષમ્ય ગણી શકાય, તથાપિ ત્હેની પર કોઈ અનીતિનું આળ મૂકી શકતું નથી. એનું કારણુ પુરાણુ શાસ્ત્રકારો એ પ્રેમ શાસ્ત્રાનુસાર માની લીધું હશે એમ જણાય છે. એ ગમે તેવી માન્યતા ધરતા હોય એ પુરાણુકારો જાણે. મ્હારે એ શાસ્ત્રો સાથે કાંઇ સંબંધ નથી. મ્હને મ્હારૂં હૃદય શું કહે છે એજ મ્હારે જાણુવાનું છે. અને તેજ ઉપર મ્હારે મ્હારો નિશ્ચય બાંધી લેવાનો છે.

હૃદય એમ કહે છે કે, પ્રથમ એને એના વૈધવ્ય ધર્માનુસાર વ-ર્તવા ઉપદેશ આપવો. છેવટ સુધી એને એના ધર્મમાંથી ચળિત ન થવા આગ્રહ સાથે આજ્ઞાનો અમલ કરવો. આટલો પ્રયાસ કરવા છતાં પરિણામ નિષ્ફળતામાં આવે તો સમજી લેવું કે ઇશ્વરની એવીજ ઇચ્છા છે. બંન્નેના ભાગ્યમાં એવીજ નિર્માણતા થયેલી છે. ભાગ્યના લેખ ફેરવવાને શૃષ્ટિમાં કોઇજ સમર્થ નથી. ત્યારે લાચારીએ મ્હારે એની ઇચ્છાને આધિન થવું. જો કે હું સમજી શકું છું કે, મ્હારૂં એ કાર્ય કોઇ પણ પ્રકારે યોગ્યતાવાળું તો નથીજ પરંતુ યોગ્યાયોગ્યનો વિચાર કરવા રહેતાં, એક સ્થળે કહ્યું છે કે—

સ્ત્રીઓ સાથે વૈર ન કરવું. દૈવવશાત્ તેમ બની ગયું તો ત્હેના પ્રતિબિંબના સમાગમમાં પણ ન આવવું. આટલું કર્યા છતાં જીવનનો અંત ક્યારે આવશે એ દૈવથી પણ જાણી શકાતું નથી.

આટલે અંશે એના અસ્વિકારનો ભય રહેવા પણ સંભવ છે. ત્યારે ઉચિત એટલુંજ છે કે ઉપદેશની નિષ્ફળતાએ ઇચ્છાનુસાર વર્તવું.

આવો પોતાના મન સાથે સંકલ્પ કરી મોડી રાત્રીએ શયનમાં નિદ્રાધિન થયો.

સ્વપ્નને સત્ય માનીએ અગર ન માનીએ પરંતુ એટલું તો સત્ય જ છે કે નિદ્રામાં બાહ્યેન્દ્રિઓનો વ્યાપાર બંધ થતાં ઉદ્દીપન થયેલી માનસિક વૃત્તિ હમેશા જાગૃતિમાંજ રહે છે. અને બાહ્ય વ્યાપાર હૃદય ચક્ષુ સમક્ષ તરવર્યા કરે છે.

નિદ્રાદેવીની છાયામાં સૂતેલા દેવેન્દ્રના હૃદયમાં પ્રીતિ દેવીનું આ-ગમન થયું. આગમન થતાંજ હૃદયપટ પર પ્રેમનો પ્રકાશ થયો. પ્રકાશ પડતાં દેવી પોતાના બન્ને હાથ વડે પોતાના ઉપાસકને આશિર્વાદ સાથે એક સુંદરીને સોંપતી હોય તેમ દ્રષ્ટિએ પડી. આનંદ સાથે દેવીની બક્ષિસનો સ્વિકાર થયો.

સ્વીકાર થતાંજ દેવી બંન્ને પાત્રોને રાત્રી સુખ વિહારમાં નિ-ર્ગમન કરવા સૂચના આપતી પ્રકાશ સાથે એકાએક અદ્રષ્ય થઈ ગઇ. દેવેન્દ્રે તે સુંદરીને તુર્તજ ઓળખી. કેટલોક સમય વાર્તાલાપમાં ગાળી સંસારના સ્વાર્ગીય આનંદમાં ગુંથાયો.

વાંચકો ! દેવેન્દ્રના આનંદમાં આપણે વિઘ્નરૂપ ન થતાં પ્રેમઘેલી મુક્તાનું અવલોકન કરીશું.

---

# પ્રકરણ ૭ મું.

## પ્રિયનું દિવ્ય દર્શન.

પ્રભાતમાં આશ્ચર્યચકીત મુખમુદ્રાએ મુક્તાવલી શયનમાંથી ઉઠી. દેવેન્દ્રના ગયા પછીના દસ કલાક તો એવી વ્યથામાં વ્યતીત થયા કે પોતાના આખા જન્મમાં કામના સંતાપનો એ પ્રથમથીજ અનુભવ થયો હોય તેમ જણાયું. દેવેન્દ્ર હતો ત્યાં સુધી તો મન પ્રફુલ્લતાથી ખીલી રહ્યું હતું. પોતાના મનમાન્ય મુખચંદ્રને દૂર બેઠી બેઠી એક જ દ્રષ્ટિએ નિહાળી રહી હતી. પરંતુ એ સર્વ ચંદ્રના અસ્તિત્વમાંજ ! ચંદ્રનો અસ્ત થતાં કુમુદની પેઠે તુર્તજ મુખ કરમાઇ ગયું. અને ચિત્ત પુનઃ પુર્વવત્ વ્યગ્રતાથી વ્યક્ત બની ગયું વ્યગ્રતાને લીધે હાથમાંના પુસ્તકપર કંટાળો આવ્યો અને ફેંકી દીધું. પરંતુ પાછું તુર્તજ ઉપાડી પ્રેમથી એક ચુંબન કરતાં બોલી. માફ કરજે હો ! ત્હું તો મ્હારા માસ્તર સાથે પરિચય પડાવનાર મ્હારૂં સહાયક છો ! મ્હારા માસ્તરના સ્પર્શથી પવિત્રતાને પ્રાપ્ત થયેલ, ત્હને તો હું એક નિમિષ પણ અલગ નહિ કરૂં. માસ્તરની કાંઇપણ નિશાની મ્હારી પાસે હોય તો તે ત્હું જ છો.

એટલામાં કોઇનો સ્વર પોતાના કર્ણમાં આવી અથડાયો.

મુક્તાબ્હેન ! બા બોલાવે છે.

જા ! કહે કે આવે છે. મુકતા જવાબ આપી ઉભી થઇ. પરંતુ આજ ત્હેના પગમાં ઘડી ઉભું રહેવા જેટલી શક્તી પણ રહી નહોતી પોતાની અશક્તીનો પોતાને ખ્યાલ આવતાં અરે ! માસ્તર ત્હેં તો મ્હને સાવ શિથિલ બનાવી દીધી, મ્હારા તન મન સર્વસ્વનું હરણ કરી છેક બેભાન બનાવી મૂકી. આટલા કોઈ ન સાંભળે તેમ ઉદ્ગારો કાઢી બાઇ પાસે આવી.

કેમ ! બા ! આજ તો ભણવામાં ભારી ગુંથાયાં કે ખાવાનુંયે ભૂલી જવાયું. રત્નલક્ષ્મિએ હસતાં હસતાં જણાવ્યું.

બાઇ ! આમ ઘડી ઘડી સતાવશો તો હું સાવ ભણવુંજ છોડી દઇશ. માસ્તર કહે પાઠ પૂરો કર્યા પછી બીજું કામ કરવું. આ તો

મ્હારે ઉલટું સૂડી વચ્ચે સોપારી પડયા જેવું થયું. વાંચું તો ત્હમે સતાવો, ન વાંચું તો માસ્તર સતાવે. બબ્બુ આવો તે વાંચવાનો કંટાળો કેમ ખમાય ? એક એક દિવસમાં આખો આખો પાઠ તે કેમ તૈયાર થાય ? મુક્તાએ સેજ ગુસ્સો તથા અભિરૂચી છતાં અભાવનો આડંબર દર્શાવ્યો.

બ્હેન ! પાઠ તો બહુ ન્હાના છે. એક દિવસમાં એક પાઠ તો સહેલાઈથી તૈયાર થાય તેવા છે. અમે ત્હને બીજા કોઇજ કામમાં નહિ નાંખીએ. ત્હને માસ્તર જેમ ભણાવે તેમ ભણ. રત્નલક્ષ્મિએ પોતાની પાસે બેસારતાં ભાવથી કહ્યું.

માસ્તર ત્હને જેમ ભણાવે તેમ ભણ. આટલા શબ્દો બાઇ પોતાના બોલ્યા પ્રમાણે પાળે તો પછી મ્હારી કઇ મુરાદ પૂરી ન પડે. બાઇ ! ત્હારા એ શબ્દો ઇશ્વર સાચા પાડે એમ હું અંતઃકરણથી ઇચ્છું છું. આ શબ્દો મ્હારા હૃદયમાં કોતરી રાખીશ. એ ભવિષ્યની કદાચ વિટંબનામાં મ્હારા દુઃખના સહભાગી થઇ શકશે.

મુક્તા રત્નલક્ષ્મિને કંઈપણ પ્રત્યુત્તર ન આપતાં પોતાની પાસેના પુસ્તકમાંજ દ્રષ્ટિ પરોવી રહી. થોડી વારમાં ભોજનની તૈયારી થઇ એટલે બન્ને ઉઠી સાથે ભોજન કર્યું. મુકતાનું ચિત્ત ભોજન તરફ ન્હોતું. મનગમતી રસોઇ પણ આજ અણગમો ઉત્પન્ન કરવા લાગી. કોઇને શંકાનું સ્થાન ન મળે તે માટે અરૂચતું પણ થોડું ભોજન લીધું. કોઈ સાથે કંઇ વાર્તાલાપ કરવો કે સાંભળવો પણ આજે ગમતો ન્હોતો. તેથી ભોજન લઈ પરભારી પોતાના શયનગ્રહમાંજ ગઇ. જમ્યા પછી કલાક અરધો કલાક રત્નલક્ષ્મિ પાસે મુકતાવલી બેસતી, અને કંઇ વિનોદ વાર્તા કરતાં એટલો સમય પસાર કરવાનો બહુધા સાધારણ નિયમ હતો. પરંતુ આજે તેનો ભંગ થયો. તેમ થવામાં રત્નલક્ષ્મિએ અભ્યાસમાં અનુરક્તતાનું કારણ માન્યું. અને તેમાં તેને વિઘ્ન ન આપવાનીજ ઇચ્છા ધરાવી, પોતે પોતાના કાર્યક્રમમાં ગુંથાઇ.

પ્રિય વાંચનાર ! મુક્તાવલીની પ્રેમોત્પત્તિનો આજે દ્વિતિય દિવસ હતો. સાહિત્યશાસ્ત્રના નિયમ પમાણે દર્શનથી ઉદ્‌ભવેલો આ દાર્શનિક પ્રેમ હતો. પ્રિયને મળવાની અભિલાષાએ ઉત્પત્તિ પામેલો તપન નામે સંચારી ભાવ મુકતાવલીના આખા શરીરને દહન કરી રહ્યો હતો.

મદનની અસહ્ય ઝાળમાં બળતી કંઈક શાંતિ નિમિત્તે મુક્તાવલી પ્રિય માસ્તરના મુખારવિંદનું ધ્યાન ધરતીઃશયનમાં સૂતી. હૃદયની ઐક્યતાએ દેવેન્દ્રને પ્રત્યક્ષ થતો દીઠો. મુક્તાવલીની સ્વાભાવિક કર્કશતાનો દેવેન્દ્રને જોતાંજ લોપ થઈ ગયો હતો. જે સ્ત્રીએ અદ્યાપિ પર્યંત કોઇને આજીજી કરવાનો ખ્યાલ સરખોએએ ન્હોતો આણ્યો. તે સ્ત્રી દેવેન્દ્ર પાસે શીર ઝુકાવી રહી ! લાચાર બની ગઇ ! મદનની મહાવ્યથાએ ત્હેને દેવેન્દ્રની દાસી બનાવી દીધી. ધ્યાનસ્થ દેવેન્દ્રને પ્રત્યક્ષ સમજી અત્યંત દીન મુખ મુદ્રાએ વિનવવા લાગી. માસ્તર ! માસ્તર ! ત્હારા સ્વરૂપે અને ત્હારી લાવણ્યતાએ મ્હારા કોમળ હૃદયને સાવ ભેદી નાંખ્યું છે. એક અબળાથી એ પ્રહાર કેમ સહન થઇ શકે ? માસ્તર ત્હમે તો મહા વિચારવંત છો, મહા બુદ્ધિવંત છો, અબળાના અસહ્ય દુઃખને અનુભવી શકો તેવા છો. મ્હોટા મ્હોટા ૠષિ મુનીયો જે વ્યથાને સહન નથી કરી શકતા, એ વ્યથા હું એક અબળા સહન નજ કરી શકું એ શું, આપ નથી જાણી શકતા ? હું નથી ધારતી કે ત્હમે મ્હારી બધી આજીજીનો ઈનકાર કરશો. હું ત્હમારી દાસી થઈ રહેવા ઇચ્છું છું. દાસી તરીકેજ હું આપની પાસે હાથ જોડી યાચના કરૂં છું. મ્હને આશા છે અને ખાત્રી છે કે, મ્હારી આજીજીનો આપ અવશ્ય સ્વીકાર કરશો ? રંક અબળાપર રહેમ કરી બળતી ઝાળમાંથી ઉગારશો ! માસ્તર ! જરા પણ દયા ઓછી દેખાડશો, કે મ્હારી આજીજીનો સ્હેજ પણ અનાદર કરશો, તો હું ઇશ્વરાજ્ઞાથી કહું છું કે ત્હમારા ચરણમાં હું મ્હારા પ્રાણનું બલિદાન આપીશ ! આમ છેલ્લા શબ્દો બોલતાં બોલતાં બેહોશ બની શયનમાં પછડાઈ પડી. નેત્ર મીચાઈ ગયાં, શરીરનું ભાન ભૂલાઇ ગયું, તન અને મનની સર્વથા અવ્યવસ્થા થઇ ગઇ. આવી અવ્યવસ્થિત સ્થિતિપરત્વે કોઈનું દ્રષ્ટિ બિંદુ ખેંચાયું હોય તેમ ત્હેના હૃદયમાં કંઈક અદ્‌ભુત જ્યોતિનો ઝળહાટ થયો. એ જ્યોતિના અપૂર્વ કાર્યને વિરહણી મુક્તા હૃદય ચક્ષુએ વિલોકતી રહી.



# પ્રકરણ ૮ મું.

## પ્રેમ ગ્રંથી.

દિવસના ચતુર્થ પ્રહરના સમયની શરૂઆત થતી આવતી હતી. શોખીન જનસમાજ સમુદ્રની શિતળ હવા ખાવા ઉત્સુકતાથી આવતા જણાતા હતા. કેટલાક પ્રેમાળ દંપત્તિઓ પરસ્પર હાથમાં હાથ મીલાવી આનંદથી વીહરી રહ્યા હતા. એવા સુખથી હીનભાગ્ય કેટલોક સમુહ ઇર્ષા વરસાવી રહ્યો હતો, ત્યારે કેટલોક સમુહ એવા સુખની આકાંક્ષા ધરાવી રહ્યો હતો. આમ કેટલાક હર્ષિત તો કેટલાક ઔદાસિન્ય જનોની સમુદ્ર તીરે હમેશા મેદની ભરાતી અને હર્ષશોકના વિવિધ રંગોથી વિખરાતી. નિત્યના નિયમાનુસાર આજે પણ તેવી મેદની ભરાઇ ચૂકી હતી. તેમાં એકાંત સ્થળને વધુ પસંદ કરનાર એક તરૂણ યુવાન આનંદી જન સમુહથી દૂર એક બાંકપર એકલો બેઠો બેઠો સમુદ્ર પરના વિહારનું અવલોકન કરી રહ્યો હતો. અત્રે એકઠાં થયેલાં સઘળાંના મુખપર પ્રસન્નતાની છાયા છવાઈ રહી હતી ત્યારે આ તરૂણની મુખમુદ્રા તેથી ભિન્નતાનો ભાવ પાડી રહી હતી. એટલે ત્હેના મુખ પ્રદેશ પર સર્વત્ર શોકનીજ રેખાઓ સ્ફુરી રહેલી હતી. ત્હેનું અંતઃકરણ કોઇ ગંભીર વિચારમાં ગરકાવ થઇ ગયેલું જણાતું હતું ત્હેનાં નેત્રમાં નિસ્તેજતા પ્રત્યક્ષ પ્રમાણી શકાતી હતી ત્હેના હૃદયમાં કોઇ મહાન વિચારોની ધડમથલ થયા કરતી હોય, એમ ત્હેના ઉપરાઉપરી નીકળતા નિશ્વાસોથી જણાઇ આવતું હતું. કેટલોક વખત આવી જ સ્તબ્ધતા ચાલુ રહી પરંતુ આખરે ત્હેની મૌનતા ખૂલી અને એક ઉદ્ગાર નીકળ્યો.

ક્ષણિકજીવન વિષે શી શી, ઉપાધી આવતી જનને,
વિવિધ માયા તણા મોહે, ભૂલે તે ભાન ના જનને;
અકળ કર્તાતણી લીલા, વિલોકી સ્તબ્ધ હું થાતો,
અચાનક આ સમાગમમાં લહું મુજને હું સપડાતો.

હતી સ્વપ્ને નહિ આશા પડીશ હું પ્રેમને પંથે,
હતી સ્વપ્ને નહિ આશા, થશે આ કૃત્ય આ પંથે,

અચાનક જાળમાં પડતું વિહરતું મૃગલું નિજ પંથે
પડયો ત્યમ હા ! હું એકાએક વિહરતો શુદ્ધ મુજ પંથે.

બતાવે ખેલ શા શા તું ખલકમાં ક્ષણુ ક્ષણે જૂદા,
ઉગાડે અંતરે શા શા પળે પળ અંકુરો જૂદા,

હતું જ્યાં શુદ્ધ અંતરને હતા વિચાર પણુ જૂદા,
હવે એ અંતરે જૂદું અને વિચાર પણુ જૂદા.

સ્વપ્ને જે વિચાર કે કાર્યનો ખ્યાલ સરખોએ ન્હોતો આવ્યો. તે વિચાર અને તેજ કાર્ય અત્યારે સમક્ષજ આવી ઉભાં રહ્યાં. વિધાત્રી ! ત્હને આવાજ લેખ મ્હારા કપાળમાં લખવા સૂઝયા ?...... વિધાત્રીને તેમાં શા દોશ દેવો ! એની તો કર્માનુસાર પ્રગતિ છે. અહા ! રાત્રીનો દૈવી ચમત્કાર ક્ષણે ક્ષણે યાદ આવ્યા કરે છે. અને મસ્તકને ભ્રમિત કરી નાંખે છે. આટલું કહી એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. અને ખીસામાંથી ઘડીઆળ કાઢી વખત જોતાં ઉભો થઇ ચાલવા લાગ્યો. અને મુક્તાવલીના મંદીરે આવી પહોંચ્યો.

મુક્તાવલીની સ્થિતિ તો આપણે પૂર્વે જોઇ ગયા છીએ. એણે પોતાની એક એક નિમિષ વ્યતીત કરી તે મુક્તાની પરિસ્થિતિને જાણુનારજ અનુમાની શકે. કયારે પ્રભાત થાય, કયારે મધ્યાન્હ થાય, અને કયારે સંધ્યા થાય કે માસ્તરના મુખચંદ્રના દર્શન પમાય. આમ પ્રતિ પળ ઝંખનામાં ઝુરી રહેલી મુક્તા ઘડી ઘડી ઘડીઆળમાં જોતી માસ્તરની રાહ જોવા લાગી.

ઘડીઆળ તો જો કે પોતાનું કાર્યજ કરતી હતી, પણુ ચારના ટકોરા થયા તે મુક્તાએ હર્ષથી વધાવી લીધા. હ્રદય અત્યંત આલ્હાદના ઉમળકાથી ઉભરાઇ આવ્યું. તૃષિત નેત્રો માસ્તરની માર્ગ પ્રતિક્ષા કરવા લાગ્યાં. માસ્તરની બેસવાની જગ્યા પોતે સ્વહસ્તેજ સુધારી અભ્યાસના પુસ્તકો તૈયાર કરી પોતાની ખુરશીપર બેઠી. ત્યાં તો દાદરપર કોઇના આગમનનો અવાજ કાને અથડયો. મુક્તાવલીએ તે પોતાના પ્રિયનાજ પગલાં ઓળખ્યાં અને ક્ષણુવારમાં તો જેમ ચંદ્ર પાતાળમાંથી આકાશમાં દ્રષ્યમાન થાય અને કુમુદીની વિકાસ પામે તેમ દ્વારમાં દેવેન્દ્રનો મુખનો પ્રકાશ પડયો અને મુક્તાવલી કુમુદીનીની પેઠે પ્રફુલ્લતામાં આવી.

પધારો, પધારો, માસ્તર સાહેબ ! હું તો ક્યારનીએ રાહ જોઇ રહી છું. માસ્તરને માન આપતી મુક્તાવલી હર્ષભર વદને બોલી.

મુક્તા બ્હેન, આવ્યો છું તો વખતસરજ ! દેવેન્દ્રે આસનપર સ્થિત થતાં જવાબ આપ્યો.

ના, માસ્તર સાહેબ ! જૂઓ પાંચ મીનિટ ઉપર થઇ ગઇ છે. મુક્તાએ એટલા સમયની પણ અસહ્યતાનું ભાન કરાવ્યું.

હા ! તેટલો વખત કદાચ સમુદ્રને જોવામાં વ્યતીત થયો હશે. દેવેન્દ્રે સરલતાથી જવાબ આપ્યો.

ત્યારે ત્હમે તો સમુદ્રના કાંઠાની લીલાને જોતા ફરો અને હું આંહિ ભણવા માટે માસ્તર, માસ્તર કરી રાહજ જોતી રહું. માસ્તર ! આમ હું ક્યારે ભણી રહીશ ? સમુદ્રકાંઠે કાંઇ નવીન લ્હેર જોઇ આવ્યા હો તેથી તો એવું બને કે અહિંઆ મુક્તા ભણતી હોય અને માસ્તરની વૃત્તિ સમુદ્રકાંઠે ભમતી હોય. સમુદ્રે તે કોઇ સારા માણસો જતા હશે ? આજે બાઇ આવે એટલે સાફ જણાવી દઉં કે મ્હને ભણાવવી હોય તો માસ્તરને હમેશાં ઘેરજ રાખો.

ના ! બ્હેન ! ના ! હવે એક મીનિટનો પણ ફેર નહિ પડવા દઉં. ત્હમને જો ભણવાની ભાવનાજ હશે તો હું હમેશા આવું છું તેથી પણ કલાક વહેલો આવીશ. વારૂ ! લ્યો વાંચો જોઇએ આજે કેટલો પાઠ તૈયાર કર્યો છે !

વાંચવાનું તો હમેશનું છે. પ્રથમ ચાહ પી લીઓ.

વાંચવાનું હમેશનું અને ચાહ આજનેજ માટે હશે કેમ ? દેવેન્દ્રે મુક્તાના શબ્દોનો ઉલટો અર્થ કરતાં જણાવ્યું.

ના ! માસ્તર ! ના ! એતો બોલવામાં મ્હારી ભૂલ થઇ. ચાહ છે તો બધું બને છે, અને ચા પણ ચાહવાનુંજ કારણ છે. ચાહ ન હોય તો સંસાર નથી, ચાહ ન હોય તો જીવન નથી ચાહ ન હોયતો કંઇજ નથી. વારૂ, માસ્તર સાહેબ ! આ પુસ્તકોમાં તે એવું શું રહસ્ય સમાયલું છે, કે જ્યારે ને ત્યારે એ સાથેજ ફેરવ્યા કરો છો.

એક અમરૂશતક છે અને એક ગીત ગોવિંદ છે એનું રહસ્ય ત્હમારી પાસે ન પ્રગટ કરી શકાય તેવું છે. દેવેન્દ્રે જવાબ આપ્યો.

એટલે હું માણસમાંજ નથી એમજ ત્હમે તો મ્હને ગણી કાઢીને ? મુક્તાએ જરા રોષભરી દૃષ્ટિએ જણાવ્યું.

ના ! બ્હેન ! ના ! એ પુસ્તકો બહુ શૃંગારી છે એટલે ત્હેનું રહસ્ય ત્હમારી પાસે ન કહી શકાય. હમેશા સર્વ વસ્તુ પાત્ર પરત્વેજ શોભે છે. ત્હમારૂં હીત વૈરાગ્ય અને વેદાંતનાજ પુસ્તકોમાં જળવાયલું છે. ઇશ્વરની ઇચ્છાએ ત્હમારો શૃંગારનો સમય નષ્ટ થઇ ગયો છે. ઇશ્વરને કદાચ એવી ઇચ્છા હોય તો એ ત્હેને મુબારક હો. પરંતુ ઇશ્વરની સઘળી ઇચ્છાને આધીન રહેવું, એ મ્હારી ઇચ્છા ઉપર આધાર રાખે છે. મુક્તા કંઇક મર્યાદનું ઉલ્લંઘન કરતાં બોલી એમ ન કહો. ઇશ્વરની ઇચ્છાની અનુકુળતામાંજ આપણું શ્રેય સમાયલું છે.

હું તે માનતીજ નથી. ઇશ્વરમાં કંઇક પણ ડહાપણુ બળ્યું હોત તો તે મનુષ્યના વ્યયનો વિચાર કરીનેજ અવિચારી પગલું ભરત. ત્હમે શું એ સત્ય નથી માનતા ? એવાં અસંખ્ય સ્ત્રી અને પુરૂષો નીકળશે કે, જેનો વિરહ વિલાપ મહાઠ્ઠુરનું કાળજું પણ, ફડફડાવે છે, ત્યારે જેને દીનદયાળ–પ્રણત પ્રતિપાળ–અનાથના નાથ વિશેષણો પ્રયોજવામાં આવે છે એવાના હૃદયમાં દયાનો લેશ પણ અંકુર ન ફૂટે ? હું તો એમજ સમજી લઉં છું કે દયા અને ન્યાય વિગેરે વિશેષણો લગાડનારા સઘળા એનાજ પક્ષના છે. હું મ્હારૂં વખાણું અને ત્હમે ત્હમારૂં. વખાણો એમાં ન્યાય ટકી શકતોજ નથી. નવીન ધર્મ ફેલાવનાર પોતાની મહત્તાનું ભાન કરાવવા જેમ અમુક સંખ્યા સાધી પોતાની કાર્યસિદ્ધી કરે છે, તેવુંજ અર્થાત તેને મળતુંજ કંઇક ઇશ્વરનું કાર્ય હોય એમ મ્હારૂં હૃદય તો સાફ જોઇ શકે છે. હું કોઇના કહેવા ઉપરથી અનુમાન બાંધું એવી મૂર્ખ નથી. પરંતુ મ્હારા જાતિ અનુભવ ઉપરથીજ કહી શકું છું.

મુક્તાના સહૃદયી શબ્દો સાંભળતાં દેવેન્દ્રને કવચિત કવચિત હાસ્ય થયા કરતું હતું.

મુક્તા જ્યારે હૃદયનો પ્રવાહ ખાલી કરી શાંત પડી ત્યારે તેને વિશેષ શાંત કરવા દેવેન્દ્રે પ્રયોગ આદર્યો.

બ્હેન ! ત્હમારા સ્વતંત્ર વિચારોથી હું બહુજ ખુશ થાઉં છું. પરંતુ એ વિચારો કેટલે અંશે સત્યતાવાળા છે તેનું હું ત્હમારી

પાસે નિરાકરણુ કરીશ. જીવ પોતાના કર્મ પ્રમાણેજ જન્મ મરણુના ફેરામાં આવે છે. એટલે જન્મ એ કર્મનુંજ પરિણામ છે. આપણું સુખદુ:ખનો સઘળો આધાર આપણા કર્મ ઉપરજ છે. ઇશ્વર તો એક ન્યાયાધિશ તરીકે આપણા કર્મ ફળની વ્હેંચણી કરી આપે છે. આ પ્રમાણે સુદ્ધ ન્યાય માર્ગના ગ્રહણ કરનારની આપણે નિંદા કરવી એ પણ એક પ્રકારના પાપમાં પડવા જેવું છે. જગતમાં એક હસે છે અને એક રડે છે એ પણ ઇશ્વિરના ન્યાયને લીધેજ. ઇશ્વરમાં અન્યાયનું આરોપણુ કરવું એ કોઇ પ્રકારે યોગ્ય નથી.

હું તે માન્ય કરૂં છું અને એક પ્રશ્ન પણ પૂછું છું. જગતમાં સર્વ વસ્તુનો ઉત્પન્ન કરનાર ઇશ્વર છે એટલું તો સહુ કોઇ કબુલ કરે છે. ઇશ્વિરની ઉત્પન્ન કરેલી કોઇપણ વસ્તુ અગ્રાહ્ય ન હોય એ પણ આપણે કબુલજ કરવું જોઇએ. પરંતુ તેમાં બુદ્ધિ પુરઃસર વિચાર કરવાની જરૂર છે. દેવેન્દ્રે વચ્ચેજ જણાવ્યું.

ઇશ્વિરની કૃતિમાં વિચાર કરવાની આપણામાં શી યોગ્યતા છે ? મુક્તાએ કહ્યું.

ઇશ્વિરે યોગ્યાયોગ્યની પરિક્ષા કરનાર વસ્તુની આપણુને ભેટ કરી છે. એ ભેટનો યોગ્ય અમલ કરવાનો આપણુને અધિકાર છે. દેવેન્દ્રે હસતાં હસતાં મુકતાના આશયને વિચ્છિન્ન કરતાં જણાવ્યું.

માસ્તર ! જવા દ્યો એ વાતને ત્હમારી સાથે વિવાદમાં ઉતરતાં હું કયાંથી જીતી શકું ? મ્હારી મૂર્ખાઇને લીધે આટલો નકામો વખત ગાળ્યો.

એટલામાં નોકરે આવી ટેબલપર બે ચાહના કપ મૂકયા બંન્ને ચાહ પી સ્વસ્થ થયાં.

માસ્તર ! આ ચાહ-ચાહનામાં કંઇ વિશેષતા કરતી હશે ખરી કે ? મુકતાએ ચાહ પૂરી કરતાં વળી પ્રશ્ન કર્યો.

મુકતા બ્હેન ! એવા પ્રશ્નોત્તરમાં આપણો કંઇજ સ્વાર્થ સરવાનો નથી. ચાહ પીધા પછી પાઠ વાંચવાનું ત્હમે પ્રથમથીજ કહ્યું હતું. જેથી હવે વખતને વ્યર્થ ન ગુમાવતાં ચાલો, ત્હમારો પાઠ વાંચો. દેવેન્દ્રે કંઇક આજ્ઞા કરતાં કહ્યું.

માસ્તર ! મ્હને વાંચવાનું કે લખવાનું કશુએ ગમતુ નથી. આજે

એ દિવસથી કોણુ જાણે હૃદયમાં શું એ અકળામણ છે તે કંઇજ સમજાતું નથી. મન કોઈ વસ્તુ પર ચ્હોંટતું નથી. ત્હમે આવ્યા ત્યારથી આટલો આનંદ થયો તે પહેલાં તો હું સાવ શૂન્ય હૃદય થઇ પડી હતી. શરીરમાં સ્ફુરતીનો તો અંશ રહેવા પામ્યો નથી. બેઠી ત્યાંથી ઉઠી શકવાની શકતીજ રહી જણાતી નથી. બેઠાં બેઠાં અકળામણના બગાસાં આવ્યા કરે છતાં આખી રાત ઉંઘ પણ આવી નથી. માસ્તર ! એવી તે શું પીડા હશે, હું તો કંઇજ સમજી શકતી નથી. ત્હમે કંઇ અનુમાન બાંધી શકો છો ખરા ? મુકતાએ આંતરિક ભાવ છૂપાવતાં દેવેન્દ્રને પૂછ્યું.

દેવેન્દ્રે તો મુકતાની માનસિક સ્થિતિનું પ્રથમથીજ અનુમાન બાંધી લીધું હતું. તેમાં તુર્તના પ્રલાપથી માનસિક વૃત્તિની અવ્યવસ્થામાં અધિકતા થતી હોય તેમ જણાયું. મુકતા જો કે હજુ સુધી આંતરિક ભાવનો સ્પષ્ટ નિર્દેશ ન્હોતી કરી શકી. તથાપિ તે દેવેન્દ્રના લક્ષ્ય બહાર ન્હોતું. છતાં સ્પષ્ટ ખુલાસો તો તે પણ કરી શકતો ન્હોતો. માત્ર મુકતાના પ્રશ્ને વિચારગ્રસ્ત થઇ રહ્યો હતો. ત્હેમના પ્રત્યુત્તરના અભાવે અધી મુકતાજ બોલી ઉઠી.

માસ્તર ! કેમ કંઈ ઉંડાં વિચારમાં પડયા ? મ્હારી અસાધ્ય સ્થિતિ તો કંઇ નથી જણાતી ને ?

ના ! ના ! કોઇ જાતની અસાધ્ય સ્થિતિ નથી. ગભરાવ નહિ. બાઇ આવે એટલે હમણાજ ડોકટરની દવા લઇએ. એટલે તુર્તજ આરામ થઈ જશે, દેવેન્દ્રે ધીમે ધીમે જણાવ્યું.

શું ! મ્હારી આ પીડા કોઇ ડાકટર દૂર કરી શકશે એમ ત્હમે અંતઃકરણથી કહો છો ?

દેવેન્દ્ર વિચારમાં પડયો. મુક્તા પોતાનું આગળજ ચલાવતી રહી.

માસ્તર સત્ય ન કહો તો ત્હમને મ્હારા સોગન છે. કહો, મ્હને શી પીડા થાય છે ?

મુક્તાના પ્રશ્ને દેવેન્દ્રનાં રૂવાડાં ઉભાં થઈ આવ્યાં. મુક્તાના સોગને અસત્ય તો કહી શકાય તેમ ન્હોતું તેમ સત્યનું પરિણામ સારૂં આવે તેમ ન્હોતું. પોતે સમજી શકતો હતો કે મુક્તા અત્યારે કામની મહાદશાઓની મહાવ્યથામાં છે તથાપિ તે મુખથી ઉચ્ચારી શકાય તેમ

તો હતુંજ નહિ. ઉભય હાનીકારક વિચારોથી દેવન્દ્ર ગભરાવા લાગ્યો. પરંતુ છેવટે સોગન પાળવા અને સત્ય જ કહેવું એવો નિશ્ચય કરી જણાવવા લાગ્યો.—

બ્હેન ! જે મ્હારે નહિ બોલવું જોઇએ તેવું બોલવાના પ્રસંગમાં ત્હમે મ્હને લાવી મૂકયો છે. મ્હારે દિલગીરી સાથે ત્હમારા સોગન પાળવા પડે છે અને મ્હને જે જણાય છે તે સત્ય કહેવું પડે છે, આટલું કહી દેવેન્દ્ર જરા મૌન રહી પાછો જણાવવા લાગ્યો. ત્હમારી અસાધ્ય સ્થિતિ કોઇ ડોકટરથી દૂર થઇ શકે તેવી નથી, કારણ કે માનસિક ઉદ્‌ભવેલી મદનની જ એ મહા વ્યથા છે.

સત્ય છે, મ્હારા માસ્તર સાહેબ ! સત્ય છે. મુક્તાએ ઉમળકાથી જણાવ્યું.

પરંતુ એ વ્યથાથી બચાવનાર ઇશ્વરના સ્વર્ગધામમાં ગયેલ છે એટલે વ્યથામાં પીડાયા સિવાય અન્ય કોઇ જ ઉપાય નથી. દેવેન્દ્રે તટસ્થ રીતે જણાવ્યું.

માસ્તર ! ત્હમારા આવા જવાબની મ્હેં સ્વપ્નેય આશા રાખી ન્હોતી. મુક્તાએ દિલગીરી દર્શાવી.

એવો જવાબ ત્હમારા ધર્મને, ત્હમારા શ્રેયને સમજીનેજ આપવામાં આવ્યો છે. એ ધર્મનું કેમ પરિપાલન કરવું તે પણ હું ત્હમને સારી પેઠે સમજાવીશ. એ ધર્મનું પાલન ત્હમને આ મહાવ્યથાથી એજ વખતે મુક્ત કરી દેશે. એ ધર્મ પરિપૂર્ણ પાળી શકાય તો મ્હારી માન્યતા પ્રમાણે સૌભાગ્ય કરતાં વૈધવ્યતામાં એક સ્ત્રી સર્વની પૂજ્ય બુદ્ધિ ગ્રહણ કરી શકે છે.

માસ્તર એ ત્હમારૂં કહેવું સઘળું સત્ય છે. પરંતુ મ્હારા જેવી મહાવ્યથાને અનુભવનાર માટે તો તે સર્વથા નિરર્થક જ છે. ત્હમે તો એ વાંચ્યું જ હશે, કે ઇન્દ્રના ભુવનમાં નૃત્ય કરતી ઉર્વશીના અંતઃકરણથી અકસ્માતિક જ અંતઃકરણમાં રમી રહેલ મહારાજા પુરૂરવાના નામનો ઉચ્ચાર થઇ ગયો હતો. ત્હમો તો સર્વ વાતે શાણા છો, એટલે જાણી જ શકો કે પ્રેમી અંતઃકરણમાં પ્રેમ સિવાય અન્ય કોઈ પણ ધર્મ પ્રવેશ કરી જ નથી શકતો. એટલું જાણવા છતાં મ્હને એવા ધર્મના ધતીંગો સમઝાવવાનું સાહસ નહિ જ કરશો. મ્હારા વિવ્હળી થઇ રહેલા હૃદયને હૃદયની ઇચ્છા વગરનો કોઇ પણ શબ્દ અડકી જ નહિ શકે એ નક્કી જ સમજજો.

દેવેન્દ્રે જાણી લીધું કે હવે આને ઉપદેશની અસર થવા સંભવ જ નથી. કામદેવે એના હૃદયને છિન્ન ભિન્ન કરી નાંખ્યું છે. તેથી હવે જે કંઈ કહેવું તે સઘળું વ્યર્થ જ જવાનું છે, છતાં જોઇએ તો ખરા કે એમું હૃદય કોની ઇચ્છા કરી રહ્યું છે.

મુક્તા! મ્હેં મ્હારી કલ્પનામાં પણ ન્હોતો, એવો પ્રસંગ ત્હમે મ્હારી સમક્ષ આણી મુકયો; તો મ્હારે લાચારીએ ત્હમારા હૃદયની ગુહ્ય વાતો સાંભળવી પડશે. વારૂ! કહો જોઇએ, ત્હમને કોની ઇચ્છા છે?

ઇચ્છા? ઇચ્છા કોની હોય! જેની લાવણ્યતા, જેનું સ્વરૂપ મ્હારા અંતઃકરણમાં ચીતરાઈ રહ્યું છે એવા મ્હારા માસ્તરની! અન્ય કોઈની ઇચ્છા મુક્તાનું અંતઃકરણ સ્વપ્નમાં પણ ન કરે. મુક્તાએ મર્યાદાના છેલ્લા પગથીઆનું ઉલંઘન કર્યું.

મ્હારી! મ્હારી ઇચ્છા! અઘટિત પગલું મુક્તા! માસ્તરથી ન ભરી શકાય! દેવેન્દ્રે વિનોદ કરતાં મક્કમપણું દર્શાવ્યું.

અઘટિત પગલું ન ભરી શકાય, તો મુક્તાનું મૃત્યુ કરવાનું ઘટિત પગલું ભરી શકાતું હોય તો તે ભરજો. અને કાલે જોજો, કે મુક્તા હવે કેટલી ઘડી જગતમાં જીવી શકે તેમ છે. મુક્તાએ પ્રેમના સત્ય સ્વરૂપનું ભાન કરાવ્યું.

હું એ સર્વ સમજું છું. સત્ય સ્નેહના અવલંબીઓ સ્નેહની ક્ષિણતાએ મૃત્યુવશ થઈ જાય છે અને થયાં છે એવાં અસંખ્ય દૃષ્ટાંતો મેં વાંચ્યાં છે. અત્યારે ત્હમારી સ્થિતિ પણ ત્હમારા અત્યંત પ્રેમને લીધે જ આવી બનેલી છે તે પણ યથાર્થ રીતે હું જાણી શકું છું. પરંતુ—

એ શબ્દ વચ્ચે ન આવવો જોઇએ. મુક્તા વચ્ચેજ બોલી ઉઠી.

છતાં વિચાર કરવાની બહુ જ જરૂર રહે છે. કારણ કે પ્રેમ એ એવી વસ્તુ છે કે કોઇ પણ પ્રકારે છૂપાવી છૂપાઇ શકતી નથી. એટલે વહેલો કે મોડો આપણો પ્રેમ પ્રકાશમાં તો આવે જ. એ વખતે આપણી પોતાની સ્થિતિ તો બહુ જ કઢંગી થઇ પડે પણ તે ઉપરાંત જેને લીધે મ્હારૂં અહિં આગમન થઇ શકયું છે ત્હેને પણ બહુ જ સહન કરવું પડે. આપણી કઢંગી સ્થિતિ તો સકારણે થાય પણ બીજાઓ વિનાકારણે માર્યા જાય, એ મ્હારાથી સહન ન થઇ શકે.

માસ્તર ! એવી લાંબી લાંબી વ્યર્થ ચર્ચા કરવાનું કાંઇ પ્રયોજન નથી. ત્હમે પોતે જ વિચાર કરોની, કે જેનો ત્હમે પક્ષ ખેંચો છો તે કેટલી પવિત્રતાવાળા છે ? દુનિયામાં એવી પવિત્રતા તો આજે જવલ્લે જ જોઇ શકાશે. કદાપિ એ ધારીએ તેથી વિશેષ વિશુદ્ધ હોય તો પણ એક પ્રચંડ ઝાળમાં બળતી અબળાને બચાવવાનો ત્હમારો ધર્મ નથી ? અન્યની નજીવી વિટંબનાઓનો વિચાર કરો છો ત્યારે ત્હમારે માટે પ્રાણાર્પણ કરનારી અબળાના આત્મભોગનો ત્હમોને કંઇ જ પશ્ચાતાપ થઇ શકતો નથી ! એવો કયો કઠોર પુરૂષ હશે કે જેણે મ્હારા જેવી પ્રેમાર્તની આજીજીનો અસ્વિકાર કર્યો હશે ! માસ્તર ! વિશેષ પડતું બોલાઇ જતું હોય તો ક્ષમા કરજો. પણ એટલું નક્કી માનજો કે આ સઘળા ઉકળતા હૃદયના ઉભરા છે. હૃદય હવે બળી ખાખ થઈ જાય છે; યોગ્ય લાગે તો બચાવો, અને અયોગ્ય લાગે તો હાથથી હલાલ કરો. મુક્તા આટલું બોલતાં પ્રેમના અત્યંત જુસ્સામાં સ્મૃતિની વિસ્મૃતિએ દેવેન્દ્રના ખોળામાં જઇ પડી. સુભાગ્યે એ સમયે દીવાનખાનામાં કોઇ જ હાજર ન હતું. તથાપિ આ સ્થિતિની વિશેષતા અત્યંત ભયંકર પરિણામકારક હતી. કોઈ પણ પ્રકારનો પ્રબોધ તો છેક વ્યર્થ જ જણાતો હતો. છેવટે દેવેન્દ્રને છેક જ નિરૂપાયે મુક્તાની ઇચ્છાને આધિન થવાનો વિચાર કરવો પડયો. પોતાના બન્ને હાથવડે મુક્તાના મસ્તકને ગ્રહણ કરી પોતાના ખોળામાંથી ઉઠાડી હોશમાં આણી.

મુક્તા ! નિશ્ચિંત થા ! ત્હારી અસહ્ય સ્થિતિએ મ્હારો વિચાર બદલાવ્યો છે. ત્હારા પ્રેમનો હું અત્યંત પ્રેમથી સ્વીકાર કરૂં છું. ત્હારી સર્વ ઇચ્છા પરિપૂર્ણ કરવા હું અંતઃકરણથી બંધાઉં છું. પરંતુ હવે સત્વર સાવચ થા. અસાવધતાએ આપણે શરૂઆતમાં જ મહાન્ આપત્તિમાં આવી પડીશું. માટે શાંત થા–સ્વસ્થ થા. આંખ્યો ઉઘાડ, અને હાથમાં પુસ્તક લઇ મ્હારી સામે બેશ. દેવેન્દ્રે ગભરાતાં ગભરાતાં જણાવ્યું.

હવે શાંતિ જ છે. હૃદય પણ પૂર્ણ સ્વસ્થતામાં જ છે. આપની દાસી આપની સર્વ આજ્ઞા સ્વીકારવાને તૈયાર જ છે. મુક્તા સ્મિત હાસ્યયુક્ત વદને જણાવતાં હાથમાં પુસ્તક લઇ સ્વસ્થ થઈ બેઠી. મુખ પર પ્રેમની લાલ રેખાઓ સ્ફુરાયમાન થતી હોય તેમ જણાવા લાગી.

અંતઃકરણમાં નૂતન શક્તિનો આવિર્ભાવ ઉલ્લસવા લાગ્યો. અત્યારસુધી જે દ્વૈતભાવ ઉપસ્થિત હતો, તેનો સર્વથા લોપ થવા લાગ્યો. અને હૃદયમાં પ્રેમની ઐક્યતાની મજબૂત ગાંઠ બંધાઇ. દેવેન્દ્ર તો સાવ દિગ્મૂઢ જેવો જ બની ગયો. મુક્તા ત્હેની મુખમુદ્રાને પ્રેમથી વિલોકી રહી.

માસ્તર ! આજનો આપણે કેવો દિવસ ગણવો જોઇએ ? મુક્તાએ લાડ કરતાં પૂછ્યું.

ભવિષ્યના મહાન દુઃખની ભયંકરતાનો ! દેવેન્દ્રે ઔદાસિન્યતાથી ઉત્તર આપ્યો.

ભવિષ્યના ભયંકર દુઃખોને મૂળથી કાપી નાંખવા આપની મુક્તા આજથીજ તૈયાર રહેશે. મુક્તાએ દૃઢતાનુંદિગ્દર્શન કરાવ્યું.

મુક્તા ! સ્હામો પક્ષ બળવાન હોય, એટલું જાણવા છતાં તેને પહોંચી વળવાના શબ્દો વાપરવાનો એક સાધારણ સ્વભાવ જ પડી ચૂકયો છે. પરંતુ દૈવવશાત્ એ સમય દૃષ્ટિ સમક્ષ જ આવી ઉભો રહે છે, ત્યારે પોતાના શબ્દોની સત્યતા સિદ્ધ કરી દેખાડવી બહુ જ વિકટ થઇ પડે છે. દેવેન્દ્રે ઉત્સાહ રહિત મુખાકૃતિએ જવાબ આપ્યો.

એ વખતે આપની સૂક્ષ્મબૂદ્ધિ કોઇ પણ માર્ગ નહિ શોધી શકે ? મુક્તાએ માસ્તરપર ઢોળી પાડતાં પ્રશ્ન કર્યો.

માર્ગ ગ્રહણ કરવામાં માત્ર બુદ્ધિનીજ જરૂરિઆત નથી, બુદ્ધિ સાથે લક્ષ્મિની પણ એટલીજ આવશ્યક્તા છે. ત્હમે જાણી શકોછો કે હું સાવ નિર્ધન માણસ છું. એ નિર્ધનતાને લીધે સ્નેહી અને સગાંઓનો મોટો સમુહ છતાં હાલ હું સાવ એકલોજ થઈ રહ્યો છું. આખી સૃષ્ટિમાં એવું એક પણ સ્થાન રહ્યું નથી કે ત્યા જઇ હું મ્હારાં બે આંસુ પાડું. મુક્તા ! મ્હારા જેવો દુઃખી હું દુનિઆમાં એકજ હોઇશ. વળી, હું ફરીને કહું છું કે મ્હારા જેવા નિર્ધન માણસના સંગમાં ત્હમે સુખ ભાગ્યેજ પામી શકશો. તેથી હજુ પણ ત્હમે હમારો પ્રેમ ઉતારી નાંખશો તો તે ત્હમોને લાભકારી નીવડશે.

દેવેન્દ્રે સત્ય વાત જણાવતાં મુક્તાનું હૃદય તપાસવા પ્રયોગ કર્યો.

માસ્તર ! ત્હમો એક શ્રિમંત હશો, અને તે શ્રિમંતાઇ ઉપર મ્હારા હૃદયનું આકર્ષણ થયું માનતા હો તો ત્હમારી ભૂલ છે.

સત્ય પ્રેમ કાંઇ કોઇની શ્રિમંતાઇ કે ઉપરના ડાળદમામમાં ઉદ્‌ભવવા પામતોજ નથી. ત્હમારી લાવણ્યતા, ત્હમારી બુદ્ધિ, અને ત્હમારા સ્વરૂપ ઉપર જ મ્હારા હૃદયનું આકર્ષણ થયું છે. સત્ય પ્રેમ અને શ્રિમંતાઇ કે અન્ય કોઇ વસ્તુ સાથે કશો સંબંધ જ હોઇ શકતો નથી. ત્હમારી સાથે સૂકો રોટલો મળશે તો તે પણ અત્યંત પ્રેમથી અંગીકાર કરીશ. હું માત્ર આશા રાખુ છું તે માત્ર ત્હમારા હૃદયની મીઠી અમી ભરી દ્રષ્ટિની જ ! એવી દ્રષ્ટિ મ્હારી પ્રત્યે સતત રહેશે, તો હું જંગલમાં પણ મંગળ સમજી આનંદથી રહીશ. પ્રભુ ત્હમારા અંતઃકરણમાં પ્રેમનો નૂતન પ્રવાહ અધિકાધિક વધારતો જ રહે, અને એ પવિત્ર પ્રવાહમાં હું હમેશા ન્હાતી રહું, એવી એ પરમકૃપાળુ પરમેશ્વર પાસે મ્હારા પ્રેમાળ હૃદયની પ્રાર્થના છે. મુક્તાએ પોતાની આંતરિક ઇચ્છા વ્યક્ત કરતાં જણાવ્યું.

મુક્તા ! હું ત્હમારા હૃદયની ઇચ્છામાં મરતાં સુધી પણ ન્યુનતા નહિ આવવા દઉં એ ખાત્રી રાખજો. કારણકે મ્હારો એવો સિદ્ધાંત જ છે કે કોઇ પણ કાર્ય બુદ્ધિના, પૂર્ણ વિચાર વગર ન કરવું, અને કરવું તો તે મરતાં સુધી ન મૂકવું. એ સંબંધે એક કવિના શબ્દો છે કે—

કરે જો કાંઇ તો સુખથી કરજે ને સુખી થજે,
પરંતુ કાંઇ તું છુપચુ રહીને કરીશ નાઃ
કરે છે સાચું તું જરૂર સમજી એમ કરજે,
નહિ તો પસ્તાવો દુઃખમય અગાડી બહુ થશે.

તેનું હું હમેશાં મનન કર્યા કરૂં છું. ત્હમારો સ્વીકાર પણ એવી દ્રઢતા અને સત્યતા સમજીને જ કરૂં છું જેથી ભવિષ્યમાં આપણા હૃદયની પ્રેમગ્રંથી છોડવાને કોઇ સમર્થ ન થઇ શકે. દેવેન્દ્રે પણ પોતાની દ્રઢ ભાવનાનું સ્પષ્ટિકરણ કર્યું.

માસ્તર ! લ્યો આ હાથ, ઇશ્વરને સાક્ષી રાખી તેનું ગ્રહણ કરો. અને કહો કે આજથી મ્હેં ત્હારૂં પાણીગ્રહણ કર્યું છે. તેનો દૈવયોગે આવેલી કોઇપણ આપતિમાં પરિત્યાગ નહિ કરૂં. આમ કહી મુક્તાએ પોતાનો હાથ દેવેન્દ્રના હાથમાં સોંપ્યો. અને દેવેન્દ્રે ઇશ્વરને સાક્ષી રાખી મુક્તાના કહેવા પ્રમાણે શબ્દોચ્ચાર કર્યો. બંન્નેના હૃદયમાં પરસ્પર પ્રેમની મજબૂત ગાંઠ બંધાઇ. ઘડીવાર એક બીજાં

પોતાનાં નેત્રદ્વારા એક દ્રષ્ટિએ પ્રેમથી પરસ્પર વિલોકી રહ્યાં. બન્નેના હૃદયમાં પ્રેમનો પ્રવાહ પૂર જોસથી વહેવા લાગ્યો. પ્રણયની ઐકયતામાં દેવેન્દ્રને રાતની વાતનું સ્મરણ થઇ આવ્યું.

મુક્તા ! આપણા પ્રેમની ઐકયતામાં હવે ગઇ રાતનું મ્હારૂં સ્વપ્ન કહી સંભળાવું, તો માઠું ન લગાડશો. ત્હમારા કાલના વિચિત્ર હાવભાવે જે દિગ્દર્શન કરાવ્યું હતું, તે સંધ્યાકાળે અહિંથી ગયા પછી બે પ્રહર તો એજ વિચારમાં મન ભ્રમિત થવા લાગ્યું. તેનું પરિણામ એ આવ્યું, કે એ અનીતિ છે તેમાં મ્હારે કોઇ પણ પ્રકારે પ્રવેશ ન કરવો. પરંતુ હૃદયમાં વ્યાપ્ત થઇ રહેલા પ્રેમે મ્હને એવો સિદ્ધાંત બાંધતાં અટકાવ્યો. છેવટે નિર્ણય એવો થયો કે મ્હારે ત્હમને ત્હમારા વૈધવ્ય ધર્મનું રહસ્ય કહી સંભળાવવું, અને ત્હમને એવા પંથે પડતાં અટકાવવાં. છતાં જો એ મ્હારો પ્રયાસ નિષ્ફળ જાય અને ત્હમે ત્હમારા પ્રેમમાં અવિચળ જ રહેલાં જણાવ તો, છેવટે ત્હમારી ઇચ્છાનો સ્વીકાર કરવો. આવો દ્રઢ નિશ્ચય કરી મોડી રાત્રીએ હું નિદ્રાવશ થયો. નિદ્રાવશ થતાં એક દૈવી ચમત્કાર નજરે પડયો. એક સુંદરી સાથે એક દેવીનો મ્હારા અંતરમાં પ્રવેશ થયો. દેવી મ્હને એ સુંદરીનો સ્વીકાર કરવા સૂચના આપતી હોય તેમ જણવા લાગી. મ્હેં દેવીની આજ્ઞાનો સ્વીકાર કર્યો. અને દેવીએ મ્હને તે સુંદરીનું પાણીગ્રહણ કરાવ્યું. સુંદરીને મ્હેં તુર્તજ ઓળખી, અને હર્ષથી ત્હેને શયનમાં લીધી દેવી અમો બંન્નેને અંતરની આશિશ આપતી એજ વખતે અદ્રષ્ય થઇ ગઇ.

તે સુંદરી કોણ ? મુક્તાએ આતુરતાથી પૂછયું.

જે અત્યારે મ્હારી સ્હામે જ દ્રષ્ટે પડે છે તે ! આખી રાત્રી અમે તો અવનવા આનંદ વિહારમાં વ્યતીત કરી. પરંતુ પ્રભાતમાં જ્યાં આંખ ઉઘાડી જોઉં ત્યાં તો તે સઘળો વ્યવહાર ભ્રમણામાં જ થયો હોય તેમ જણાવ્યું.

જેવું સ્વપ્ન ત્હમને આવ્યું, તેવાજ સ્વપ્નમાં હું પણ આનંદમાં મ્હાલી રહી હતી. જે દેવીએ મ્હને ત્હમારા હાથમાં સોંપી, તેજ દેવીએ ત્હમને મ્હારા હાથમાં સોપ્યા. અને પોતે અદ્રષ્ય થઇ, એ રીતે તો દેવીએ આપણું રાત્રેજ પાણી ગ્રહણ કરાવ્યું. એ વાત કહેવાને હું કયારનીએ ઝંખી રહી હતી, પણ શરમને લીધે મ્હારાથી બોલી શકાતું ન્હોતું. વ્હાલા ! હું હવે ત્હમારી, અને ત્હમે મ્હારા ! ત્હમારા સુખ

દુ:ખની ભાગીદાર હું અને મ્હારા સુખ દુ:ખના ભાગીદાર ત્હમે ! આમ આપણે આજથી પરસ્પર સંબંધની સાંકળથી હમેશને માટે બંધાયા.

ત્હારા જેવી અનુપમ સુંદરીના પાણી ગ્રહણે હું મ્હને પોતાને મહાન ભાગ્યવાન સમજું છું. વળી, આખી દુનિઆમાં મ્હારૂં કોઇ નથી એવું જે મ્હારૂં માનવું હતું તે પણ આજે નષ્ટ થયું. કારણ દુનિઆની કોઈપણ વસ્તુ જેની તુલ્યે ન આવી શકે, એવાં રમણીરત્નને ઇશ્વરે મ્હને બક્ષિસ આપ્યું. તે રમણી પણ કેવી—

પ્રેમાતુર છતાંય જે જ્યમ કંઇ જાયે ગળી ભેટતાં,
ધારે અંતર કોડ જે અટપટાને કારમા ભોગના,
'કો આ? કોણ હૂં ? એવૂં એ નજ લહે ક્રીડારસે જે કદા,
રામા તો કહી તેજ, તેજ રમણે, જોડાંજ જોડાં બીજાં.

આવા અનાયાસે પ્રાપ્ત થતા રમણી રત્નનો અસ્વીકાર કરે એવો કોણ દુર્ભાગ્યશાળી પુરૂષ હોય ? દેવેન્દ્રે મુક્તાની પ્રશંસા કરતાં જણાવ્યું.

માસ્તર ! જે વિચારો અત્યારે પ્રકાશિત થાય છે, તે પ્રથમથીજ જણાવી દીધા હોત તો મ્હારે જે સમય વિટંબનામાં પસાર કરવો પડયો એ પરિતાપથી તો હું ઉગરવા પામી હોત. પણ માસ્તર ! એમાં ત્હમારો દોષ નથી, આખી દુનિઆનો એવો નિયમ જ છે કે સ્ત્રીઓ કરતાં પુરૂષો બહુ જ ઉંડા હૃદયના હોય છે. પોતાના હૃદયમાં એ વાત ઘોળાયા જ કરતી હોય, તોપણ તે પોતાના હૃદયથી તો બહાર ન જ પાડે. બીચારી ભોળા હૃદયની સ્ત્રીઓના મ્હોંએથી સઘળું કહેવરાવે. હું સત્ય જ કહું છું, માસ્તર ! મ્હેં ત્હમને જોયા પછી જે વખત વ્યતીત કર્યો છે, એવો મ્હારા આખા જન્મમાં અનુભવ્યો ન્હોતો.

ત્હમે કહો છો એ સત્ય છે. પરંતુ એ બહુધા થોડાજ પુરૂષોમાં એવી કળા સમાયેલી હોય છે. ત્યારે કેટલીક ક્રીયાકુશળ સ્ત્રીઓ પુરૂષોને મોઢે જ લાચારી કરાવે છે, જો કે ખરૂં જોતાં એ બન્નેમાંથી એકેય ઇષ્ટ નથી તોપણ પ્રેમની શરૂઆતમાં ઘણુ કરીને ડાહ્યાં સ્ત્રી પુરૂષને પણ એ માર્ગ અખતીઆર કરવો પડે છે. કારણ કે એક બીજાં પરસ્પર એકબીજાનો પ્રેમ અનુભવતાં હોય, તથાપિ એક પાત્રદ્વારા જ્યાં સુધી એ પ્રેમને પ્રકાશમાં ન મૂકી શકાય, ત્યાં સુધી હૃદયનો ભાવ હૃદયમાં જ સમાવવો પડે છે. બંન્નેનો એક બીજા પ્રત્યે પ્રેમ ઉદ્ભવવા પામ્યો હોય તો બહુધા એ સ્ત્રીઓદ્વારા જ પ્રકાશમાં આવી શકે છે.

એટલું અમો સ્ત્રીઓનું ભોળપણુ સૂચવે છે.

નહિ ! એટલો પ્રેમના ઐાત્સુકયનો પ્રભાવ છે—મદનની અત્યંત ઇચ્છાનો વિકાર છે એવો વિકાર સ્ત્રીઓના હૃદયમાં પુરૂષ કરતાં આઠ ગણો વસે છે. એથી જ સ્ત્રીઓ પ્રેમના પ્રકાશનમાં અગ્રભાગ ભજવે છે. શકુંતલા અને દુશ્યંત એ બંન્નેના હૃદય પ્રેમથી તો પરિપૂર્ણ ભરાઇ ચૂકયાં હતાં તથાપિ તેમાં સાહસ તો શકુંતલાએ જ કર્યું હતું. મુક્તા ! આમાં સ્ત્રીઓનું ભોળપણુ સમાયેલું નથી, પરંતુ પ્રેમની ઉગ્રભાવનાનો જ સમાવેશ છે. વારૂ ! મુક્તા ! આપણે આજ આવી જ વાતોમાં મચ્યા રહેશું કે કાંઇ અભ્યાસની શરૂઆત કરવી છે ?

થાય છે, તે અભ્યાસની જ શરૂઆત થાય છે ને ! આવો અભ્યાસ આજ પર્યંત મ્હેં કોઇની પાસેથી ન્હોતો કર્યો. મરી ગયા ત્હેની સાથે તો મ્હને પ્રેમનો અંશ પણુ ન્હોતો. તેમ મ્હારી પ્રત્યે ત્હેનો પણુ ન્હોતો. એટલે પ્રેમમાં તો હું આજ સૂધી છેક અજાણી કહું તોય ચાલે. જે ન્હોતી જાણતી તેનો પાઠ ત્હમે ભણાવ્યો. એટલે હવે તો હું દિન પ્રતિદિન નવા અભ્યાસમાં જ ઉતરતી જઇશ.

ઇશ્વરે જ ત્હમને મ્હને નવા અભ્યાસમાં ઉતારવા માટે ત્હમારી માસ્તર તરીકે નિમણુક કરાવી. એટલે ગમે તે વખતે આવી ચડવાને ત્હમને પ્રતિબંધ જ ન નડે. મ્હારી બાઇનો પણુ મ્હારે તો ઉપકાર જ માનવો જોઇએ છીએ કે ત્હમારા જેવા માસ્તરના હાથ નીચે મ્હને હોશીઆર થવા રાખી.

છતાં ઉપકારનો બદલો ત્હમે અપકારથી વાળશો. દેવેન્દ્રે વચ્ચેજ જણાવ્યું.

એમ કોણુ કહી શકશે કે હું અપકારથી બદલો વાળીશ ? મનુષ્ય એક બીજા પ્રત્યે સ્નેહભાવ વધારવા તો યત્નશીલ રહેતાંજ હોય છે. ત્યારે એ ભાવનાને છેલ્લી ટોચે પહોંચાડવામાં શું હું અપરાધી ગણાઇશ ? મુક્તાએ પોતાની નિર્દોષિતાનું સમર્થન કર્યું.

સમગ્ર મનુષ્ય પરસ્પર પ્રેમભાવનાની વિશેષતા કરવામાં યત્નશીલ હોય છે પરંતુ એ ભાવના નિર્મળ અને પવિત્ર ગણાય છે. અને ત્હમે જે ભાવના દર્શાવો છો તે જનસમાજની દ્રષ્ટિએ અપવિત્ર ગણાય છે. આપણું હૃદય પણુ એ ભાવનાને અપવિત્ર જ સમજે છે. તે એટલા ઉપરથી ત્હમે જોઇ શકશો કે આપણો આંતરિક ભાવ આપણે બીજાઓથી ગુપ્તપણે વ્યક્ત કરવાની જરૂર રહે છે. જેટલે અંશે આપ-

ઉને બીજાઓનો ભય રહે છે, એટલી આપણે આપણા કાર્યની અ-પવિત્રતા જ સમજવી. સમજો આપણને નિર્મળતા લાગે, તે દુનિઆની દ્રષ્ટિએ ન લાગે.

ન લાગે, તો કાંઇ નહિ ! આપણે ક્યાં દુનિઆને ઘેર ભાણું માંડવા જાવુંહુ ? પ્રેમ કરતાં હશે તે દુનિઆને રાજી રાખીને કરતાં હશે કાં ? પ્રેમીઓને દુનિઆ સાથે શો સંબંધ છે ? મીરાંએ કૃષ્ણ ભ-ગવાન સાથે પ્રેમ બાંધવામાં કોની પરવા કરી હતી ? રાધાએ કૃષ્ણ પાછળ ઘેલી થતાં કોની લાજ રાખી હતી ? માસ્તર ! પ્રેમ સહુનો એવો જ હોય ? પ્રેમમાં વિદુરની સ્ત્રી વસ્ત્ર પહેરવાનું ભૂલી ગઇ હતી. પ્રેમથી મદોન્મત્ત બનેલી વસંતસેના મધ્ય રાત્રીએ કંગાલ સ્થિ-તિના ચારૂદત્તને ત્યાં જતી હતી. ઉચ્ચ કુળના ચારૂદત્તે નાયિકાને પ્રેમથી જ સ્વીકારી લીધી હતી. એ બધાં જો દુનિઆની પરવા કરવા બેઠાં હોત, તો મરતાં સૂધી એ કોઇ કોઇનાં દર્શન કરવા ન પામ્યાં હોત. વળી દુનિઆ વિચાર કરે, તે બીજાને માટે. પણ જ્યારે પોતાની એવી સ્થિતી થાય, ત્યારે ત્હેના વિચાર બીચાર ક્યાંઈ સૂકાય જાય. એવી બે મોંઢાવાળી દુનિઆનું સાંભળતાં રહીએ, તો બીજે દી દુનિઆમાં પણ ન રહી શકીએ. જેની ત્હમે આટલી મર્મતા ને મર્યાદ રાખો છો તે પોતે જ કેવાં છે ? એ તો માસ્તર ! મુઠ્ઠી ભીડાયલી જ સારી છે. ઉઘાડી નાંખી-એને, તો બધા આપણો ભેદ જણાઇ આવે. મુક્તાએ એક અદ્રષ્ય છીદ્ર ખુલ્લું કરતાં જણાવ્યું. દેવેન્દ્ર ચોંક્યો. કારણ, પોતાને પણ લ-જ્જીત થવું પડે તેમ હતું. તથાપિ પોતાને તે વિશેશ જાણવાની જીજ્ઞાસા હતી. મુક્તાથી પોતાની સઘળી શંકાનું નિરાકરણ થઈ શકશે એમ જણાયાથી તે સઘળો વૃતાંત પૂછ્યો. મુક્તાએ તે અથથી ઇતિ પર્યંત સઘળો કહી સંભળાવ્યો.

દેવેન્દ્ર તો એ સઘળું સાંભળી બધીર જેવોજ બની ગયો. જો કે પ્રસ્તુત વૃત્તાંતથી પોતે સાવ અજ્ઞાત તો નહોતોજ ! તથાપિ કેટ-લુંક પોતાની કલ્પના બહારનું પણ સાંભળવામાં આવ્યું; સાંભળતાં એક વખત તો ભારે તીરસ્કાર પણ છૂટયો. તથાપિ જમાનાની આધુ-નિક સ્થિતિ બહુધા એવીજ જણાયાથી પોતાની ઉશ્કેરાયલી વૃત્તિ કિંચિત અંશે શમી જવા પામી. હૃદયમાં જેના પ્રત્યે અત્યાર સુધી

માન અને પૂજ્ય બુદ્ધિ વ્યાપી રહી હતી, તેમાં મોટે ભાગે ન્યુનતા થવા પામી. તે એટલે સુધી કે, મ્હારૂં આ કાર્ય અઘટિત છે તથાપિ સ્થાન પરત્વે તો ઘટિતજ છે. પાપ અને પુન્ય સાથે સમય અને સ્થાન બહુજ નિકટ સંબંધ ધરાવે છે. જીવહીંસા ન કરવી એ હિંદુઓનો પરમ ધર્મ છે. તથાપિ વર્ષા ૠતુમાં અસંખ્ય જીવ જંતુ પગતળે દબાઇ જમીન દોસ્ત થાય છે; તે, સમયને અંગે પાપકર્મ કર્યું એમ માની શકાતું નથી. તેમ ઉન્નત કરતાં અવનત કુટુંબનો દૂર્વ્યવસાય વિશેષજ આંકી શકાય. વળી આ ઉપરથી મ્હને એવું પણ માનવાને કારણ મળે છે કે મ્હારૂં હૃદય આજ સૂધી કોઇ પણ આવા અવનત માર્ગમાં પ્રવેશ પામ્યું નથી, તેમાં આવી એકાએક ભિન્નતા થતાં કુદરત ત્હેને ત્હેના કર્મની સજામાં મ્હનેજ નિમિત્તરૂપ કરવા ઇચ્છતી હોય એમ જણાય છે. એથી લેશ પણ અનિતિ ગ્રહણ કરવામાં અચકાતી મનોવૃત્તિને સરલ માર્ગનો પ્રતિરોધ કરવામાં કુદરતનીજ સંમતિ છે એમ સાબીત થાય છે. દૈવ ! ત્હું મ્હને ત્હેના દંડ નિમિત્ત જ કરવા ઇચ્છતો હો તો એ કાર્ય હું બહુ હોંશ અને હીમ્મતથી બજાવીશ. દેવેન્દ્ર પોતાના મન સાથે આવો વિચાર કરી રહ્યો હતો પરંતુ મુક્તાની અધીરી વૃત્તિને એ મૌનતા બહુ જ અકળામણમાં મૂકી દેતી હતી. તેથી દેવેન્દ્રને એ મૌનતાથી મુક્ત કરવા મુક્તાવલી કિંચિત ખિન્ન વદને કહેવા લાગી.

માસ્તર ! મ્હારા કહેવાથી ત્હમે કાંઇ ઉંડી શંકામાં ઉતરતા હો એમ તમારી મુખાકૃતિપરથી જણાઇ આવે છે. પણ એવી શંકા કે વિચારમાં ઉતરવાનું કંઇ જ પ્રયોજન નથી. ત્હમે હજુ આ પ્રપંચી સંસારથી અજાણ્યા છો, પણ જેમ જેમ સંસારના વિશેષ સંબંધમાં જોડાતા જશો, તેમ તેમ સંસારના નવા નવા રંગો એની મેળે જ તમારી નજર સામા દેખાતા આવશે. આજ સૂધી ત્હમે પુસ્તકોદ્વારા જ સંસારને સમજ્યા હશો જ્યારે હવે અનુભવથી જાણી શકશો કે મીઠી સાકરમાં ઝેર કેવી રીતે ભળેલું હોય છે.

સત્ય છે, મુક્તાવલિ ! ત્હમારૂં કહેવું અક્ષરે અક્ષર સત્ય છે એ સાકરમાં રહેલા ઝેરનો આજે પ્રત્યક્ષ અનુભવ થાય છે. ત્હમારી પ્રત્યે પ્રગટેલા પ્રેમના વિશ્વાસને અંગે જ હું આ વાત માની શકું છું. નહિતો આપણા આ વાર્તાલાપ પ્રત્યે બ્હાના શબ્દોને પણ એક

વખત તો મિથ્યા માની વખોડી કાઢું. ખેર ! ઇશ્વર જે કરે છે તે સારા માટે જ. નહિતો ઇશ્વરના સોગન લઇને કહું છું કે આવો વૃતાંત જાણ્યા પછી હું આવા સ્થાને જીવ જતાં પણ આવવા આશા ન ધરૂં. પણ લાચાર છું કે ત્હમારા મ્હારી પ્રત્યેના મનોભાવના આકર્ષણે હું સર્વથા ખેંચાઇ રહું છું. જો ત્હમે મ્હને પ્રથમ પ્રેમગાંઠથી બાંધી ન લીધો હોત, તો હું અંતઃકરણથી કહું છું કે આપણું પરસ્પર મુખદર્શન આજ છેલ્લુંજ થવા પામ્યું હોત. પણ તેમ ન થવા પામે તેવી પ્રવિણતા તો ત્હમે પ્રથમથી જ વાપરી ચૂકયાં.

માસ્તર ! ભણેલા થઈને કેમ ભૂલો છો ? કાળીઆની પાછળ ધોળીઓ જાય, તો વાન ન આવે, પણ સાન તો જરૂર આવે. આવા કળાઓથી ભરેલા સ્થળમાં રહીએ અને એટલુંએ ન જાણીએ, કે આપણા મુખમાંથી બહાર પડતા શબ્દો સાંભળનારપર કેવી અસર કરશે. મુક્તા પતિ પાસે પ્રિયતમા જેમ લાડથી બોલે તેમ વચ્ચેજ બોલી ઉઠી.

એટલાં ત્હમે અમે ભણેલા કરતાં અભણુ આગળ પડતાં ગણાઓ. દેવેન્દ્રે ત્હેને ખુશી કરવા નિમિતે અનુમોદન આપી સંતોષી.

ના, નાસ્તર આમ બોલી મ્હને બનાવવાનો પ્રયાસ ન કરો. અભણુ ભણેલાથી વધે એ ભણેલા ત્હેમની ઉદારતાએ કહેતા હોય તો ભલે. બાકી એ બન્નેની સમાનતા જ ન સંભવે. ત્યાં વિષેશતા હોય જ કયાંથી ?

ત્હમારૂં કહેવું પણ સત્ય છે, અને મ્હારો કહેવાનો ભાવાર્થ પણ યથાર્થ જ છે. જાત અનુભવ મેળવેલો અભણુ કોઇ કોઇ વખતે અનુભવના અભાવવાળા વિદ્વાનોથી પણ વધી જાય છે. તેમાં ત્હમારાં જેવાં કળા કૌશલ્યથી ભરેલા ભુવનમાં નિવાસ કરવાવાળાં વધી જાય એમાં તો આશ્ચર્ય જ શાનું હોય !

હવે હાઉં ! હાઉં ! મ્હારા માસ્તર સાહેબ, હાઉં ! મુક્તા આટલું કહેતી કહેતી ઉભી થઇ અંતરના ઉમળકાથી માસ્તરને આલિંગન દીધું; એવામાં કોઇ દાદરપર ચડતું હોય તેવો સ્વર સંભળાયો. ભયભીત થતાં મુકતા અને માસ્તર બંને સ્વસ્થ બેસી ગયાં. ત્યાં તો અલ્પ સમયમાં એક પુરૂષાકૃતિ દ્દષ્ટિગોચર થઇ. જેને દેવેન્દ્રે આજ

પ્રથમ જ નિહાળી. મુકતા ત્હેને જોતાં જ ખશીઆણી પડી ગઇ. પોતાના ઉછળતા આનંદમાં વિઘ્ન નાંખનાર આવનાર યુવક પ્રત્યે મુકતા માનસિક ક્રોધભરી દ્રષ્ટિએ જોઇ રહી. આવનાર જો કે મુક્તાને અસંતોષ ઉપજાવનારો થઇ પડયો હતો તથાપિ ત્હેને આવકાર આપ્યા વગર ચાલી શકે તેમ નહોતું. તેથી વગર છૂટકે મુકતાને ત્હેની સાથે બોલવાની ફરજ પડી.

આવો, સુંદરલાલભાઈ! હમણાં તો કાંઇ ઘણા દિવસે દર્શનનો લાભ આપો છો? બહુ કામકાજમાં પડયા હશો કેમ?

કામ તો જીવીએ ત્યાં સુધી કરવાનું જ છે તો? તોપણ હાલ તુરત કાંઇક વધારે કામનો બોજો માથાપર આવી પડયો છે, એટલું તો સાચું. કેમ, રત્નલક્ષ્મિબા જણાતાં નથી? નવલશંકર વિગેરે ઘરનાં કોઇ માણસો જણાતાં નથી! સુંદરલાલે જરા ખુન્નસભર્યા અવાજે પૂછ્યું.

મુકતાએ ત્હેના પૂછવાના અને અવાજના ભાવને યથાર્થ ઓળખ્યો. તથાપિ ત્હેને જવાબ સરલતાથી જ આપતાં બોલી.

બા બહાર ગયાં છે, અને નવલશંકર વિગેરે તો સઘળા ઘરનાં કામકાજમાં રોકાયાં હશે.

આ સદ્‌ગૃહસ્થની જો અડચણ ન હોય તો ઓળખાણ કરાવશો કારણ કે હું ભૂલતો ન હોઉં તો હું એમને આજ પ્રથમ જ જોઉં છું એમ જણાય છે. સુંદરલાલે વિનયપુર્વક પૂછ્યું. જો કે હૃદયમાં તો ત્હેના પ્રત્યે હલાહલ ઝેર જ વરસી રહ્યું હતું તથાપિ દેવેન્દ્રના મુખમંડળની ગાંભિર્યતાએ સુંદરલાલને વિનય વાપરવાની ફરજ પાડી.

એ સદ્‌ગૃહસ્થ તે ખરેખર સદ્‌ગૃહસ્થજ છે. એ ખાનદાન કુટુંબમાં ઉતરી આવેલા નરરત્ન છે. પોતાના માતપિતા વિગેરે સઘળાં સગાંઓનો સ્વર્ગવાસ થતાં અત્યંત અકળાઇ જવાથી હમણાજ અને પહેલાજ આ મુંબઇ શહેરમાં આવ્યા છે. આવા ભવ્ય શહેરમાં એમના સગાં કે સ્નેહી એ પોતે એકલાજ છે. પરંતુ વિદ્યા-પી ધનથી વિભુષિત હોઇને એમના સમાગમમાં આવનાર સઘળાને અતિ પ્રિય થઇ પડે છે. થોડા દિવસ ઉપર બા એમના સમાગમમાં આવ્યાં, અને એમની નિસ્વાર્થ તથા નિમળ વૃત્તિ અને એમનામાં રહેલા ઉત્તમ ગુણે બાના હૃદયનું

આકર્ષણ કર્યું. એકાદ બે વખત અહીં આવ્યાં ત્યાં તો બાઈએ અને મેં એમને બહુજ પરિશ્રમમાં નાંખ્યા.

એટલે ? સુંદરલાલે વચ્ચે જ પ્રશ્ન કર્યો.

હું અભણને ભણાવવાનું કામ એમને જ સોંપવામાં આવ્યું, તમો આવ્યા ત્યારે હું મ્હારો પાઠ જ વાંચતી હતી. મુકતાએ અથથી ઇતિપર્યંત સઘળું જણાવી દીધું.

સુંદરલાલે સઘળું મૌન રહી સાંભળ્યું. પરંતુ તે આકૃતિ પોતાને એક મહાન વિઘ્નરૂપ જણાવા લાગી. પોતાના માર્ગમાં એક મહાન કંટકરૂપે ખૂંચવા લાગી. પોતાની આજ સુધીની સર્વ આશા ધુળમાં મળી જતી જણાવા લાગી. ત્હેની આકૃતિએ એક પ્રકારના કંઇક ભાવની ઉત્પત્તિ કરી, પરંતુ એજ પોતાનો પ્રતિસ્પર્ધિ છે એમ જણાતાં કોઇપણ પ્રકારે એ કંટકને દૂર કરવા જ નિશ્ચય કર્યો.

સુજ્ઞ વાંચક વૃંદે આ નવીન આવનાર સુંદરલાલને ઓળખ્યો તો હશે. કદાચ કોઇએ નહિ ઓળખ્યો હોય તે ઓળખી શકશે કે મુકતાને માટે પોતાનું સર્વસ્વ અર્પણ કરવા તૈયાર થઇ રહેલ વાલ્કેશ્વરપર વસતા શેઠ સુંદરલાલ તે આ પોતેજ છે. જેનામાં વિનય કે વિવેકનો તો અંશજ નથી, તથાપિ પોતાપર આવી પડેલી વિપત્તિને દૂર કરવામાં તે સારી પેઠે કુશળતા ધરાવતો હતો. યુક્તિપુર્વક પોતાનું કાર્ય પરિપૂર્ણ કરવામાં તે ત્હેના મિત્ર વર્ગમાં પંકાતો હતો. અત્યારે પોતે વિનય રહિત છતાં માસ્તર પ્રત્યે વિનયનો પ્રયોગ કરવા લાગ્યો.

મહાશય ! આપને જોઇને તથા આપની વિદ્વતાની પ્રશંસા સાંભળીને મ્હને ખરેખર એક પ્રકારનો આનંદ થાય છે. આપ સરખા વિદ્યા વિભુષિત નરરત્નો પ્રત્યે હું બહુ જ માનભરી દ્રષ્ટિ ધરાવનારો છું. આપ આપના સદ્દગુણનો અલભ્ય લાભ જેમ અન્ય જનોને આપતા રહો છો, તેમ કિંચિત અંશે મ્હારાપર પણ અનુગ્રહ કરશો એવી આશા છે. આપ વિદ્વાનવર્ય જો અડચણ ન હોય તો આપનું નામ જણાવવા કૃપા કરશો તો ઉપકાર થશે.

દેવેન્દ્ર, જે અત્યાર સુધી સાવ મૌનતા ધારણ કરી આવનારની આકૃતિને અવલોકી રહ્યો હતો, તથા મુકતાવલી પ્રત્યેના ત્હેના સંભાષણના ભાવાર્થને વિચારી રહ્યો હતો; તે પોતાને એટલે એક અજાણ્યા

માણસ પ્રત્યે આટલી મમતા, વિનય તથા વિના કારણ આટલી મર્યાદા જાળવવાનું શું પ્રયોજન હશે! એટલું તો ખુલ્લું જણાય આવે છે કે આના મૃદુ અને મધુર શબ્દોમાં મ્હારા પ્રત્યે અવશ્ય કંઇક સ્વાર્થ સમાયેલો છે. સ્વાર્થને વશ થયેલા ચિત્તા, ચોર, કમાન અને દગલબાજ એ સઘળા સ્વાર્થ સરતાં સૂધી નમતાજ રહે છે, તે માંહેલો આ સુંદરલાલ પણ એક હોય એમ જણાય છે. પણ, સુંદરલાલ શેઠ! પ્રપંચનો પાશ પસારતાં સ્હામા પુરૂષની પરીક્ષા ન કરી શક્યા.

દેવેન્દ્ર એટલી કાચી બુદ્ધિનો નથી, કે ત્હમારા મીઠા શબ્દોની મધુરતામાં મુગ્ધ બની જાય! વારૂ! પણ જોઇએ તો ખરા કે હજુ એ મધુરતાનું વૃક્ષ કેટલું ફાલે છે. દેવેન્દ્ર આવો મન સાથે વિચાર કરી પૂછેલા પ્રશ્નનો પ્રત્યુત્તર આપવા લાગ્યો.

સુંદરલાલ શેઠ? આપનું નામ તો હું અત્યારે જ જાણવા ભાગ્યશાળી થયો છું. આપની વિદ્યાદેવી પ્રત્યેની આટલી પ્રસન્નતા અને મમતા જોઇ મ્હને ઘણોજ આનંદ ઉત્પન્ન થાય છે.

આપના જેવા વિદ્યાનુરાગી નર રત્નો આજ જવલ્લે જ જોવામાં આવે છે. મ્હારા યોગથી જેટલો આપે હર્ષ પ્રદર્શિત કર્યો, તેથી વિશેષ આપના સંયોગે મ્હને હર્ષ થાય છે. કારણ કે વિદ્યાવિભુષિત પુરૂષો મળી શકે છે, પરંતુ ત્હેની પરિક્ષા કરી યોગ્ય કદર બુઝનારાઓ કવચિત જ પ્રાપ્ત થાય છે. એ માંહેના આપ એક હોઇને તેનો મેળાપ મ્હને વિશેષ આહલ્હાદક નિવડે એ સ્વાભાવિક છે. મ્હને જનસમાજ દેવેન્દ્રરાયના નામથી ઓળખે છે. દેવેન્દ્રે હર્ષ પ્રદર્શિત કરતાં પોતાનું નામ જણાવ્યું.

આ મુંબઇ શહેરમાં તો પ્રથમ જ આવ્યા હશો કે અગાઉ કદી આવ્યા હતા? વળી સુંદરલાલે પ્રશ્ન કર્યો.

હાજી. પ્રથમ જ! દેવેન્દ્રે ઉત્તર આપ્યો.

અહિયાં આપના કોઇ સગાં સ્નેહી હશે? ફરી પ્રશ્ન થયો.

નાજી. મ્હારાં સગાં સ્નેહીમાં ઇશ્વર સિવાય અન્ય કોઇજ નથી. તેમ હવે મ્હને સગાં સ્નેહી વધારવાની પણ ઇચ્છા નથી.

આશ્ચર્ય! આ આપનો જવાબ તો મ્હને નવાઇ જેવો લાગે છે.

સભાં સ્નેહી નથી, ત્યારે ન કરવાનું કારણ ! સુંદરલાલે ઉત્સુકતા પુર્વક કહ્યું.

સંબંધપણુ અને સ્નેહ એ બન્ને મ્હારે માટે દુઃખદાઇ જ નીવડયાં છે. સંસારિક સ્નેહબંધન જ મનુષ્યને દુઃખના મહાસાગરમાં ડુબાડી દે છે. સર્વ ઉપાધિઓનું મૂળ શોધવા જઇશું તો 'સ્નેહ' સિવાય અન્ય કંઇ જ નજરે પડશે નહિ.

ત્યારે તો ત્હમારા શબ્દોથી એમ પ્રતિત થયું, કે કોઇએ કોઇથી સ્નેહ ધરાવવો જ ન જોઇએ. વારૂ ! ત્યારે હું આપની ક્ષમા માગી પૂછીશ કે સ્નેહ સિવાય કોઇ વસ્તુ બની શકવા સંભવ છે ખરો ? બીજાઓનું ઉદાહરણ તો એક બાજુએ રહ્યું, પરંતુ ત્હમારૂં જ ઉદાહરણ મૂકી હું જણાવીશ કે ત્હમારો પોતાનો આધુનિક પ્રયાસ શું સ્નેહ વગરનો સંભવી શકશે ખરો ? સુંદરલાલે દેવેન્દ્રના શબ્દોથી જ દેવેન્દ્રને તોડી પાડવા પ્રયાસ કર્યો.

સત્ય છે. સ્નેહ વગરનો પ્રયાસ ન હોઇ શકે. એ આપનું કહેવું યથાર્થ છે. પરંતુ તે સાથે મ્હારે એટલું પણ જણાવવું પડશે કે મ્હેં જે સ્નેહના સ્વરૂપ વિષે જણાવ્યું, તે સ્નેહનો ખરો અર્થ તો આપ નથી જ સમજી શક્યા. સ્નેહના બે પ્રકાર છે. એક બાહ્ય સ્નેહ અને એક આંતરિક સ્નેહ. આંતરિક સ્નેહનું એવું સ્વરૂપ છે, કે કોઇ પણ વસ્તુ પ્રત્યે આપણા હ્રદયની જીજ્ઞાસા લાગી રહી હોય તો તે વસ્તુને જોયા વગર અગર પ્રાપ્ત કર્યા વગર આપણે કોઇ પણ સ્થળે સ્વસ્થ ઠરી શકીએ નહિ. ક્ષણે ક્ષણે એજ વસ્તુનું ચિંતવન થયા કરે એથી અધિક સુખપ્રદ વસ્તુ પણ રૂચીકર ન નીવડે. ચિત્તની આવી અવસ્થાવાળી જીજ્ઞાસા તે આંતરિક સ્નેહ. અને બાહ્ય સ્નેહ, એથી વિરૂદ્ધ જ સમજવો. ઇશ્વર માયા ઉત્પન્ન કરે છે, પણ તે તેમાં લુબ્ધ નથી. અર્થાત્ તે તો તેનાથી અલગ જ ગણાય છે. કેટલાક જ્ઞાની પુરૂષોનો એવો વ્યવસાય હોય છે કે બીજાઓને તે આંતરિક ભાવનાયુક્ત દેખાય છતાં તેઓ તેથી સદા નિરાળા જ હોય છે. એટલે એ વસ્તુ ત્હેમની પાસે રહે અગર ન રહે, મળે અગર ન મળે તેનો કિંચિત પણ હર્ષ શોક ત્હેમને થતો નથી. કાર્યક્રમ બન્નેનો એક સરખા જ માલૂમ પડે, પરંતુ મનોભાવના બંન્નેની જૂદી. મ્હારો પણ એ રીતી અનુસાર જ કાર્યક્રમ હોવાથી આપે મ્હારા અંગિત આપેલા ઉદાહરણને અવકાશ

રહી શકતો જ નથી. દેવેન્દ્રે સુંદરલાલના પ્રશ્નને સર્વથા નિર્મૂળ કરી નાંખ્યો.

આ માણુસ બોલવામાં તો જીતી શકાય એવો નથી. એમ સુંદરલાલને હેની વકૃત્વ કળા ઉપરથી સ્પષ્ટ જણાઈ આવ્યું. માટે અન્ય પ્રસંગ ન લેતાં જરૂર છે, તેટલું જ જાણી લેવું. આવો નિશ્ચય કરી જણાવ્યું કે–દેવેન્દ્રરાય આપની શંકા સમાધાન કરવાની અત્યુત્તમ કળા જોઇ મ્હને ઘણો જ આનંદ થાય છે. કોઇ વખત ફુરસદે મ્હારે બંગલે પધારશો તો મોટી કૃપા સમજીશ. વારૂ આપ નરરત્નની કઇ સુભાગ્યશાળી જન્મભૂમિકા છે ? સુંદરલાલે વિનયથી પૂછ્યું.

સમસ્ત પ્રાણીમાત્રની જન્મભૂમિકાથી મ્હારી જન્મભૂમિ ભિન્ન નથી. આ સૃષ્ટિ જ મ્હારી જન્મભૂમિ છે, એવી મ્હારી માન્યતા છે. દેવેન્દ્રે કહ્યું.

સુંદરલાલને દેવેન્દ્ર પાસેથી જોઇતી વસ્તુ પ્રાપ્ત કરવી બહુજ દુર્લભ જણાવા લાગી. પરંતુ યુક્તિપુર્વક જો પોતાને ત્યાં બોલાવવામાં આવે તો મુદ્દાની વસ્તુ સહેલાઇથી કઢાવી શકાશે એમ લાગ્યું. એથી પોતાને ત્યાંજ બોલાવવા પ્રયાસ કરવા લાગ્યો.

દેવેન્દ્રરાય ! કૃપા કરી એક વખત તો સેવકનું ઘર પાવન કરશો એવી આશા છે.

સુંદરલાલ શેઠ ! આપ જેટલો અનુગ્રહ મ્હારી પ્રત્યે ધરાવો છો તેટલા અનુગ્રહને હું યોગ્ય નથી જ ! તથાપિ આપ લાયક છો અને લાયકાત દેખાડો એ સ્વાભાવિક જ છે. આપની ઇચ્છા છે તો હું કાલે જ આપને ત્યાં આવીશ. મ્હને આટલું બધું માન આપવાની કંઈજ જરૂર નથી. દેવેન્દ્રે પણ આવવાની કબૂલત સાથે વિવેક દર્શાવ્યો.

આપ ગુણજ્ઞને અપાય તેટલું ઓછું જ માન છે; એવી મ્હારી માન્યતા છે. વારૂ ! આપ ક્યારે પધારશો ?

બપોરના બારથી બેની વચ્ચે.

પરંતુ આપને મ્હારા સ્થાનની પીછાન તો હશે જ નહિ. આપ કહો તો મ્હારા નોકરને આપને ત્યાં મોકલાવું ? સુંદરલાલે ત્હેનું રહેઠાણ જાણવાની ઇચ્છાએ પૂછ્યું.

નાજી. મ્હારૂં કોઇજ સ્થાયી સ્થાન નથી. માત્ર આપનું સરનામું આપશો તો હું આવી પહોંચીશ.

વારૂ ! લ્યો આ મ્હારા એડ્રેસનો જ કાર્ડ છે. સુંદરલાલે પોતાની પૉકેટમાંથી કાર્ડ આપતાં જણાવ્યું.

દેવેન્દ્રે તે લીધો. અને આવતી કાલે આવવાનું પુનઃ સૂચન કર્યું.

ઠીક ! ત્યારે હું રજા લઇશ. બા તો ક્યાંઇ રે કાઇ ગયાં હોય એમ જણાય છે. વારૂ ! મિ. દેવેન્દ્રરાય તસ્દી માફ કરજો હં ! અને કાલે અવશ્ય પધારજો. હું આપની રાહ જોઇશ. આટલું કહી દેવેન્દ્ર સાથે સેકહેન્ડ કરી ચાલતો થયો. જતી વખતે એક ઈર્ષાભરી દ્રષ્ટિ મુક્તાપર ફેંકતો ગયો. સુંદરલાલ અને દેવેન્દ્રના વિનોદ વાર્તાલાપમાંથી મુક્તાના હૃદય ઉપર કોઇ મહાન આઘાત થયો હોય તેમ જણાતું હતું. ત્હેના ચળકતા મુખારવિંદપર શ્યામતાની રૂપરેખા સ્પષ્ટ જણાય આવતી હતી. નેત્રની ચપળતા અને વિકાસને બદલે ક્ષિણતાનો પ્રત્યક્ષ ભાસ પ્રતિત થતો હતો. હૃદય કોઇ મોટા વિચારના પ્રભાવે ઉંડું ઉતરતું જણાતું હતું. ત્હેના હૃદયની આવી આમ એકાએક અસ્વસ્થ સ્થિતિ કેમ થવા પામી એ જાણવું જરૂરનું છે. સુંદરલાલ આવ્યા પહેલાં તો ત્હેનું મુખારવિંદ હર્ષના તરંગમાં સવિશેષ પ્રફુલ્લતા સાથે અધિક સૌંદર્યથી વિમોહક બની રહ્યું હતું. પરંતુ એ સૌંદર્યતા અને પ્રફુલ્લતા સુંદરલાલના આગમે એકાએક ઉડી ગયાં. એ ઉપરથી એટલું તો સહજ સમજાઇ શકે છે કે મુક્તાવલીની આ સઘળી વિહ્‌વળતાનું કારણ સુંદલાલ જ હોવો જોઇએ. વાંચકોને વિદિત જ હશે કે નવલશંકર સુંદરલાલ સાથે મુક્તાવલીની પ્રેમગ્રંથી ગુંથવાનો તેમજ મુક્તાવલીના હૃદયમાં સુંદરલાલનો અખંડ પ્રેમ ઉતારવાનો સતત્ પ્રયાસ કરી રહ્યો હતો. સુંદરલાલની સાચી ખોટી પ્રસંશા કરીને મુક્તાવલીનું અંતઃકરણ વિવશ બનાવવાના પોતાના પ્રયાસમાં કેટલેક અંશે તો તે ફળિભૂત થવા પામ્યો હતો. એટલે કેટલીક મુદત પછી મુક્તાવલીએ ત્હેનો પ્રેમ અંગીકાર કરવા જણાવી દીધું હતું. તેજ સુંદરલાલનું આગમન દેવેન્દ્ર પ્રત્યેના પોતાના સંબંધમાં મહાન વિઘ્નરૂપ નીવડશે એવો ભય વ્યાપી રહ્યો હતો. દેવેન્દ્રને પોતાને બંગલે બોલવાનો ઉદ્દેશ પણ સ્પષ્ટ જણાવા લાગ્યો. ત્હેને એવી કલ્પના થવા લાગી કે તે દેવેન્દ્રને પોતાને ત્યાં બોલાવીને કોઇપણ પ્રકારે મ્હારી વાત કાઢશે. દેવેન્દ્ર જ્યારે મ્હારા વખાણ કરશે, ત્યારે તે મ્હારી કોઇપણ પ્રકારે હલકાઇ દેખાડી મ્હને વખોડશે. એટલે દેવેન્દ્રની મ્હારા પ્રત્યેની ચાહનામાં જરૂર ન્યુનતા થવા

પામશે. સુંદરલાલ એટલું તો નક્કી જાણી જશે, કે અમારા બંન્નેનો સહેવાસ હમેશા પવિત્ર તો નહિ જ રહી શકે. અને અપવિત્ર થતાં મ્હને મેળવવાની એના મનમાં જે ઉત્કટ ઇચ્છા રહેલી છે. તેનો સર્વથા લય થઇ જશે. એથી પોતાની ઇચ્છાને આડે આવનાર ઉપર તે ગમે તેવાં આળ ઓઢાડશે.

પોતાનું આંતરિક વૈર વાળવા ખાતર ગમે તેવો પ્રયોગ ભજવશે. જેના પરિણામે પાયમાલી મ્હારી જ થશે. દેવેન્દ્રના હૃદયમાં એક વખત મ્હારી કંઇ પણ હકલાઇ જણાઇ આવશે, તો ત્હેના સ્વભાવ ઉપરથી હું કલ્પના બાંધી શકું છું કે, ત્હેના મનમાં પડેલી ગાંઠ હું કોઇપણ પ્રકારે છોડાવી શકીશ નહિ. બીજા પુરૂષોની પેઠે એ સ્ત્રીઓ ઉપર લોલુપ રહે તેવો પુરૂષ નથી. ત્હેનો સંબંધ નિભાવી રાખવો એ તો તરવારની ધારપર ચાલવા બરાબર છે. અરે પ્રભુ ! એ સુંદરલાલ અત્યારે જ ક્યાંથી આવી ચઢ્યો ! દેવેન્દ્રની સમક્ષ થએલું ત્હેનું આગમન જરૂર મ્હને હાનીકર્તા થઇ પડશે, એવું સ્પષ્ટ મ્હને જણાય છે. અરે, પ્રભુ ! ત્હું પણ મ્હારા સુખની આડે આવવા તૈયાર થયો, ત્યારે મ્હારો બચાવ જ હું કેમ કરી શકીશ? દેવેન્દ્ર જો કોઇ પણ પ્રકારે ત્યાં જવાજ ન પામે, તો પછી ઉપાધિનું કારણ જ ન રહે. પણ દેવેન્દ્રને ત્યાં ન જવાનો હું જરાપણ ઈશારો કરીશ, તો દેવેન્દ્રને એ વાત શંકાસ્પદજ નીવડવા સંભવ છે. અત્યારસુધી જે વાત મહત્વ વગરની જણાયછે તે જરાપણ ચર્ચાતાં વજુદ વાળી થઇ પડશે. અને ત્યાં જવાનું ઉલટી વિષેશ જીજ્ઞાસા થશે. ત્હેની તિક્ષણ બુધ્ધિ કોઇ અણધર્યો જ તર્ક ઉઠાવશે. એથી ત્યાં ન જવાની તો વાત જ કરવી વ્યર્થછે. ત્યારે ત્હેને જતો અટકાવવાને શો પ્રયાસ કરવો એ વિચાર થઈ પડયો. પરંતુ કેટલાક વખત પછી પોતાનો પ્રયાસ ફળિભૂત કરી શકવા કાંઇ સૂઝી આવ્યું હોય તેમ કરમાયેલા કમળ રૂપ મુખ પૂર્વવત્ પ્રફુલ્લતામાં આવી ગયું. પોતાની આટલા વખતની ઔદાસિન્યતાથી દેવેન્દ્ર શંકાશિલ ન થવા પામે તે માટે સ્ત્રીઓના સ્વાભાવિક સ્વભાવાનુસાર સ્મિત હાસ્ય કરતી બોલીઉઠી. માસ્તર ! ત્હમે તો બોલવામાં સુંદરલાલને સાવ મ્હાતજ કરી નાંખ્યા હું ! ત્હમારી બોલવાની કળામાં તથા શબ્દોની મધુરતામાં એતો છેક તલ્લિન જ બની ગયા હોય તેમ જણાતા હતા. ત્હમારા શબ્દોએ એના હૃદયમાં કેવી છાપ પાડી દીધી, કે આવતી કાલે જ ત્હમોને આગ્રહ પુર્વક આમંત્રણ કરવાની જીજ્ઞાસા થઇ આવી.

માસ્તર ! જો ખરૂં પૂછો, તો હું પણ ત્હમારા આવા શબ્દોની માધુર્યતામાં જ મોહીત બની રહી છું. મુક્તાએ નેત્રોની ચપળતા સાથે હાસ્યપુર્વક જણાવ્યું.

ચતુર દેવેન્દ્ર, મુક્તાના આ અકારણ હાસ્યને ઘડી પહેલાં છવાઇ રહેલી ઔદાસિન્યતા છૂપાવવાના પ્રયોગ તરીકે પરિપૂર્ણ ઓળખી ગયો સ્ત્રીઓ છૂપાવવાની વાત કેવી યુક્તિ પૂર્વક છૂપાવે છે, એ તો તે સાહિત્ય શાસ્ત્રદ્વારા સારી પેઠે સમજતો જ હતો. જેનો આ વખતે યથાથ સાક્ષાત્કાર થતો અનુભવવામાં આવ્યો. મુક્તા જેમ જેમ અવનવા હાવભાવાદિક વધારતી જતી હતી, તેમ તેમ સાહિત્ય શાસ્ત્રકારોએ લખેલું સઘળું સત્ય સ્વરૂપે તાદ્રષ્ય જણાય આવવા લાગ્યું. એથી દેવેન્દ્રના હૃદયમાં કંઇક નવીન ઉલ્લાસનો વિકાર થતો જણાતો હતો. અને સાહિત્ય શાસ્ત્રકારોની દૂરઅંદેશી આવી સૂક્ષ્મ બુદ્ધિની સ્વાભાવિક રીતે પ્રસંશા થઇ જતી હતી. ઘડીભર તો દેવેન્દ્રે આવો વિનોદ મૌનતા દ્વારા ચાલુજ રહેવા દીધો. પરંતુ મુક્તાનો એ પ્રયોગ ત્હેના આંતરિક વિચારો છૂપાવવા અર્થે જ જણાયો. ત્યારે પોતાને પોતાની બુદ્ધિની સૂક્ષ્મતા દર્શાવવા, અર્થાત પોતાથી છૂપાવવા ધારેલું નથી છૂપાઇ શકયું તે યથાસ્થિત સમજાવવા ફરજ પડી.

મુક્તા ! હું ન ભૂલતો હોઉં તો સુંદરલાલ આવ્યા ત્યારથી જતાં સૂધી ત્હારા વિકસિત મુખમંડળ ઉપર હર્ષને બદલે કંઇક ઉદ્વેગની રૂપરેખાઓ સ્ફુરાયમાન થઇ રહી હતી. હું ખાત્રીથી કહી શકું છું કે ત્હું એ વખતે જરૂર કોઇ ઉંડા વિચારમાં ઉતરી ગયેલી હતી. હાલમાં એટલે ત્હેના ગયા પછી પાછી પૂર્વ પેઠે જપ્રફુલ્લતા જોવામાં આવે છે. મ્હને આશ્ચર્ય થાય છે, કે ઘડી પહેલાં ખીલી રહેલા કમળ ઉપર આમ અલ્પ સમયમાં જ હર્ષ શોકની છાયાઓ કેમ વિસ્તૃત થવા પામી ! અન્ય જનના અભાવે આપણા એકાન્તની એ ભયભિત સ્થિતિ તો ન્હોતી, કે કંઇ જૂદું જ કારણ હતું ? કહે, કંઇપણ છૂપાવ્યા વગર સત્યજ કહે.

મુકતા દેવેન્દ્રનો પ્રશ્ન થતાં જ પ્રથમ તો બહુ જ ગભરાઇ ગઇ. પરંતુ પોતાને જેની કલ્પના સરખી ન્હોતી આવવા પામી, એવી દેવેન્દ્રની શંકા સાંભળતા, દેવેન્દ્રના પ્રશ્નમાં દેવેન્દ્રની શંકાને જ સ્થાન આપવું ઉચિત જણાયું. પોતાની ઉદ્દભવેલી અસ્વસ્થતા દેવેન્દ્રના જાણ્યામાં આવી ગઇ હશે અને એથી સ્હેજે જ પ્રશ્ન કરશે, ત્યારે શો ઉત્તર

આપવો, તેની પ્રથમથી જ ચિંતા થઇ રહી હતી. પરંતુ એ અસ્વસ્થતાને એકાંતની શંકાના સ્વરૂપમાં દર્શાવવાનું બહુ જ સરળ સાધન મળી આવવાથી હર્ષભર વદને બોલી ઉઠી.

એજ ! માસ્તર સાહેબ ! ત્હમોને ઉદ્ભવેલી શંકાએ જ મ્હને એવી સ્થિસ્તિમાં મૂકી દીધી હતી. કારણ કે એ માણસ બહુ જ હલકા વિચારનો છે. ગુણસુંદરીએ પોતાનો મૂળ મનોભાવ છૂપાવતાં છૂપાવતાં જણાવ્યું. દેવેન્દ્રને ત્હેના શબ્દો પર શ્રધ્ધા હતી, એટલે ગુણસુંદરીએ જણાવેલું સત્યજ માની લીધું. પ્રેમની શ્રધ્ધામાં ભર્તહરિ જેવો મહાપુરૂષ પણ ભૂલખાઇ ગયો હતો, તો દેવેન્દ્ર સરખો માણસ સત્ય માની લે એમાં આશ્ચર્ય જ શું હોય ? એટલે દેવેન્દ્રને મુક્તાના શબ્દોમાં જરાપણ શંકા ન રહી. તથાપિ એ સ્વરૂપ એકાએક પાછુ હર્ષના આવેશમાં આવી જવાનું કારણ જાણવા ઇચ્છા થઈ આવવાથી જણાવ્યું કે

સત્ય છે. મ્હારી પણ એજ શંકા હતી. કદાચ એને જો વહેમ આવવા પામ્યો હશે, તો હું કાલે ત્યાં જઇ ત્હેની સર્વ શંકાને નિર્મૂળ બનાવી નાંખીશ. એ શંકા ભવિષ્યમાં મોટું સ્વરૂપ ન લેવા પામે તેવું હું કાલે જ નિરાકરણ કરી નાંખીશ. એટલે આપણને એ ચિંતા કરવાનું કાંઈ કારણ જ રહેશે નહિ. વારૂ ! પણ મુક્તા ! હેના જવા પછી એ વિષાદની રેખાઓ ત્હારા મુખમંડળ ઉપરથી એકાએક ઉડી જવા પામી, તે શા હેતુથી ? તે હું જાણવા માગું છું.

આ સ્થળે વાચકોને જણાવવું જોઈએ કે એવો એક સ્વાભાવિક નિયમ છે કે, જે માણસથી જ્યાં સૂધી અસત્ય ઉચ્ચાર ન થવા પામ્યો હોય, ત્યાં સૂધી અસત્ય ઉચ્ચાર કરતાં હૃદય સ્વાભાવિક સંકોચ પામે છે. પરંતુ એક વખત અસત્યની છૂટ લેવાયા પછી હૃદયનો સંકોચ ધીમે ધીમે નિવૃત્ત થતો જાય છે. અને પરિણામ એવું આવી ઉભું રહે છે કે, જેની પાસે કંઇ છૂપાવવું જ ન જોઇએ, એવા પૂજ્ય અથવા પ્રેમી પાસે એ છૂટ બહોળા પ્રમાણમાં વિસ્તાર પામતી રહે છે. મુક્તાનું હૃદય પણ પ્રથમ તો સત્યની સજ્જડ સાંકળવડે જડાઈ ચૂકયું હતું. પરંતુ તેમાંથી એક અંકોડો તૂટી જતાં એ બંધન ધીમે ધીમે નાબૂ થવા પામ્યું. અસ્તુ. આપણે તો મુક્તા શી ચતુરાઇ વાપરે છે તે જ જોવાનું છે.

દેવેન્દ્રનો જે પ્રશ્ન થયો, તેનો ઉત્તર ઘડી કાઢતાં મુક્તાને જરા પણ વિલંબ લાગ્યો નહિ.

માસ્તર! એમાં મ્હને શું પૂછો છો? હું નથી ધારતી કે મ્હારા હર્ષનું કારણ પણ ત્હમારી સૂક્ષ્મ બુદ્ધિ ન સમજી શકતી હોય! છતાં મ્હારી પાસેથી જ તે જાણવા માગતા હો તો તેનું કારણ આપ પોતે જ છો. મુક્તાએ સ્હેજ કટાક્ષ કરતાં કહ્યું.

ત્હારા આનંદનું કારણ હું! તે શી રીતે? દેવેન્દ્રે આશ્ચર્ય સાથે આતુરતા દર્શાવી.

એમાં શો સંદેહ છે? આપ વિના મ્હને અન્ય હર્ષનું કયું કારણ હોઈ શકે? પ્રથમ તો એ ભય લાગ્યો કે સુંદરલાલ બહાર નીકળી આપણી સાચી ખોટી વાત ચોતરફ ફેલાવશે, અને આપણાં ઉજ્વળ નામને ડાઘના છાંટા ઉડાડશે. પણ ત્હમારા તરફ દ્રષ્ટિ કરતાં એ ભય એજ વખતે ઉડી ગયો. કારણ કે ત્હમારા અસાધારણ સામર્થ્યવાળા શબ્દોની અસર સુંદરલાલનું સાંભળનારાઓના હૃદય ઉપર અલૌકિક જ નિવડશે. એટલું તો હું મ્હારા અનુભવથી ખાત્રી બદ્ધ જાણી શકી. પછી સુંદરલાલ જતાં એ ભય કેટલો વખત ટકી શકે, એ કહેવાની જરૂરજ રહેતી નથી. મુક્તાએ યુક્તિપુર્વક પોતાનો ગુપ્ત આશય પરિપૂર્ણ જાળવી રાખતાં જણાવ્યું.

પ્રેમને વિવશ થઇ રહેલા દેવેન્દ્રે તે સઘળું સત્યજ માની લીધું. પ્રેમની પરિપકવ સ્થિતિમાં દિવસ ને રાત મનાવવામાં આવે, તો પ્રેમીઓ તે પણ શ્રદ્ધાપુર્વક સત્ય જ માની લે છે, ત્યારે દેવેન્દ્રને મુક્તાના શબ્દોમાં શંકા રહે એ અશકય જ હતું. પોતાને આવી એક નિર્મળ હૃદયની અને પરિપૂર્ણ પ્રેમ ધરાવનારી પ્રમદા અનાયાસેજ પ્રાપ્ત થવાથી પોતાને મહદ ભાગ્યશાળી માનવા લાગ્યો હૃદયઉલ્લાસના વિકાસથી વિલસવા લાગ્યું. બન્નેએ કેટલોક સમય વિનોદ વાર્તાલાપમાં વ્યતીત કર્યો. રાત્રીના સાતેક વાગવાનો સુમાર થયો ત્યારે દેવેન્દ્રે પોતાના સ્થાન તરફ જવાની રજા માગી. પરંતુ રજા મળી શકી નહિ. દુનિઆમાં એવું કોઇ જ પ્રેમી પાત્ર નહી હોય કે, જે પ્રેમીથી વિખુટું પડવાની ઇચ્છા ધરાવે. મુકતાએ સાફ ના પાડી. કે બાઇ આવ્યાં નથી, માટે આવ્યા પછી જ જવું. પરન્તુ બાઇના આવવાનું કંઇ નિર્માણ ન્હોતું. અને દેવેન્દ્રથી વધુ વખત બેસી શકાય તેમ ન હતું. એટલે મુક્તાને દુરાગ્રહ ન કરવા સમજાવ્યું. છતાં મુકતાએ સ્ત્રીઓના સ્વભાવાનુસાર કેટલીક આનાકાની કરી. પરંતુ છેવટે બન્ને પ્રેમ અને હર્ષભર્યા હૃદયે વિખૂટાં પડયાં. મુકતા પોતાનાં જતા પ્રિયતમ પ્રત્યે પ્રેમભરી દૃષ્ટિએ જણાય ત્યાં સુધી જોઇ રહી.

---

# પ્રકરણ ૯ મું.

## શંકાશિલ હૃદય.



જગતને પોતાના પ્રબળ તાપથી તપ્ત કરી મધ્યાન્હનો સૂર્ય ધીમે ધીમે શિતળતા પ્રસરાવવા ઇચ્છતો હોય તેમ જણાતું હતું. પ્રભાતથી ઉછળી રહેલો સમુદ્ર પણ પરિશ્રમથી વિશ્રાંતિ લેતો હોય તેમ પોતાના વિશાળ પણ શાંત સ્વરૂપે સ્થિર થઇ રહ્યો હતો. ન્હાની ન્હાની હોડીઓ ગતિ રહીત-બની જ્યાં ત્યાં પડેલી જણાતી હતી. પક્ષિઓ પણ વિશ્રાંતિનો સમય છે એમ સમજી જવલ્લેજ કોઇ આકાશમાં ઉડતું જણાતું હતું. સૂર્યના આવા પ્રચંડ તાપે ઇતર પ્રાણીઓ જ્યારે આરામ અનુભવતાં હતાં, ત્યારે મનુષ્ય વ્યક્તિનો સંચાર સર્વથા અશક્ય જ હોય એ સંભવિત જ છે. તો પણ કેટલાક સાધારણ વર્ગના ગરિબ મનુષ્યો માહેલા કોઇ કોઇ પોતાના ઉદર નિર્વાહ અર્થે કવચિત્ કવચિત્ જતા આવતા જણાતા હતા. સમગ્ર શ્રિમંતોથી જ ભરપૂર ગણાતા વાલુકેશ્વરના મહાન માર્ગની જ્યારે આવી પરિસ્થિતિ હતી, ત્યારે એક ગરીબ પણ નહિં, તેમ શ્રિમંત પણ નહિ એવો એક યુવાન એ માર્ગ ઉપરથી પસાર થતો જણાતો હતો આસપાસ ત્હેની ફરતી રહેતી દ્રષ્ટિ ઉપરથી જાણે તે એ ભૂમિથી સર્વથા અજ્ઞાન હોય એમ જોનારને સ્પષ્ટ જણાય આવતું હતું. થોડા થોડા અંતરે આવેલા બંગલાઓ ઉપર ચોડેલા પાટીઆં આવતાં ત્યાં એકાએક અટકી જતો, અને પોતાના હાથમાં રહેલા એક કાર્ડ સાથે સરખાવતો આગળ ચાલ્યો જતો હતો. એ ઉપરથી તે કોઇ બંગલો શોધતો હોય એમ પ્રતિત થતું હતું. પરંતુ હજુ સૂધી પોતાની શોધમાં કિંચિત લાભ પણ ન મળ્યો હોય એમ ત્હેનાં વિષાદ ગ્રસ્ત મુખમુદ્રાપરથી જણાય આવતું હતું. ઉંચી સપાટીપર ચડતાં ચડતાં પગમાં પરિશ્રમ પણ જણાવા લાગ્યો. સૂર્યના પ્રચંડ કીરણોવડે શરીરપર પહેરેલાં વસ્ત્રો પ્રસ્વેદથી ભીંજાઈ જવા લાગ્યાં. પરિશ્રમથી બે ઘડી વિશ્રાંતિ લેવાનું સાધન મળી આવે તો તે શોધવાની ઇચ્છા થઇ આવી. પરંતુ એવું સ્થાન તો ત્હેને કયાંઈ દ્રષ્ટિએ જ પડયું નહિ.

મુંબઈ જેવી સર્વોત્તમ ગણાતી વિશાળ નગરીમાં એક મનુષ્યને બેસવાની જગ્યા મળી શકે નહિ, એ ખરેખર પ્રથમ સાંભળેલી 'મુંબઈમાં રોટલો મળે, પણ ઓટલો ન મળે. એ કહેવત મુજબનો અત્યારે સાક્ષાત્કાર થાય છે. ખીસામાંથી રૂમાલ કાઢી પોતાના મુખપર વળેલાં પ્રસ્વેદનાં બિંદુઓ લૂછતો મનમાં આવો ઉદગાર કાઢતો ચોતરફ દ્રષ્ટિ ફેરવતો આગળ ચાલ્યો જતો હતો. ત્યાં તો તુર્ત જ ખાસ વિશ્રાંતિ લેવા માટે જ ગોઠવી રાખવામાં આવ્યો હોય, એવો એક બાંક નજરે પડયો. વિશ્રાંતિ લેવા ઇચ્છતો યુવાન બાંકને જોતાં જ તે તરફ વળ્યો. સૂર્યના પ્રચંડ તાપથી બાંક કંઇ બચી જવા તો પામ્યો જ ન્હોતો. તથાપિ એટલી સહન શક્તિને વધારી આપણો અજ્ઞાત પ્રવાસી જરા સ્થિર થયો. સંતપ્ત બાંક ત્હેને વધારે વિશ્રામ આપે તેવું તો હતું જ નહિ. ખીસામાંથી ઘડીઆર કાઢી જોયું તો બરાબર એક વાગ્યો હતો, યુવાન ઉઠયો અને પુનઃ પોતાનો માર્ગ કાપવા લાગ્યો. જરા આગળ ચાલ્યો અને એકાએક અટકયો. એક બંગલાપર લગાડેલા પાટીઆએ ત્હેનું આકર્ષણ કર્યું.-ઉભો, અને પોતાના કાર્ડ સાથે તે સરખાવ્યું. નામ બંન્નેના એક જ મળતાં હતાં. દરવાજો ઉઘાડી અંદર પ્રવેશ કર્યો. એક અનુચરે આવી 'આપ કોણ છો ?' એવો પ્રશ્ન કર્યો. ત્હેને કંઇ પણ જવાબ ન આપતાં પોતાના હાથમાં રહેલા કાર્ડની પાછળ પોતાનું નામ લખી અનુચરના હાથમાં આપ્યું. અનુચરે ઉપર આવી નમ્રતાપુર્વક પોતાના શેઠના હાથમાં મૂકતાં જણાવ્યું કે આ કાર્ડ લઇ કોઇ નીચે આવેલ છે. કાર્ડ જોતાં જ શેઠ ઘણો જ આનંદમાં આવી ગયો હોય તેમ જણાયું. જાણે પોતે ત્હેના આવવાની રાહ જ જોઇ રહ્યો હોય તેમ ઘડીઆળમાં જોઈ 'બરાબર ટાઇમસર જ આવી પહોંચ્યા છે. એટલો ઉદ્ગાર કાઢી માનપુર્વક લાવવા પોતે જ ત્હેની સ્હામો ગયો. ત્હેને જોતાં જ 'પધારો પધારો માસ્તર સાહેબ' હું આપની રાહ જ જોઇ રહ્યો હતો. કહી અત્યંત વિનયપુર્વક ત્હેને પોતાની સાથે જ ઉપર તેડી લાવ્યો.

વાંચનારને પ્રસ્તુત પાત્રોની ભાગ્યે જ ઓળખાણ આપવાની જરૂર રહેશે. સુંદરલાલે દેવેન્દ્રને આમંત્રણ કર્યા મુજબ પોતાના નિયમિત વખતે દેવેન્દ્ર સુંદરલાલને ત્યાં આવી પહોંચ્યો હતો. બંન્નેના વાર્તાલાપની શરૂઆત હજુ થઇ નથી. પરંતુ થાય તે આપણે પણ એક બાજુ ઉભા રહી સાંભળીશું.

માસ્તર ! મ્હેં ત્હમને આવા સખત પડતા તાપમાં બહુ જ તસ્દી આપી છે. મ્હારે માટે ઉઠાવેલા પરિશ્રમ માટે હું આપની ક્ષમા માગું છું. સુંદરલાલે દેવેન્દ્રના બેઠા પછી જણાવ્યું.

ચાલવાનો કે તાપનો પરિશ્રમ ત્હમો શ્રીમંતોને જણાય, તેટલો અમો ગરીબ વર્ગ માંહેલાઓને ન જ જણાય. એટલે સુખ વગર દુઃખનો ખ્યાલ આવી જ શકતો નથી; વન પ્રદેશમાં વસનારી ભીલડીઓને રાજમહાલયનો ઉપભોગ લેનાર સુંદરીયોની શાંતિનો ખ્યાલ સરખોએ આવવા ન પામે; તેમ એવા અલભ્ય સુખની અપ્રાપ્તિએ મનમાં વિષાદ પણ ન આવે. ઇશ્વરે સુખ દુઃખ ભોગવનારના હૃદયો પણ એ સુખ દુઃખ ભોગવી શકે તેવાં જ ઘડેલાં હોય છે. એવા જ પ્રસંગે આપણને ઇશ્વિરની અકળ લીલાનું ભાન થાય છે. અને એવા જ પ્રસંગે ત્હેની અગાધ શક્તિનું ઓળખાણ થાયછે. કહેવાનું તાત્પર્ય એટલું જ કે શ્રિમંતો જેને પરિશ્રમ સમજે છે, તેને સાધારણ વર્ગ પોતાનો હમેશનો વ્યવસાય સમજે છે.

સત્ય છે. માત્ર માન્યતા જ ભિન્ન હોય એમ મ્હારૂં માનવું છે. સુંદરલાલે દેવેન્દ્રના શબ્દોને અનુમોદન આપતાં કહ્યું. એટલામાં એક અનુચરે આવી બીસ્કીટ અને ચાહના પ્યાલા એક ટેબલ પર મૂકયા. જેની વ્યવસ્થા સુંદરલાલે પ્રથમથી જ કરી રાખી હતી. ટેબલપર સઘળું ગોઠવાઇ જતાં સુંદરલાલે તેને ઇન્સાફ આપવા પ્રાર્થના કરતાં જણાવ્યું કે 'લ્યો માસ્તર આ ચાહ છે તે જરા પી લઇએ.

એટલી બધી તસ્દી શા માટે લીધી ? આવા મધ્યાન્હ સમયે ચાહનું જરાપણ પ્રયોજન ન્હોતું.

મુંબઇમાં ચાહને માટે સમયનો પ્રતિબંધ જ નથી. ગમે તે સમયે કોઇ ફ્રેન્ડો આવી ચડયા, એટલે ચાહ તો સાધારણ રીવાજ મુજબ અખ્તીઆર કરવી જ જોઇએ.

એટલી મિત્ર ભાવના જળવાય રહે એ ઉત્તમ છે. પરંતુ તેની સાથે જે પ્રસંગનો અપ્રતિબંધ દર્શાવ્યો એ સાથે હું એક મત થઇ શકતો નથી. કારણ કે બહોળો મિત્રવર્ગ ધરાવનાર ચાહના એવા અનિયમિતપણાથી પરિણામ બહુ હાનીકારક ભોગવે છે. 'ચાહ' મંદાગ્નિ અને ક્ષિણતાને વધારનારી વસ્તુ છે. પુરૂષની સર્વ શક્તિનું હરણ કર-

નારી એક દુશ્મન જેવી છે. એથી વધુ વખત ચાહનું સેવન કરનાર પુરૂષોની શક્તિની તુલના કરવામાં આવે, તો ચાહનું નહિ સેવન કરનાર એક દસ વરસના બાલકને પહોચી વળવા જેટલું સામર્થ્ય પણ જણાય શકે નહિ. હું દેશમાં ભાગ્યે જ કોઇ વખત ચાહનું દર્શન કરવા પામતો. પણ આ મુંબઇમાં આવ્યા પછી તો ત્હમારા કહેવા મુજબ જ્યાં જઇએ ત્યાં ચાહના પ્યાલા આવી જ પહોંચ્યા હોય. દેવેન્દ્ર આટલું કહી પાસે પડેલી ચાહ અને બીસ્કીટને સુંદરલાલ સાથે ઇન્સાફ આપવા લાગ્યો. થોડીવારમાં એ કાર્યની પૂર્ણાહુતિ કરી બંન્ને સ્વસ્થ થઇ બેઠા. એટલે સુંદરલાલે પોતાનો આંતરિક આશય વ્યક્ત કરવા વિચાર કર્યો.

દેવેન્દ્રરાય! આજસુધી મ્હારા અનુભવમાં આવેલા કેટલાક વિદ્વાનો કરતાં મ્હને ત્હમારી બુદ્ધિની સૂક્ષ્મતા કંઈક અલૌકીકજ આનંદ આપે છે. મ્હને તો ત્હમારો માત્ર અલ્પ સમયનો જ અનુભવ મળ્યો છે; પણ એટલા ઉપરથી હું ખાત્રીથી માની શકું છું કે, ત્હમારા દીર્ઘ સહવાસમાં આવનાર ભાગ્યે જ કોઇ ત્હમારાથી અંતઃકર્ણની ચાહના ધરાવ્યા વગર રહ્યું હશે. સાંભળવા પ્રમાણે કાવ્યમાં પણ ત્હમારો ઉંડો પ્રવેશ થયેલો છે. આમ બંન્ને પ્રકારની ત્હમારી સૂક્ષ્મ બુદ્ધિનો હું એક ચોક્કસ સિદ્ધાંત જાણવા માગુ છું. તે એજ છે કે સ્ત્રીઓના હૃદયની નિર્મળતા અને પવિત્રતા માટે ત્હમે શો અભિપ્રાય ધરાવો છો? પૂર્વે થઇ ગયેલી દેવી તુલ્ય પવિત્ર પ્રમદાઓને માટે મ્હારો આ પ્રશ્ન નથી. માત્ર આધુનિક સમયની મહાન આડંબર ધરાવનારી, સીતા–દમયંતી કે અનસૂયા આદિથી અધિક પવિત્રતા દર્શાવનારી સ્ત્રીઓને માટે જ આ પ્રશ્ન છે. મ્હારા અંતરમાં ઘણા લાંબા સમયથી ઘોળાતો આ પ્રશ્ન મ્હારા પરિચયમાં આવેલા સમસ્ત વિદ્વાન સમક્ષ મ્હેં રજુ કરેલો છે; પરંતુ કોઇ તરફથી મ્હને મન માનતો ખુલાસો મળી શક્યો નથી. પરંતુ હું ધારૂં છું કે ત્હમારા તરફથી મ્હને સંતોષ જ મળશે.

વાચકોને અત્રે જણાવવું જરૂરનું થઇ પડશે કે સુંદરલાલનો પ્રશ્ન સ્ત્રીઓની કલુષતા જાણવા પૂરતો જ ન્હોતો; પરંતુ મુક્તા પ્રત્યે દેવેન્દ્રની યતકિંચિત્ ભાવના પણ આકર્ષાઈ હોય, તો તે ટાળવા અર્થે જ હતો. સ્ત્રીઓની કલુષતા સિદ્ધ થતાં, એ કલુષતા મુક્તામાં પણ આરોપીત કરી દેવેન્દ્રની સમગ્ર ભાવનાને નષ્ટ કરી, માત્ર પોતાનો

જ સ્વાર્થ સાધવાનો આશય હતો. આવો પ્રશ્ન શામાટે કરવામાં આવ્યો છે, એ દેવેન્દ્રના લક્ષમાં તુર્તજ જણાઇ આવ્યું. એથી સુંદરલાલની શંકાનું સમાધાન કરવામાં પણ સરલતા જણાઇ. દેવેન્દ્રના લક્ષમાં આવ્યું તે એટલું જ કે, મુક્તા પ્રત્યે મ્હારૂં કંઇ પણ આકર્ષણ થયું હોય, અગર થવાનું હોય તો એટલેથી જ મ્હારે મ્હારા મનને અંકુશમાં રાખવું અર્થાત મ્હારી વિશ્વાસનિય બુદ્ધિનું પરિણામ ભવિષ્યમાં પશ્ચાતાપ રૂપ ન થઇ પડે તેની સંભાળ રાખવી. સુંદરલાલના આ પ્રશ્નથી દેવેન્દ્રના હૃદયમાં એક પ્રકારની પરાર્થ બુદ્ધિનો જ પ્રકાશ થયો. પોતાના પ્રત્યે આવી કંઇક ઉચ્ચતમ અભિલાષા ધરાવનાર પ્રત્યે હૃદયમાં કંઇક પ્રેમ ભાવનાનો પણ વિકાસ થયો. પ્રશ્ન ગંભિર હતો–મહત્વ ભર્યો હતો, વિચારના અવકાશવિના જવાબ ન આપી શકાય તેવો હતો. પ્રશ્ન સાંભળી દેવેન્દ્રની બાહ્ય દ્રષ્ટિ આંતરિક વિચાર દ્રષ્ટિમાં યોજાઇ. ત્હેના વિશાળ કપાળપર વિચારની રૂપ રેખાઓ સ્ફુરાયમાન થઈ રહી. ઘડીવાર આમ સ્તબ્ધપણે જ સ્થિત થઇ રહ્યો. વિચાર સંકલના જાણે ઘડાઇ ચૂકી હોય, પોતે પ્રશ્નના અમુક નિર્ણયપર આવી પહોંચ્યો હોય, તેમ પોતાના અભિપ્રાયને વ્યક્ત કરવા તૈયાર થઇ રહ્યો હોય તેમ ક્ષણવાર સુંદરલાલના મુખમંડળ પ્રત્યે એક દ્રષ્ટિએ જોઇ રહ્યો.

સુંદરલાલ શેઠ ! ત્હમારો પ્રશ્ન એવો ગુઢ અને ગંભીર છે કે તેને માટે મ્હારા જેવા એક માણસનો અભિપ્રાય આધારભુત ગણી શકાય નહિ. તેમ જ તેને માટે વિદ્વાનવર્ગ પણ એક બીજાને સંમત થઇ શકે નહિ. માત્ર ત્હમે મ્હારો પોતાનો જ અભિપ્રાય જાણવા માગો છો તો તે હું જણાવીશ, તેમાં અન્ય કોઇ સંમત થાય કે ન થાય એ શંકાસ્પદ છે.

હું માત્ર ત્હમારો જ અભિપ્રાય જાણવા માગું છું. અન્યના અભિપ્રાયની મ્હને અપેક્ષા જ નથી. સુંદરલાલે પોતાની આકાંક્ષા દર્શાવી.

સ્ત્રીઓના હૃદયની નિર્મળતા અને પવિત્રતા હોઇ શકે છે, એતો નિઃસંશયાત્મક છે. એ નિર્મળતા અને પવિત્રતા છેવટ પર્યંત સ્થિર ટકી શકે કે કેમ ? આટલો જ પ્રશ્ન છે. આપણે આપણી બુદ્ધિ કે અનુભવથી જાણી શકીએ છીએ કે, એક પવિત્ર વસ્તુને અપવિત્ર વસ્તુના યોગનો અભાવ હોય ત્યાં સુધી તો પવિત્રતા અખંડપણે જળવાઇ રહે છે. જેમ અગ્નિના અસ્પર્શે ઘૃતને પીગળવાનો સર્વથા અભાવ છે. પરંતુ

અગ્નિનો યોગ થતાં ઘૃત પીગળે એ સ્વાભાવિક છે. નવીન વસ્ત્રને જ્યાં સુધી શરીરનો સ્પર્શ થવા ન પામે ત્યાં સુધી જ તેમાં નવીનતા અર્થાત શુદ્ધતા ટકી રહે છે, પણ શરીરની મલીનતાનો યોગ થતાં પ્રથમની વિશુદ્ધતા તો ઉડી જવા પામે. તેવી જ રીતે પવિત્ર વસ્તુને અપ-વિત્રતાનો સંસર્ગ થતાં પવિત્રતાનો લોપ થાય એ બહુધા અસંભવિત નથી. તો પણ એટલું છે કે પાપથી ભરેલાંનો સંયોગ છતાં ગંગાની પવિત્રતામાં લેશપણ ઓછાપણું થવા પામતું નથી. અસ્પર્શ્ય વસ્તુનો યોગ છતાં અગ્નિમાં અપવિત્રતાનો અંશ ચોટતો નથી, તેમ દ્રઢ હૃદયની કુ-લાંગનાઓપર અપવિત્ર વાસનાઓની અસર લાગુ પડી શકતી નથી. પોતાની પવિત્રતા જાળવી રાખવાની દ્રઢતા જ અપવિત્રતાને અટકાવી શકે છે. જેના હૃદયની આવી દ્રઢતા ન હોય, ને વિકારી વાસના ઉદ્-ભવે તો તે અસંભવિત નથી. અવિકારી દ્રઢતા ધરાવનારી સ્ત્રીઓ આજ જવલ્લેજ જોઇ શકાય છે.

મ્હને તો તેમાં પણ શંકા છે. સુંદરલાલે વચ્ચે જ જણાવ્યું.

ના, એ શંકા ભૂલ ભરેલી છે. પાંચ પચાસના દ્રષ્ટાંતો ઉપરથી આખી વ્યક્તિ ઉપર આવી કલ્પના બાંધી લેવી એતો મહાન ભૂલ જ ગણાય. અલબત્ત મ્હોટો ભાગ કદાચ ત્હમારી કલ્પનામાં સમાઇ શકે. પરંતુ સમસ્ત માટેની એવી શંકા તો પળ ભર પણ ન ટકી શકે, આવી શંકાઓ ઉદ્ભવવામાં અને તેને કિંચત્ અંશે પુષ્ટી મળવાના સાધન તરીકે આપણે જ કારણરૂપ બનીએ છીએ. આપણા સંસ્કારો જ આ-પણને વિકારની વળણમાં પ્રેરે છે. આપણા હૃદયની અશુદ્ધિ જ બી-જાઓને અશુદ્ધ બનાવે છે. આપણા હૃદયમાં અપવિત્રતાના અંશને પણ સ્થાન ન આપો, અને પછી જૂઓ કે વિકાર આપણા ઉપર કેટલું સામ્રાજ્ય ચલાવી શકે છે. પવિત્રતા અને શિયળતા એ સ્ત્રીઓને માટે કેટલાં પ્રબળ હથિઆરો છે, તે જો ત્હેમને સારા સ્વરૂપમાં સ-મજાવવામાં આવે, તો ત્હેમના પ્રત્યે આવી સર્વને જે સ્વભાવિક શં-કાઓ ઉત્પન્ન થાય છે; તેનો બહુધા વિલય થવા પામે. પરંતુ આપણી રહેણી-કરણી કે કેળવણી એટલી ઉચ્ચતર નથી, તેનું જ એ પરિણામ છે. એક સ્ત્રીએ પરપુરૂષ પ્રત્યે વિકારની દ્રષ્ટિએ જોવામાં જે મહાપાપ સમાયેલું છે, અને અયોગ્ય વ્યહવારથી નર્કનું મહાકષ્ટ સહન કરવું પડેછે તેનું જો યથાસ્થિત જ્ઞાન આપવામાં આવે તો હું ધારૂંછું કે મ્હોટો

ભાગ એવો દુર્વિચાર કે વ્યહવાર કરતો અટકે. આપણા ધર્માનુસાર સ્ત્રીઓએ બહુધા પરપુરૂષના સંજોગમાં પણ આવવુ ન જોઇએ. તેને માટે ત્હેના વડીલોએ સંપૂર્ણ કાળજી ધરાવવા જોઇએ. પરપુરૂષના સંસર્ગથી જ દબાયેલી વાસના પ્રદિપ્ત થાય છે. પ્રદિપ્ત થયા પછી તેનો અવરોધ કરવો બહુજ અશક્ય થઇ પડે છે. પછી તો ગમે તેટલો ભય યા અંકુશ હોય તેનાથી છેકજ બેદરકાર બની અત્યંત વિહ્વલતાએ ભયના શિરપર પગમૂકી સજ્જડ અંકુશને પણ છિન્ન ભિન્ન કરી નાંખે છે. અર્થાત યુક્તિ પ્રયુક્તિએ તે પોતાનો સંયોગ સાધી લે છે. પછી વછૂટેલા વાઘને પીંજરામાં પૂરવો નિરર્થક થઇ પડે છે તેવો જ ત્હેને અંકુશમાં રાખવા યત્ન કરવો નિરર્થક છે. અર્થાત પરિણામે પ્રાણની હાની થવા જ સંભવ છે. દેવેન્દ્રે વિસ્તારપુર્વક પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

ત્યારે, ત્હમારા અભિપ્રાય મુજબ પોતાની પવિત્રતા જાળવવા ઇચ્છનાર સ્ત્રીઓએ પર પુરૂષના સમાગમમાં ન આવવું એજ શ્રેયસ્કર છે. નહિતો હૃદયની નિર્મળતા હોવા છતાં મલીનતા થવા સંભવ છે. સુંદરલાલે ત્હેનાજ અભીપ્રાયે પોતાનો હેતુ સાધવા દેવેન્દ્રનાજ શબ્દોનો પુનરુચ્ચાર કર્યો.

તેમાં પણ પાત્ર અને સમયનો એક પ્રશ્ન રહે છે. કેટલાક મનુષ્યના અસ્તિત્વમાં થતો સમાગમ હાનીકારક નીવડવાનો ઓછો સંભવ રહે છે. પરંતુ અન્યના અભાવ વાળો એટલે માત્ર સ્ત્રી પુરૂષ, એ બન્નેનો સંસગ તો સર્વથા હાની કારકજ નીવડે. સ્ત્રી પુરૂષની એકાંત એ સર્વથી બુરામાં બુરી વસ્તુ છે. પોતાના હીતાહીતનો વિચાર કરનાર સ્ત્રી અગર પુરૂષે એકાંતથી તો સેંકડો કોસ દૂરજ રહેવું જોઇએ.

સમયનો ખુલાસો કર્યો તેતો યોગ્ય જણાય છે. પણ પાત્રના સંબંધમાં કંઇ સમજી શકાયું નહિ તે હું જાણવા માગું છુ. શું, ઉત્તમ પાત્રની એકાંત ભયભરેલી નથી નીવડી શકતી એમ કહેવાનો ત્હમારો આશય છે ?

દેવેન્દ્ર સુંદરલાલના આ પ્રશ્નથી વિચારમાં પડયો. કારણ કે ડાહ્યાનું ડહાપણ, યોગીનો યોગ, તપસ્વીનું તપ, અને જ્ઞાનીના જ્ઞાનનો સર્વથા નષ્ટ કરનાર એકાંત છે. એવી કોઇ પણ ઉપાધિ કે ભય બાકી નથી રહી શકતો કે જે એકાંતમાં ન હોય ! એકાંત એ ભયંકર

રાક્ષસી સ્વરૂપ છે. આવા વિચારે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવા લાગ્યો કે, સુંદરલાલ શેઠ! પાત્ર નીચ અથવા ઉચ્ચ ગમે તે હો, પરંતુ એકાંત તો બંન્નેને કષ્ટ કારક છે એમાં તો સંશય નથી ઉત્તમ પાત્રની ઉત્તમતાનો પણ એકાંતમાં તો લોપજ થઈ જાય છે. મ્હારા અભિપ્રાય મુજબ તો સુજ્ઞ પુરૂષે એવા સંસર્ગથી બચવા માટે પોતાના સંપૂર્ણ ડહાપણનો ઉપયોગ કરવો જોઇએ.

બસ. હું પણ એજ એવોજ અભિપ્રાય ધરાવનારા માંહેનો એક છું. ત્હમારા તરફથી મળેલા ખુલાસાથી હું બહુજ સંતોષ પામ્યો છું. તો પણ હજુ એક વાત હૃદયમાં ખટકયા કરે છે. અને તે એવી છે કે તે જો હું ત્હમારી પાસે નિવેદન કરૂં, તો જરૂર ત્હમારા મહાન રોષને પાત્ર બનું. પરંતુ ત્હમો એક હું વખાણી શકું તેટલા સારા વિદ્વાન છો; મ્હારી ત્હમારા તરફ કોઇ જૂદીજ પ્રેમ ભાવના ખેંચાઇ રહે છે. ત્હમારા બીજા શુભેચ્છકો માંહે મ્હારો એકનો વધારો થાય તોતે કઇ ખોટું નથી. આવીજ ઇચ્છાએ આટલા નજીવા અક્ષરોનો ઉચ્ચાર કરવાને મ્હારા હૃદયે હિંમત કરી છે. ત્હમારા તરફ ખેંચાતી મ્હારી વિશુદ્ધ લાગણી કેટલુંએક ત્હમોને ન રૂચે તેવું કહેવાને પ્રેરે છે. જો કે કહેતાં જરૂર હું ત્હમારી દ્રષ્ટિએ હલકો પડીશ. મ્હારા પ્રત્યેની ત્હમારી ઉંડી લાગણીને ગુમાવી બેસીશ. છતાં ત્હમોને યતકિંચિત્ પણ જો લાભ થતો જણાશે તો હું એટલું સાહસ જરૂર મ્હારે માથે વ્હોરી લઇશ. એવું સાહસ વ્હોરી લેવામાં હું ત્હમારા ઉપકારનો કિંચિત્ બદલો પણ વાળી શકયો છું એમ સમજીશ. તથાપિ એ વૃતાંત તો હું ત્હમારી આજ્ઞા મળ્યા પછીજ જણાવીશ. કારણ કે, ડાહ્યા પુરૂષો કહી ગયા છે કે સત્ય છતા અપ્રિય હોય તેવું વિચારીનેજ કહેવું. સુંદરલાલ પોતાના સ્વાર્થની જાળનો વિસ્તાર કરી આજ્ઞાની રાહ જોઈ રહ્યો.

દેવેન્દ્ર, અત્યાર સૂધી જે નિશ્ચિંત અને સ્વસ્થ સ્થિતિમાં વિચરી રહ્યો હતો, તે સુંદરલાલનો વાર્તાલાપ સાંભળી દિગ્મૂઢ જેવોજ બની ગયો પોતા પ્રત્યે થયેલા આવા અસહ્ય આઘાતથી અનુકંપવા લાગ્યો. પોતાની એવી શી ભૂલ થયેલી છે, અર્થાત એ શું કહેવા માગે છે તેનો હૃદયમાં જૂદા જૂદા ઘાટ ઘડવા લાગ્યો. પોતાના આખા જન્મમાં આવો પશ્ચાતાપ આ પ્રથમજ થતો હોઇને અત્યંત અકળાઇ જવા લાગ્યો. તથાપિ પોતે વિચારશિલ અને ધૈર્યવીર હોઇને સુંદરલાલના

શબ્દો સાથે પોતાને જાણે કાંઇ સંબંધજ ન હોય તેમ ચિંતા મુકત થઈ ગંભીર મુખ મુદ્રાએ જણાવ્યું.

સુંદરલાલ શેઠ ! મ્હેં મ્હારા આખા જન્મમાં આટલા શબ્દો સાંભળવા જેટલી કોઈ ભૂલ કરી હોય એવું મ્હારા લક્ષમાં જ નથી. છતાં કદાચ વિસ્મરણના યોગે કંઇ બની ગયું હોય, યા બનતું હોય અને તેનું મ્હને સ્મરણ ન હોય તો મ્હારી અશુદ્ધિનું સ્મરણ કરાવવું એ એક મિત્ર તરીકે ત્હમારી ફરજ છે. મ્હને તેથી કંઇ પણ માઠું લાગવાનું નથી. બલ્કે સંતોષ જ થશે. મ્હારી કંઇ ભૂલ થતી માલૂમ પડશે તો ખાત્રી રાખજો કે હું તે અવસ્ય સુધારીશ. માટે કોઇ પણ પ્રકારના સંદેહ વગર ત્હમારે મ્હને જે સૂચના આપવાની હોય તે આપવી. દેવેન્દ્રે ભય સાથે વિનયપુર્વક આજ્ઞા આપી. સુંદરલાલ પોતાની વાતને બહુજ મહત્વવાળી સમજાવવા માંગતો હોય તેમ થોડીવાર તો નીચી દૃષ્ટિએ મૌનતા ધારી પોતે જાણે કેવળ નિસ્વાર્થ વૃત્તિએ અને શુભેચ્છક તરીકે જણાવતો હોય તેમ બોલ્યો.

દેવેન્દ્રરાય ! હું ખાત્રીથી માનું છું કે ત્હમને મ્હારા પ્રત્યે જરૂર રોષ ઉત્પન્ન થશે. પરંતુ ત્હમારા હીતને ખાતર હું તે રોષની પરવા નથી કરતો. ત્હમે ત્હમારો પોતાનો અભિપ્રાય વ્યકત કરતાં જણાવ્યું કે એક સુજ્ઞ પુરૂષને સ્ત્રીના એકાંત સંસર્ગમાં આવવું એ હાનીકારક છે. હવે ત્હમારી પાસે હું મ્હારા અવિનયની ક્ષમા માગીને કહૂં છું કે, એ ત્હમારા શબ્દો ત્હમોને લાગુ પડે છે કે નહિ ? હું ધારૂં છું કે ત્હમે તે કબુલ જ કરશો. સત્ય ગ્રહણ કરનાર માણસ સત્ય વસ્તુને જાણ્યા છતાં તેને અસત્યના રૂપમાં મૂકવા પ્રયત્ન નહિ જ કરે એ મ્હને ખાત્રી છે. આવો સંસર્ગ દરેક રીતે હાનીકારક છે કે નહિ, તે હું ત્હમને જણાવીશ. પ્રથમ વયનું પ્રમાણ લ્યો. ત્હમે ભરેલા શરીરે તરૂણ વયના પુરૂષ છો, ત્યારે મુક્તા ત્હમારા કરતાં બેએક વર્ષ ન્હાની હશે. બંને યૌવન પ્રાપ્ત થયેલા આટલું તો સિદ્ધ થયું. ત્હમે ત્હમારી વિદ્યાના કે સદ્‌વિચારના પ્રભાવે ત્હમારૂં મન ખાળી શકો; પરંતુ એ પતિ વગરની પ્રમદા, નિરંતર એક તરૂણના સંસર્ગમાં આવનારી ગમે તેવી તોપણ એક અબળા મદોન્મત ઉછળતા હૃદયને અંકુશમાં રાખવા શી રીતે સમર્થ થઇ શકે ? અત્યંત અંકુશ હોવા છતાં છૂટી જવાનો જ્યાં સંભવ, ત્યાં નિરંકુશ અબળા તેનું શી રીતે

પરિપાલન કરી શકે ! ક્ષમા કરજો, કોઇ જાતના આશય વગર હૃદયમાં લાગી આવે છે તેનોજ હીતાહીતનો વિચાર પ્રગટ કરૂં છું. જેને ભય તો કોઇનો છેજ નહિ, તે પોતાની અંતરોર્મિને કાં અમલમાં ન મૂકી શકે ? સગાં સ્નેહીનો ડર નથી, વડીલોની પરવા નથી, પતિનું અસ્તિત્વ નથી, ખાનપાન આદિક વસ્તુઓ એવી નથી કે ઉન્માદને વશ થયેલી ઉર્મિઓનું શમન કરી શકે. આવા જ પ્રકારના આચાર વિચાર બ્યવહાર આદિનું જ્યાં સામ્રાજ્ય ચ'લી રહ્યું છે, ત્યાં એક પુરૂષ કેટલી ધૈર્યતા બતાવી શકે ? મત્સ્યેન્દ્ર જેવા યોગેશ્વરના યોગનું જ્યાં ચલન થઇ જાય, ત્યાં આપણા જેવા સંસારીઓ કેટલી દઢતા દેખાડી શકે ? માસ્તર ? હું તો ત્હમે બચાવ ખાતર દલીલ કરો અગર ન કરો, તોપણ ખાત્રીપુર્વક કહું છું કે આપણે દઢતાના જે બણુગાં ફુંકીએ તે સઘળાં નિરર્થક જ નીવડે. ધૈર્યતાનો લોપ જ થઇ જાય, જ્ઞાન, અજ્ઞાનના અંધકારમાં જ દબાઇ જાય; અધિકારી હૃદયપર વિકારી વાસનાઓનું સંપૂર્ણ સામ્રાજ્ય વ્યાપે. ઉદ્દીપન થયેલી ઉર્મિઓ કયું અકાર્ય ન કરે ! અધર્મમાં પ્રેરાયેલી વૃત્તિને ધર્મનું કયું સૂત્ર અટકાવી શકે ! ગીતા આદિ ધાર્મિક પુસ્તકોનું અધ્યયન કેટલો સમય અવરોધી શકે ? માસ્તર ! એક વખત હરાઇ ગયેલી બાજી કોઇ રીતે ન જીતાઇ શકે ? હૃદયમાં પ્રગટી રહેલો અગ્નિ અવ્યહવારના ઉત્કર્ષે જ શાંત થઇ શકે ! માસ્તર મ્હેં ત્હમારો ઘણો ટાઇમ લઈ કેટલીક કઢંગી સ્થિતિમાં મૂકી દીધા છે, એમ ત્હમોને લાગશે પરંતુ વિચાર કરી જોતાં સ્પષ્ટ જણાશે કે પરિણામે તેમાં હિત જ સમાયેલું છે. હાલ તુરત સાદી દૃષ્ટિએ તો મ્હારા શબ્દો સઘળા ટાયલા જેવાજ જણાશે, પણ જેમ જેમ વખતનો વ્યય થતો જશે. તેમ તેમ મ્હારા શબ્દોની મહત્વતા અંકાતી જશે. પછી તો ત્હમે મુખતિયાર છો. મ્હને તો જણાયા તેવા સારા અને નબળા બન્ને માર્ગ દેખાડયા. હવે કયે માર્ગે વિચરવું એ ત્હમારા આત્માના અધિકારમાં છે. સુંદરલાલ પોતાના આટલા શબ્દોથી દેવેન્દ્ર ઉપર શી અસર થવા પામી છે તે જોવા ઉત્સુકતાપુર્વક મૌન બની રહ્યો.

આ વખતે દેવેન્દ્રની પરિસ્થિતિનું કિંચિત અવલોકન કરવું આવશ્યક છે. ત્હેને ખ્યાલ સરખોએ ન્હોતો કે સુંદરલાલ મુક્તાવલીનો વૃતાંત નિવેદન કરશે. તેમ જ જે કંઇ નિવેદન કરશે તેમાં આટલી

હદનું ઉલંઘન થવા પામશે એ પણ લક્ષમાં ન્હોતું. કારણકે તે તો પોતાના જૂદાજ તરંગોમાં વિચરતો હતો. ત્યાં તો સુંદરલાલના વાગ વ્યાપારની શરૂઆત થતાંજ જેમ એક પતિપરાયણ સ્ત્રી ઉપર વ્યભિચારનો આરોપ આવે, સ્વધર્મનિષ્ટ ઉપર અધર્માચરણનું આળ આવે અને સત્ય શિરોમણી ઉપર ચોરીનું તોહમત લાવવામાં આવતાં સતિ, સ્વધર્મી અને સત્યપરાયણ પુરૂષની જે અવસ્થા થાય, તેવી જ અવસ્થા દેવેન્દ્રની થઈ ગઈ. શરીરપર જેમ સખ્ત વિજળીનો આંચકો લાગે તેમ સુંદરલાલના શબ્દો સાંભળતાંજ હૃદય શૂન્ય બની ગયું. છાતી ધસરાબંધ ધડકવા લાગી. જડ મૂર્તિ પેઠે સુંદરલાલ જે જે કહેતો ગયો તે સઘળું મૌનતાપુર્વક સાંભળ્યા કર્યું. સુંદરલાલ બોલતો બંધ થયો. પરંતુ દેવેન્દ્રના શરીરમાંથી જડતાનો લોપ ન થયો. બન્ને થોડો કાળ કોઇ મહાન વિચારમાં ગુંથાઈ ગયા હોય તેમ અબોલજ બેસી રહ્યા. પરંતુ દેવેન્દ્રની મૌનતા દીર્ઘકાળ પર્યંત ટકી શકવા પામી નહિ. સમુદ્ર ભરતીની મધ્યસ્થિતિમાં તેમજ પોતાના વિશાળ સ્વરૂપની મધ્યમાં જેમ મ્હોટા પર્વત જેવાં મોજાંઓથી ઉછળી રહે તેમ દેવેન્દ્રનું હૃદય અનેક પ્રકારના તર્ક વિતર્કથી ઉછળવા લાગ્યું. પોતાના જ શબ્દોએ પોતાને મહાત કરવામાં આવ્યાથી મનુષ્યના સ્વભાવ પ્રમાણે કિંચિત ગ્લાનીના આવિર્ભાવનો સંચાર થયો. પોતાના શબ્દોનું હવે યુક્તિપુરઃસર સમર્થન કરવાનો પ્રસંગ જણાઇ આવ્યો. પોતે સુંદરલાલ કરતાં યુક્તિ પ્રયુક્તિમાં કે તર્કવિતર્કમાં ઉતરે તેવો તો હતોજ નહિ એટલે પોતાનાપર થયેલા આક્ષેપને ઉડાડી દેવા વિચારનો વિશેષ વખત ન લેતાં ગંભીર મુખમુદ્રાએ જણાવવા લાગ્યો.

ત્હમારો વિચાર તો અવશ્ય આદરણીય છે. સાધારણ પુરૂષને તે ખાસ મનન કરવા યોગ્ય છે. હું કંઇક ત્હમારા કરતાં વિદ્યાભ્યાસમાં અગ્ર ગણાઉં. પરંતુ અનુભવમાં તો ત્હમારીજ અધિકતા ગણાય. હવે આ પ્રશ્ન બહુ ગંભીર થઇ પડ્યો છે. એક વિદ્વાનના વિચારો માન્ય રાખવા કે અનુભવીઓના અનુભવને અગ્ર સ્થાન આપવું, એ આપણા બંનેના વિચારોનો ત્રીજાના અભિપ્રાય ઉપર આધાર રહે છે. પરંતુ આપણો આ વાદ કે કોઈ જાતનો દુરાગ્રહ તો છેજ નહિ. માત્ર પોતપોતાનો વિચારો દર્શાવી જેટલું યોગ્ય લાગે અને સ્વીકારી

શકાય તેટલું સ્વીકારવું એજ ઉદ્દેશ છે. મત્સ્યેન્દ્ર યોગથી ચલિત થયા એવી માન્યતા છે. પરંતુ એ માન્યતા ત્હેના ઉંડા આશયને ન સમજી શકીએ ત્યાં સુધી જ ટકી શકે છે. મહાન પુરૂષોના મનમાં વિકારના અભાવનો સર્વથા અભાવ છે. એ મત્સ્યેન્દ્રે પોતાના બાર વર્ષ પુરા કર્યા પછી સ્પષ્ટ સમજી શકાય છે. ત્હેને ઉદ્દ્ભવેલી વિકારી વાસના માત્ર બાહ્ય સ્વરૂપની જ હતી. આંતરિક આશય જુદો જ હતો.

**वज्रादपि कठोराणी मृदूनि कुसुमादपि**
**लोकोत्तराणां चेतांसि कोहि विज्ञ तु मर्हति ॥**

મહાન પુરૂષોના હૃદય વજ્રથી પણ કઠોર અને પુષ્પથી પણ કોમળ હોય છે; તેથી ત્હેના હૃદય જાણવાને કોણ સમર્થ છે ?

સંસર્ગથી સંગદોષ લાગવાની ત્હમારી માન્યતા પણ ઉત્તમ પુરૂષોમાં ટકી શકતી નથી કારણ કે:—

**विकृति नैव गच्छन्ति संगदोषेण साधवः ।**
**आवेष्टितं महासर्पैश्चन्दनं न विषायते ॥**

મ્હોટા સર્પોથી વિંટાયેલા ચંદનના વૃક્ષને જેમ સર્પનું ઝેર લાગી શકતું નથી, તેમ વિકારના સંગી છતાં મહાન પુરૂષોના હૃદયમાં વિકાર ઉદ્દ્ભવિ શકતો નથી. મહિમાથી શોભિતા અને ધનાઢ્ય છતાં ઉન્મત્ત નથી, યુવાન છતાં ચંચળ નથી અને સમર્થ છતાં, પ્રમાદી નથી; એવો ગુણ મહાપુરૂષોમાં સ્વાભાવિક જ હોય છે. બાલ્યકાળથી કાગડાના સંસર્ગમાં ઉછર્યા છતાં કોયલના કંઠમાં વિકાર થતોજ નથી. ક્ષણવાર રહેનારા વિઘ્નસહિત ભોગની ઉપર ઉત્તમ પુરૂષને અનુરાગ ઉદ્દ્ભવતો જ નથી. અત્યંત ભૂખથી વ્યાકુળ થવા છતાં સિંહ ત્રણનો સ્પર્શ સરખોએ કરતો નથી, તેમ વિકારથી વિહ્વળ બનેલો મહાપુરૂષ અયોગ્ય કૃત્યને લક્ષમાં પણ લેતો નથી.

**घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारुगन्धं**
**छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुकाण्डम् ।**
**दग्धं दग्धं पुनरपि पुनः काञ्चनं कान्तवर्णं**
**न प्राणान्ते प्रकृति विकृति र्जायते चोत्तमानाम् ॥**

ચંદનને જેમ જેમ ઘસવામાં આવે, તેમ તેમ સારી સુગંધ આપે છે; શેરડીનું જેમ જેમ છેદન કરવામાં આવે, તેમ તેમ વિશેષ

સ્વાદ આપે છે; અને સુવર્ણને જેમ જેમ તપાવવામાં આવે તેમ તેમ અંદરથી વિશેષ ચળકાટ આપે છે, તેમ પ્રાણાંત થતાં સૂધી પણ મહાન પુરૂષોની વૃત્તિમાં વિકાર ઉદ્દ્ભવીજ શકતો નથી.

એક સ્ત્રી પોતાના ગમે તેટલા હાવાદિકથી મનોભાવ વ્યક્ત કરે તથાપિ દ્રઢ હૃદયવાળા પુરૂષની દ્રઢતા લેશ પણ ચલિત થતી નથી. સર્પ અને મણીને જન્મથીજ સંસર્ગ છે, તથાપિ સર્પનો દોષ મણીને સ્પર્શ કરી શકતો નથી. સુંદરલાલ શેઠ ! ત્હમે ત્હમારો અનુભવ પ્રદર્શિત કર્યો. પરંતુ અમે અમારી તર્ક શ્રેણીથી જોઇ શકીએ કે, દ્રઢ રહેવા ઇચ્છનાર ગમે તેવા અદ્રઢ કરવાના પ્રયત્નો થવા છતાં છેવટ પર્યંત દ્રઢ જ રહી શકે છે. જો કે હું એવા સંસર્ગમાં તો નથી જ કે, જ્યાં અન્ય જનનું અસ્તિત્વજ ન હોય ! છતાં કદાચ એવો જ પ્રસંગ પ્રાપ્ત થાય તોપણ મ્હારા મનની અસ્થિરતા ત્હમે સ્વપ્ને પણ ન જોઈ શકો. ત્હેની કિંચિત ખાત્રીને માટે સમજો કે, ઇશ્વરેજ આ પ્રસંગ આણી મૂકયો છે. મ્હારો ગાઢ સંસર્ગ છતાં કોઇને એક અક્ષર ઉચ્ચારવાનો સમય પણ આવી શકવાનો નથી. આ પ્રમાણે મ્હને મ્હારા હૃદયની ખાત્રી છે તો પછી ત્હમારો આક્ષેપ મ્હારાપર ટકીજ શકતો નથી. મ્હારૂં હૃદય ત્હેના પ્રત્યે જે ભાવના ધરાવી રહ્યું છે તેવી જ ભાવના છેવટ સૂધી રહેશે એ નિસંશય માનજો. દેવેન્દ્રે દલીલો પુરઃસર સુંદરલાલના આક્ષેપનો નિર્મૂળ કરી નાંખ્યો.

પોતાના પ્રશ્નનો આવો જવાબ મળશે એવી સુંદરલાલને આશા જ નહતી. તે તો એમ જ સમજી રહ્યો હતો કે, મ્હારા આવા આકરા શબ્દોથી એ નિઃશબ્દ જ બની રહેશે, અને થોડા જ સમયમાં હું એને એ ઘરથી અલગ થયેલો જોઇશ. પરંતુ પોતાની ધારણાનું વિપરિત જ પરિણામ આવ્યું. તે એટલે સૂધી કે, ત્યાંથી અલગ થવાને બદલે સતત એ સંસર્ગ ચાલુ રાખવાનો દેવેન્દ્રનો મક્કમ આશય વ્યક્ત થયો. આમ પોતાની ધારણાનું અવળું પરિણામ આવ્યા છતાં ઉઠાવેલા પ્રયત્નમાં જરાપણ શિથિલતા આવવા દીધી નહિ.

માસ્તર ! ત્હમારા સિદ્ધાંતો એકેએક અવશ્ય કબૂલ કરવા જેવા છે. તથાપિ એટલી તો ત્હમારાથી ના નહિજ કહી શકાય કે લાંબો કાળ મિષ્ટાન્નનો ઉપભોગ લેવા છતાં કાગડાનું વિષ્ટા તરફ હૃદય ન લલચાય ! અર્થાત લલચાયજ ! તેમ એક અયોગ્ય વ્યવહારના અનુ-

યાયીને ગમે તેટલો ઉપદેશ આપવામાં આવે, તોપણ હ્હેની વૃત્તિમાં સુધારો થવાની ભાગ્યેજ આશા રાખી શકાય. તેવુંજ પાત્ર, ત્હમે જેનો આટલો પક્ષ ખેંચો છો હ્હેને સમજો; અને પછી મ્હને જવાબ આપો, કે ત્હમારા પ્રયત્નમાં ત્હમે કેટલા ફાવી શકો? સુંદરલાલે દેવેન્દ્રની નજરમાં મુક્તાને હલકી પાડવા પ્રયાસ આદર્યો. ભલું માણસ જગતને ભલુંજ દેખે; પણ, જગત તેવું ભલું નથી. ભલાની ભલાઈનો દુરૂપયોગ કરનાર જગત ભલાને પશ્ચાતાપમાંજ મૂકે ! જેને ત્હમે ઉત્તમ સમજી રહ્યા છો, તે તેટલે અંશે ઉત્તમ નથી. માસ્તર ! તર્કશ્રેણી ભલે ત્હમારી અમારા કરતાં વિશેષ હોય; હું તેને માટે ખુશી છું. પણ આ બાબતમાં તો ત્હમે તર્કનો ઉપયોગ જ નથી કર્યો એમ મ્હારે સ્પષ્ટ જણાવવું પડશે કાગને કોયલ માની લેવામાં આવી છે, બગલાને હંસ માની લીધો છે. આવી અયોગ્ય માન્યતા ભવિષ્યમાં સંતાપજનક ન નીવડે, એટલા પુરતુંજ મ્હારે આટલું કહેવું પડે છે. પ્રસંશા પામેલી મ્હારા એક વિદ્વાન મિત્રની વિદ્વત્તા અપૂર્ણતાવાળી ન ગણાવા દેવા ખાતરજ મ્હારો આ પ્રયાસ છે. સુંદરલાલ આટલું બોલી મૌન થઇ રહ્યો.

દેવેન્દ્ર, 'અયોગ્ય વ્યવહારનું અનુયાયી પાત્ર' એ શબ્દો સાંભળી સંશયમાં પડી ગયો. પોતે પ્રેમગાંઠથી બંધાઇ ચૂકયો હતો અને જેને એક સત્ય પ્રેમીપાત્ર સમજી રહ્યો હતો, હ્હેના ઉપર મૂકવામાં આવેલો આક્ષેપ પોતાથી સહન થઈ શકયો નહિ. કુદરતી નિયમજ છે કે પ્રેમીથી પ્રેમીની નિંદા સાંભળી શકાય નહિ. પરંતુ પોતાનો પ્રેમ કોઈ પાસે પ્રગટ કરી શકાય તેમ તો હતુંજ નહિ. પ્રગટ કરવા જતાં મહાન વિપત્તિનું વાદળ દ્રષ્ટિ સમક્ષજ દેખાઇ આવતું હતું. તેથી એ વાતને તો ગુપ્ત રાખવા સિવાય અન્ય ઉપાયજ ન્હોતો. તોપણ એ આક્ષેપમાં સત્યતા કેટલી છે, તે જાણવા માટે મન ઉત્સુક બની રહ્યું. સુંદરલાલના શબ્દોમાં કિંચિત્ સત્યતા તો હોવીજ જોઇએ. આવી શંકા ઉદ્ભવવા લાગી. એથી પોતાને એ રહસ્ય જાણવાની ઉત્કટ ઇચ્છા થઇ આવે એ સ્વાભાવિક હતું. તેથી પોતાનો હ્હેની સાથે એવો કોઇજ પ્રકારનો સંબંધનો સંશય ન પડે તેવી રીતે સુંદરલાલ પાસેથી હ્હેના શબ્દોનું સત્ય સ્વરૂપ જાણવા પ્રયાસ કરવા લાગ્યો. તે દરમીયાન હ્હેને કેટલાક વિચારે સુંદરલાલના પક્ષમાં ભળી જવા યોગ્ય જણાયું. કારણ કે

તેમ કર્યા વગર ત્હેનાથી પૂરતો ખુલાસો પ્રાપ્ત કરી શકાય તેમ ન્હોતો. તેથી જાણે ત્હેના મતને અનુમત બની ગયો હોય તેમ જણાવવા લાગ્યો.

સુંદરલાલશેઠ ! જ્યારે ત્હમારા શબ્દોપર હું કેટલોક ઉંડો વિચાર કરી જોઉં છું, ત્યારે ત્હમારા શબ્દોની મ્હને કેટલેક અંશે સત્યતા જણાયા વગર રહેતી નથી.

પોતાને અનુમત થતો આવે છે એમ જણાતાં, કેટલેક અંશે શું, સોળે સોળ આના સમજી લેવું. આટલા શબ્દો સુંદરલાલ આવેશ પુર્વક વચ્ચે જ બોલી ઉઠયો.

પરંતુ તેવું સમજવાને મ્હને શું કારણ મળે છે ? કારણ વગર કાર્યોત્પત્તિ સંભવી શકતી નથી. મ્હારી ધારણામાં ભૂલ ન હોય એવી મ્હારી માન્યતા જ નથી. પરંતુ તે ભૂલ જો જલ્દી જ જણાય આવે, તો હું એવા મનુષ્યના સહવાસથી એજ વખતે મુક્ત થઇ જાઉં. કારણ કે નહિતો મ્હારી બુદ્ધિમાં પણ ભ્રષ્ટતા થવા સંભવ રહે. સંગ, આપણાથી ઉચ્ચ બુદ્ધિવાળાનો જ કરવો. જેથી આ- પણી બુદ્ધિમાં પણ કંઇક વિપુલતા થાય. આપણાથી ઓછી બુદ્ધિવા- ળાના સંસર્ગમાં આવવાથી તો ઉલ્ટી આપણી જ બુદ્ધિની હીનતા થાય. એવો પ્રસંગ ન આવવા દેવા હું બહુજ કાળજી ધરાવું છું ત્હ- મારા તરફથી યત્કિંચિત્ પણ જો સત્ય સૂચના મળી જશે તો હું પ્રતિજ્ઞા કરી કહું છું કે આવતી કાલથી ત્હમે મ્હને એ સ્થાનથી અ- લગ થયેલો જોશો.

તો પછી બીજું મ્હને જોઇએ છે જ શું ! સુંદરલાલે મનમાં જ બડબડી પોતાના શબ્દોનું પાણી ચડયું છે એમ જણાતાં અત્યંત આવેશપુર્વક બોલી ઉઠયો.

એક નહિ, પણ એકવીશ ! થોડી નહિ પણ પૂરે પૂરી જોઇશે તેટલી સાબીતી આ સુંદરલાલ પાસે મોજુદ છે. સુંદરલાલને કાચો પોચો ન સમજી લેશો; સોળે સોળ આના મુદ્દો હાથમાં આવ્યા પછી જ ત્હેનો થોડો ભાગ પ્રસિદ્ધ કરે, અને જરૂર જણાય ત્યારે પૂરતી સાબીતી મુદ્દા સાથે સહુ જોઇ શકે તેમ હાજર કરી આપે. મ્હારા ભાઈ ! ત્હમને આજે ને આજે જ અત્રે બોલાવવાનું આટલું જ પ્રયોજન

હતું કે પ્રસરેલી કીર્તિમાં કાળો ડાઘ ન લાગે. સંસારથી વિરક્ત રહેનારો પુરૂષ વિકારની જાળમાં સપડાઈ ન પડે ! ત્હમારી સાથે શરૂઆત તે જ કરી, પણ માર્મિકતામાં કરી એટલે ત્હમને એકદમ સમજવામાં ન આવ્યું. ત્યારે આ ખુલ્લે ખુલ્લું જણાવવા જરૂર પડી હવે જ્યારે ત્હમે મુદ્દો મેળવવા ચાહોછો તો તે પણ મ્હારી પાસે તૈયાર છે. દર્પણ જેવો ત્હમે ત્હેને જોઇ શકશો. પરંતુ તે આજે નહિ.

ત્યારે ? દેવેન્દ્રે આતુરતા દર્શાવી.

એ દિવસ પછી. ત્હમે કહી શકશો કે અપવિત્રતાની અવધિ છે.

સુંદરલાલ જેમ જેમ આડું અવળું વેતરતો ગયો તેમ તેમ દેવેન્દ્રને વધારે ને વધારે શંકામાં વધારો થવા લાગ્યો. ક્યારે કંઈક સત્યતા જોઇ શકું ! આવી હૃદયમાં ઉત્કટ ઇચ્છા વ્યાપ્ત થઇ રહી. એક ક્ષણનો અવકાશ ન સહન કરી શકાય ત્હેને એ દિવસ વર્ષ જેવડા ભાસવા લાગ્યા. થોડીવાર તો ભ્રમિત જેવો બની ગયો. વિચારમાં દિગમૂઢ જેવો બની રહ્યો. ત્હેની આવી સ્થિતિ વિલોકી સુંદરલાલના મનમાં આનંદનો પાર ન રહ્યો. એક અવિદ્વાનના હાથમાં વિદ્વાન સપડાયાથી અત્યંત મગરૂર થવા લાગ્યો. પોતાના શબ્દોનો અમૂલ્ય આંક પોતે જ મૂકવા લાગ્યો. અને ટાઢે પાણીએ ખસ નીકળી જશે એમ સમજી અંતરમાં અત્યંત ફૂલાવા લાગ્યો હૃદયમાં આટલી પ્રફુલ્લતા હોવા છતાં એક પ્રકારની મ્હોટી ચિંતાએ વાસ કર્યો હોય તેમ જણાઇ આવતું હતું. ત્હેના આંતરિક વિચારોથી એ ચિંતા બીજાની સહાયતા વગર ન નીવારી શકાય તેવી જણાતી હતી. અંતરમાં ઉદ્ભવેલી ચિંતા જાણી શકવાને આપણે પણ સામર્થ્યવાન થઇ શકીશું નહિ. પરંતુ તેથી નિરાશ થવાની જરૂર નથી. વખત આવ્યે સઘળો ભેદ જાણી સકાશે. અલ્પસમયમાં જ ચિંતા ભરેલા સુંદરલાલના વદનમાં એકાએક ફેરફાર થઇ ગયેલો જણાયો. દેવેન્દ્ર હજુ પુર્વનીજ પરિસ્થિતિ અનુભવતો હતો. પરંતુ બાહ્ય જણાતા શોકાગ્નિનો ચતુર્થાંશ પણ હૃદયમાં ન્હોતો. માત્ર સુંદરલાલ પોતાના શબ્દોની સંપૂર્ણ અસર થયેલી સમજી, સાચું અગર જુઠું કંઇક સમજાવવા પ્રયત્ન કરે એટલા પુરતી જ આ દેવેન્દ્રની ચેષ્ટા હતી.

બુદ્ધિમાન મનુષ્ય જેની પાસેથી કંઇ કઢાવવા ધારે, ત્હેને તદ્રુપ બની જઇ ધારેલી વસ્તુ કઢાવી શકે છે. દેવેન્દ્ર એ સારીપેઠે સમજતો

હતો, અને ત્હેને અનુસરતુંજ પોતાનું આ સમયનું વર્તન પ્રત્યક્ષ દર્શાવી રહ્યો હતો. જ્યારે અલ્પબુદ્ધિનો સુંદરલાલ ત્હેને પોતાની જાળમાં સપડાઇ ગયેલો સમજી રહ્યો હતો. બંન્નેને અનુકુળ આવે તેમ સમજે. આપણે માત્ર એટલુંજ જોવાનું છે કે પોતાનું કાર્ય ફળિભૂત કરવા કોણ નિપૂણ નીવડી શકે છે.

આવી ધડમથલમાં પડેલા બન્નેને ચતુર્થ પ્રહરના ચાર કલાકના સમયનું ઘડીઆળે સ્મરણ કરાવ્યું.

ત્યારે, હું રજા લઇશ. દેવેન્દ્ર પોતાને નિયમિત સમયની સમૃતિ આપનાર તરફ દ્રષ્ટિ કરી, ધીમા અને નમૃતા ભર્યા સ્વરે સુંદરલાલને જણાવ્યું.

કેમ, કેમ ! સુંદરલાલે ઉત્સુકતાપુર્વક પૂછ્યું.

ત્યાં જવાનો ટાઇમ થઇ ગયો. મુકતા રાહ જોઇ રહી હશે.

'રાહ જોઈ રહી હશે' એ સાંભળી સુંદરલાલને રોમે રોમ અગ્નિ વ્યાપી ગયો. મનમાં એમ થઇ આવ્યું કે અરે ! આ શબ્દો મ્હારા મ્હોઢામાંથી નીકળવાનો ઇશ્વર કયારે અવસર આપશે. બે દિવસ પછી તો દેવેન્દ્ર ત્યાંથી રપુચક્કર થશે. પણ, એટલો વખત મ્હારૂં લોહી અરધું થઇ જશે. કંઇ નહિ. બને એટલું કષ્ટ સહન કરી બે દિવસમાં કોઇ મહાન જાળ તૈયાર કરી રાખવી, કે ઓચીંતુ આ મૃગલું અંદર અટવાઇ રહે. દેવેન્દ્ર અહિંથી વિદાય થાય તેમાં તો કંઇ અડચણુજ ન્હોતી. પરંતુ પોતાના હૃદયમાં રમી રહેલ રમણી સમક્ષ જાય, એ સુંદરલાલથી સહન થઇ શકતું ન્હોતું. પરંતુ લાચાર ! તેમાં પ્રતિબંધ નાંખવા પોતા પાસે કંઇજ હક ન હતો. જેથી લાચારીએ કહેવું પડયું.

ભલે, પધારો ! મ્હારા મ્હોડામાંથી નીકળેલા શબ્દોની સાબીતી ત્હમે બેજ દિવસમાં જોઇ શકશો.

અને એજ વખતે મ્હારો ત્યાંનો સઘળો સંબંધ અસ્ત થયો પણ ત્હમે જોઇ શકશો. દેવેન્દ્ર આટલું આવેશ પુર્વક બોલી સુંદરલાલ સાથે સેકહેન્ડ કરી સંશય ગ્રસ્ત હૃદયે વિદાય થઇ ગયો.

---

# પ્રકરણ ૧૦ મું.

## જમુનાજીપર જમરાજાનો કોપ.


સમય સાયંકાળનો હતો. આખા જગતને સુખમય પ્રકાશ આપી સૂર્યનારાયણ અસ્ત થવાની તૈયારીમાં હતો. એ સમયમાં એક પ્રૌઢા નજર ન માંડી શકાય એવા સૂર્યનો દીન-વદને અસ્ત થતો જોઇ રહી હતી. અને જાણે ઉંડા વિચારમાં ગરક થઈ જતી હોય તેમ જણાતી હતી. ત્હેના કોમળ હૃદય પર કોઇ મહાન આઘાત થયો હોય તેમ ત્હેની ગ્લાની ભરી મુખમુદ્રા પરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું. સમુદ્રની હવા જો કે શાંત હતી, તથાપિ તે ત્હેના હૃદયમાં વિશેષ ઉકળાટ મચાવી રહી હતી. સંધ્યાના સોનેરી રંગો એ અબળાના હૃદયપટ ઉપર શ્યામતાની છાપ પાડી રહ્યા હતા. નિશાનું આગમન સૂચવતાં વાદળાં ત્હેના પ્રકાશિત હૃદય પ્રદેશમાં અંધકારની છાયા પ્રસરાવી રહ્યાં હતાં. જેથી સમસ્ત જગત ત્હેને અંધકાર મયજ પ્રતિત થતું હતું. આવી વસ્તુ સ્થિતિ ત્હેના જગત પ્રેમી જીવનને સર્વથા હીન ભાવનામય બનાવી રહી હતી. જગતનું-પોતાના જીવનનું અને પોતાના નાશવંત દેહનું ક્ષણભંગુરત્વ દ્રષ્ટિ સમિપજ તરી આવતું હતું. ત્યારે ઘડી ઘડી આ માયામય સંસાર પર તિરસ્કારની લાગણીઓ વછૂટતી હતી. અદ્યાપિ પર્યંત વિકાર ભરીત હૃદય અવિકારની શાંત ભાવનાઓ સ્થાયિ કરવા આકર્ષાઇ રહ્યું હતું. અગાશીમાં એ એકલીજ બેઠી હતી. સહચર વર્ગ બહોળો હતો, તથાપિ અત્યારે સાત્વિકવૃત્તિના સામ્રાજ્યે ત્હેને સર્વથી અલગજ રાખી હતી. એક આરામ ખુરશીપર આરામનીજ ઈચ્છા કરતી પગને પાસે પડેલા એક ટેબલ પર રાખી સુખ સાધનનો સન્માર્ગ શોધતી વિચારમાં નિમગ્ન બની પડી હતી. ફરતી બત્તિના પેઠે ત્હેની ચંચળ દ્રષ્ટિ સમસ્ત વિશ્વને અત્યારે કોઇ જૂદી જ ભાવનાએ જોઇ રહી હતી. નેત્રેન્દ્રી સિવાય અન્ય સર્વે ઇન્દ્રીઓ છેક શૂન્ય સ્વરૂપમાં જ પડી હતી. અદ્યાપિપર્યંત મૌનતા જ ગ્રહણ કરી રહી હતી. પરંતુ વિચાર અને ભાવનાનું પરિબળ વધી પડતાં તે ધીમે ધીમે શબ્દ સ્વરૂપે બહાર પડવા લાગ્યું.

ક્ષણભંગુર જીવનની અતૃપ્ત આશાની પરિતૃપ્તી અર્થે કોઇ અકાર્ય

કરવામાં મ્હેં જરા પણ કચાશ રાખી નથી. ઇચ્છાનુસાર અનેક વૈભવો ભોગવવામાં હું જરાએ પશ્ચાત રહી નથી. તથાપિ મરણપર્યંત અતૃપ્ત જ રહેલું આ મન હજી પણ ધરાતું નથી. સંસારિક વિષય વાંચ્છનાઓમાંથી હજુ પણ મુક્ત થઈ શકાતું નથી–જ્યાં સુધી મુક્ત થશે નહિ, ત્યાં સુધી વિષય વાંચ્છનાઓ તજાશે નહિ. એવા પ્રબળ મનને હું મ્હારે હાથે જ મારી નાંખવા પ્રયત્ન કરૂં, તો શું ન કરી શકું? સંસારિક વાસનાઓમાં તો જેટલી લુબ્ધતા ધરાવીએ તેટલી ધરાય અને ઓછી કરીએ તો ઓછી થાય. એ સઘળું મનનું કારણ છે. કારણ કે

**मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः ॥**

સઘળાં સુખ દુઃખનો આધાર માત્ર મનપર જ ટકી રહેલો છે. એક સ્થળે મ્હારા વાંચવામાં આવ્યું હતું કે–

મનકો કહ્યા ન કીજીએ મન જँહ તँહ લે જાય,
મનકો એસો મારીએ ટૂક ટૂક હો જાય.

મન મરી ગયું, એટલે સર્વ ઉપાધિ પોતાની મેળેજ ટળી જશે. પણ, એટલું બધું મનનું દમન અહિં રહી શકવાથી બનવું અશકય છે. સુંદરીઓના સાથમાં જેમ યોગ સાધી શકાય નહિ, તેમ ખાનપાનાદિક અને વૈભવમાં મન મારી શકાય નહિ. ત્યારે શું કરવું? સંસાર તો મ્હને ઝેર જેવો થઇ પડ્યો છે. એવા ઝેરી સંસારમાંથી અમૃતનો આસ્વાદ કયાંથી મળી શકે? વિષયથી વિમુખ થઇ રહેલી અબળા આવા ગહન વિચારમાં સ્તબ્ધ બની રહી. નેત્ર મીચી ઘડીવાર મૌન બની ગઈ.

વાંચનાર, વિચારમાં પડયા હશે કે આ કઈ અબળા સંસારથી કંટાળી છૂટવા માગે છે! એ અબળા બીજી કોઇજ નહતી, પણ વિપુલ વૈભવ ભોગવનારી રત્નલક્ષ્મી જ હતી. અપાર વૈભવ છતાં એકાએક આમ વૈરાગ્ય કેમ થયો હશે, એ વાચકને સહેજે જ પ્રશ્ન થશે. પરંતુ અનુભવથી જાણી શકાશે કે અમુક સંજોગોના યોગે મનની સ્થિતિનું પરિવર્તન થવું એ સ્વાભાવિક છે. રત્નલક્ષ્મિને લક્ષ્મિની કે અન્ય કોઇ પદાર્થની તો કશી ચિંતા જ ન્હોતી. પરંતુ પોતાના સહોદરના અકાળ મૃત્યુએ ન્હેને સંસાર ઉપર સખ્ત તિરસ્કાર ઉપ-

જાગ્યો હતો. જીવન પર્યંત જેને આપણે આપણું માની અહર્નિશ ત્હે-
નીજ ઉપાધિ કરતા રહીએ છીએ પરંતુ મરણ પછી તે આપણું
નથી, એ તે પોતાના અનુભવથી સિદ્ધ કરી શકી હતી. સંસારિક
સગાંસ્નેહી અને ઇતર પદાર્થો સંસારમાં આપણા અસ્તિત્વ સુધી જ
સંબંધ ધરાવે છે; પરંતુ સંસારથી આપણો સંબંધ નષ્ટ થતાં સર્વ
અલગ અલગ થઇ જાય છે એવી દ્રઢ ભાવના ત્હેના હૃદયમાં નિવાસ
કરી રહી હતી. ત્યારે, જે આપણું નથી ત્હેને આપણું માની મિથ્યા
મોહપાશમાં બંધાઇ રહેવા કરતાં અંત પર્યંત જે આપણી સાથે જ
રહે ત્હેને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન ન કરવાની મૂર્ખાઇ ત્હેને હવે સચોટ
સમજાઇ હતી. તેથીજ અત્યારે એવા ક્ષણિક સુખ સાધનવાળા સંસા-
રથી મુક્ત થવા વિચાર ગ્રસ્ત બની રહી હતી. નીચે મુજબ બંન્ને
પ્રકારના વિચારો ત્હેના હૃદયમાં ઉભરાઇ આવતા હતા. સંસારનો સર્વથા
પરિત્યાગ કરી કોઇ પવિત્ર સ્થળમાં ચાલી જાઉં તો ત્યાં ઇશ્વરી અનુ-
પમ શાંતિનો ઉપભોગ લઇ શકું. આવો વિચાર સ્ફુરતો ત્યારે સંસા-
રની કિંચિત માયાનું આવરણ ત્હેને તેમ કરતાં અટકાવતું. એ માયા
માત્ર મુક્તા પ્રત્યેની જ હતી. કારણ કે મુકતા હજુ યુવાન વયની
હતી. તેને અંગે ત્હેનામાં પ્રૌઢ વિચારોનું પ્રાબલ્ય ન હોય એ સ્વાભા-
વિક હતું. હિતાહિતની સમજ શક્તિની અપૂર્ણતાએ ઘરનો સર્વ કાર્ય-
ભાર ત્હેને જ સોંપી સ્વતંત્રી કરી ચાલ્યા જવામાં વયની અપરિપકવ
તાના દુરૂપયોગનો મહાન ભય લાગતો હતો. એજ ભય ત્હેને પોતાની
ઇચ્છામાં પ્રતિરોધ કરી રહ્યો હતો. જો કે મુકતા પ્રત્યે ત્હેને સંપૂર્ણ
વિશ્વાસ હતો. એ વિશ્વાસ સંપાદન કરવામાં મુક્તાએ એવીતો અપૂર્વ
સ્ત્રી ચરિત્રની ચાલાકીનો ઉપયોગ કર્યો હતો, કે મુકતા અયોગ્ય વ્યવ-
હારનું આચરણ કરે એવી રત્નલક્ષ્મિને કલ્પના સરખી પણ થવા
ન પામે. એક સ્ત્રીએ સ્ત્રીનેજ પોતાના સ્ત્રી ચરિત્રથી ભૂલાવો ખવરા-
વવાની નિપુણતા દર્શાવવી, એ સાધારણ નથી. બલ્કે કોઇકજ સ્ત્રી-
ઓમાં એવી નિપૂણતા હોય શકે છે. મુકના એ વર્ગમાંહેની એક હતી,
એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. મુકતાની આવી નિપુણતા
જ રત્નલક્ષ્મિના અનન્ય ભાવનું કારણ થઇ પડી હતી. અમુક સમ-
યની પોતાની ગેર હાજરી હોત, તો તો આવી શંકા ઉદ્દ્ભવવાનો સંભ-
વજ ન્હોતો. પરંતુ હમેશને માટે ત્હેને સ્વતંત્ર બનાવી જવામાં કંઇક અ-

નિષ્ટ પરિણામ આવવાની ભીતિ રહ્યા કરતીહતી. સ્ત્રીઓને સ્વતંત્રત રહેવા દેવાની પોતાના ધર્મ શાસ્ત્રની આજ્ઞાથી તે અજ્ઞાન ન્હોતી. સ્ત્રીઓની પવિત્રતાનું રક્ષણ કરવા ખાતર એક શિરછત્રની ખાસ અગત્ય છે એટલું એ સારી પેઠે સમજતી હતી. અર્થાત સ્ત્રીને અંકુશમાં રાખવા એક આજ્ઞાધિકારીની આવશ્યક્તા છે એટલું તે પોતાના અનુભવથી જોઇ શકતી હતી. તેથી મુક્તાની સ્વતંત્રતાને પણ અંકુશમાં જ રાખવા યોગ્યતા વીચારી, કયા પાત્રની નિયોજના કરવી, એ વિચાર થઇ પડયો. મુક્તાની પવિત્રતા જળવાવી શકે એવું કોઇ પણ પાત્ર ત્હેની દ્રષ્ટિમાં આવ્યું નહિ. કેટલોક વખત જૂદા જૂદા પાત્રો દ્રષ્ટિએ ચડયા, પણ તેમાં જૂદા જૂદા અવગુણોનો અંશ જણાતાં પુન. એજ વખતે અલગ કરી દેવા પડયા. પોતાને જોઇએ તેવું કોઇ પણ પાત્ર કેટલોએક વિચાર કરતાં સૂધી મળી શકયું નહિ. એટલે પુનઃ ચિંતાની જાગૃતિ થવા લાગી. પરંતુ એ ચિંતા વધુ વખત ટકી શકી નહિ. એમ ત્હેની પ્રસન્ન મુખ મુદ્રા પરથી જણાય આવ્યું. ત્હેને જોઇએ તેવા અનુકુળ પાત્રની પ્રપ્તિ થઇ ચૂકી હોય તેમ ત્હેના ઉલ્લાસથી પ્રત્યક્ષ થવા લાગ્યું. તે પાત્ર, વાચકોને વિદિત કરવાની જરૂર નહિ રહેશે કે તે દેવેન્દ્ર જ હતો. રત્નલક્ષ્મિએ મુક્તાની પવિત્રતા અને સદાચરણનું જ સેવન કરવાની સંભાળ રાખનાર તરીકે દેવેન્દ્ર જ ત્હેને સર્વ પ્રકારે અનુકુળ જણાયો. અને એજ વખતે તે ત્હેની જ નિયોજના પણ કરી ચૂકી. સંતપ્ત હૃદય હવે શાંત થયું. મુક્તાનો ભય સર્વથા નષ્ટ થયો. માત્ર પ્રભાતમાં જ ત્હેને બોલાવી સર્વ સૂચના આપી મુક્તાને પણ યોગ્ય સલાહનો બોધ આપી આવતી કાલેજ પ્રયાણ કરવા નિશ્ચય કરી શાંત નિદ્રાનો અનન્ય ઉપભોગ કરવા લાગી.

સંસારની તિવ્ર અગ્નિથી વિમુખ થવા ઇચ્છનાર રત્નલક્ષ્મિપર નિદ્રા દેવી પ્રસન્ન થઇ રહી હોય તેમ, અલ્પ સમયમાં જ ગાઢ નિદ્રાએ ત્હેને પોતાના પક્ષમાં લઇ લીધી. હૃદયની પ્રસન્નતામાં આરામ ખુરશી પર પડી રહી તેનું ભાન પણ રહી શકયું નહિ. પ્રભાત થયું તે પહેલાં જ ઉઠી નિત્ય નિયમાનુસાર સર્વ કર્મ ધર્મથી પરવારી દેવેન્દ્રને બોલાવવા માણસ મોકલ્યું. દેવેન્દ્ર આવી પહોંચ્યો પરંતુ કોઇ દિવસ નહિ અને આજ આમ પ્રભાતમાં જ બોલાવવાનું કારણ ત્હેના સમજવામાં ન આવી શકતાં મનમાં બહુજ ગભરાવા લાગ્યો. શું, મ્હારૂં ગુપ્ત કાર્ય

કોઇએ પ્રકાશમાં તો નહિ લાવી મૂકયું હોય! આવો ભય થવા લાગ્યો. પણ મ્હારી હાજરીમાં કોઇ જ હાજર ન હતું. શું, કોઇએ છૂપાઇને તો એ ચેષ્ટા નહિ જોઇ હોય! અથવા સુંદરલાલે તો કાંઇ આડું અવળું નહિ ભરાવ્યું હોય! આવી જૂદી જૂદી ચિંતા થવા લાગી પાપી હૃદયને પાપનો પ્રકાશ થતાં પહેલાં કુદરત જ ડરાવે-ગભરાવે છે; એ કુદરતી જ નિયમ છે. મ્હોં ઉપર પ્રથમથી જ શ્યામતા ફરી ફળે છે. આંખ્યો સાવ ફીક્કી પડી જાય છે. શરીરમાં શિથિલતા થવા ઉપરાંત આખા શરીરનો રંગજ બદલાઈ જાય છે. સત્ય હૃદયની સમક્ષ અસત્ય હૃદયને ઉચ્ચાર કરવા જેટલી શકતી પણ રહી શકતી નથી. કુદરતનો આવો નિયમ ધર્મથી વિરૂદ્ધ વર્ત્તનાર સર્વ પ્રાણીપર એક સરખી સત્તા ચલાવે છે.

એવી સત્તાના પ્રભાવ તળે દેવેન્દ્ર દબાઈ ગયો. પરંતુ વિપુલ બુદ્ધિએ એક નવીન માર્ગ સૂઝાડયો. કંઇપણ પ્રકાશ થયા પહેલાં મુખારવિંદ કરમાવા ન દેવું, તેમજ જતાં સાથેજ અત્યારમાં બોલાવવાનો સ્મિત હાસ્યપુર્વક પ્રશ્ન કરવો. આવો વિચાર દેવેન્દ્રે આવતાંની સાથેજ અમલમાં મૂકયો.

કેમ, માજી! અત્યારમાં આ સેવકને શી આજ્ઞા છે?

રત્નલક્ષ્મિ, દેવેન્દ્રના આવા વિવેકથી દિનપ્રતિદિન વધારેને વધારે દબાયા જ જતી હતી. આજ પણ આટલી નમૃતા જોઇ મનમાં બહુજ પ્રસન્ન થઇ. સર્વની પ્રીતિ સંપાદન કરવાને નમૃતા અને નિસ્પૃહા એ આ દુનિઆમાં એક મહાન અમૂલ્ય સાધન છે. દેવેન્દ્રનો નિસ્પૃહી સ્વભાવ રત્નલક્ષ્મિને એટલો બધો પ્રસન્ન આવી ગયો હતો. કે તે ત્હેને પોતાના બાળક પેઠેજ સમજી રહી હતી. પોતે સોંપવા ધારેલું કાર્ય એ પરિપૂર્ણ રીતે પાર ઉતારશે, એવી ત્હેને હૃદયમાં દૃઢ ભાવના હતી. તેથીજ તે ત્હેને અનુકુળ જણાયો, અને અત્યારમાં બોલાવ્યો. પોતે આજ સૂધી કોઇ દિવસ ત્હેને આજ્ઞાર્થભાવે કશું કહ્યુંજ ન્હોતું. છતાં આજે ત્હેને આજ્ઞાર્થ સ્વરૂપમાંજ કહેવાનો પ્રસંગ આવ્યો.

દેવેન્દ્ર! આજ સૂધી મ્હેં ત્હને કોઈ વખત આજ્ઞાર્થરૂપમાં કંઇ

કહ્યુંજ નથી. છતાં આજે તો મ્હેં ત્હને એક ખાસ આજ્ઞા માટેજ અત્યારમાં બોલાવ્યો છે.

દેવેન્દ્રને આ શબ્દોમાં કંઇક ગૂઢાર્થ રહેલો હોય તેમ જણાતું હતું. પરંતુ પોતાની ધારણા અનુસાર હોય તેમ જણાતું ન્હોતું. કારણકે રત્નલક્ષ્મિના મુખમંડળ ઉપર કોઇ પ્રકારના ક્રોધને બદલે માત્ર આનંદનીજ રૂપરેખાઓ સ્ફુરાયમાન થતી જણાતી હતી. તેથી કિંચિત્ અંશે ત્હેને પોતાની ભીતિ ઓછી થવા પામી.

જો કે સાંભળીને ત્હું આશ્ચર્ય પામીશ. પરંતુ મ્હને વિશ્વાસ છે કે ત્હું મ્હારી આજ્ઞાનું પાલન કર્યા સિવાય રહીશ નહિ.

આજ્ઞાને આધિન છું. મરણ પર્યંત જે કહેશો તે કરવા તૈયાર છું. દેવેન્દ્રે પોતાના વિશ્વાસમાં વિષેશ દ્રઢતા કરાવી.

સ્હાબાશ છે ! હું એવાજ જવાબની આશા રાખી રહી હતી. રત્નલક્ષ્મિએ પોતાની આજ્ઞાને આધિન કરતાં જણાવ્યું. સંસારથી હું સર્વથા કંટાળી ગઇ છું. મ્હારા કોઇપણ પ્રકારના દુઃખને લીધે નહિ, પરંતુ ક્ષણભંગુર સંસારની મિથ્યા લોલુપ્તાના આવેશથીજ જગત મિથ્યા છે, અન્ય સર્વ મિથ્યા છે; આપણે મિથ્યા છીએ, આપણી ભાવનાઓ મિથ્યા છે, એવો મ્હારો નિસંશય સિદ્ધાંત બંધાઇ ચૂકયો છે.

તાજુબ થાઉં છું અને આનંદ પામું છું. આટલા શબ્દો દેવેન્દ્ર પોતાના આશ્ચર્યમિશ્રિત ભાવોની કરચલીઓ યુક્તમુખ મંડળે રત્નલક્ષ્મિ પ્રત્યે જોઇ બોલ્યો.

બંન્ને સંભવિત છે. મ્હારા મરણ સ્વપ્નમાં પણ આવો વિચાર સૂઝશે, એ કોઇજ ન માને એવી મ્હારી કર્મ કથા છે. પરંતુ તે સાથે હવે મ્હને કંઇજ સંબંધ નથી.

એટલે, શું સર્વ પરિત્યાગ કરવા ઇચ્છો છો ? દેવેન્દ્રે કિંચિત્ ઔદાસિન્યતા સાથે પૂછયું.

એક વસ્તુ વ્યર્થ અને દુઃખકારક જણાયા પછી એવું કોણ મૂર્ખ હોય કે ત્હેની જરા જેટલી પણ અપેક્ષા કરે ! સંસાર મ્હને એક વેરી જેવો ભાસે છે, વેરીને જીતી ન શકાય, તો તેથી દૂર થવું એ નીતિ છે.

ત્હું તો સમજુ છો, ત્હને શું સમજાવવું પડે ! રત્નલક્ષ્મિએ પોતાના નિશ્ચય સાથે દેવેન્દ્રની પ્રશંસા કરી.

ત્હમ સરખાના પુન્ય પ્રભાવે યતકિંચિત્ વિદ્યા સંપાદન કરવા હું ભાગ્યશાળી થયો છું. તથાપિ સંસારિક બાબતોમાં હું વિષેશ અનુભવ ન ધરાવી શકું, એ સ્વાભાવિક છે. વારૂ ! પણ ત્હમે મ્હને જે આજ્ઞા કરવા માંગો છો તે શા છે ? દેવેન્દ્રે ઉત્સુકતાપુર્વક પૂછ્યું.

હું સંસારનો પરિત્યાગ કરવા ઇચ્છું છું, તેમાં મુંબઇનો સમાવેશ સ્હેજેજ થઇ જાય છે. હું હવે સર્વ તજી દઇ કોઇ શાંત સ્થળે ચાલી જવા માગું છું. એવા શાંત સ્થળમાંજ ભવિષ્યના જીવનનો વ્યય કરવો એવો દ્રઢ નિશ્ચય પણ કરી ચૂકી છું.

એવો નિશ્ચય કરવા પહેલાં કરવો ઘટે એવો એક વિચાર ત્હમે પૂર્ણપણે નથી કર્યો એમ મ્હારે કહેવું પડે છે. હું મ્હારી બુદ્ધિ અને અનુભવથી જોઇ શકું છું કે હાલ તુરત કેટલોએક વખત સૂધી ત્હમારે ત્હમારો નિશ્ચય ફેરવવો એ વધારે ઇષ્ટ છે.

સંસારિક ઇષ્ટ સાથે હવે મ્હને જરાએ સંબંધ રહ્યો નથી એતો મ્હેં પ્રથમ જ જણાવી દીધું છે. તે ઉપરાત ત્હૃં જે કહેવા માગે છે તે સંબંધે પણ મ્હેં પૂરતો વિચાર કરી રાખ્યો છે. એટલે ત્હું જે ભવિષ્યના ભયની સૂચના આપે છે, તેથી પણ હું તો સાવ મુક્ત જ થઇ બેઠી છું.

હું જે ભય બતાવું છું તે હું નથી ધારતો કે વિચાર કર્યા વગરનો જ હોય ! મુક્તા બ્હેનનું વય હજુ જોઇએ તેટલું પ્રૌઢ નથી. અને એટલા પુરતા એમના વિચારો પણ પ્રૌઢ નહોય એ બનવા યોગ્ય છે. આ ઉપરથી એટલું જોઇ શકાશે કે એમને કિંચિત્ અંકુશમાં રાખનાર કોઇની અગત્ય છે. એ અગત્ય પૂરી પાડનારૂં આપણી પાસે કોઇ જ સાધન હોય એમ મ્હને જણાતું નથી. એથી ભવિષ્યનુ પરિણામ દુઃખદ ન નીવડે ત્હેની પૂરતી સંભાળ રાખવી એ ત્હમારી ફરજ છે. મ્હારી બુદ્ધિને જે જણાઇ આવે છે તેટલું હુ તો સ્પષ્ટ જણાવી દઉં છું પછી તો ત્હમારી ઇચ્છા ઉપર આધાર છે. દેવેન્દ્રે ભવિષ્યની ભીતિનું દિગદર્શન કરાવ્યું.

દેવેન્દ્ર ? ત્હેંજે ભવિષ્ય કથન કર્યું, ત્હેનો મ્હેં પૂર્ણપણે વિચાર

કરી રાખ્યો છે. જે શંકા ત્હેં દર્શાવી તેજ શંકા મ્હારા વિચાર પૂર્વે જ ઉપસ્થિત થવા પામી હતી. પરંતુ હું ત્હેનું નિરાકરણ કરી ચૂકી છું. મુક્તાને હમેશાં સારી સલ્લાહ આપનાર અને યુક્તિપુર્વક અ-કુશમાં રાખનાર એક પાત્ર હું મેળવી ચૂકી છું.

અડચણ ન હોય તો તે મ્હને પણ જણાવશો, એવી મ્હારી પ્રાર્થના છે. દેવેન્દ્રે જીજ્ઞાસાથી પૂછ્યું.

તે પાત્ર બીજું કોઇ જ નથી. પરંતુ મ્હારી સમક્ષ સ્થિત થયું છે તેજ છે, અર્થાત ત્હું પોતેજ છો. રત્નલક્ષ્મિએ ભેદ ખુલ્લો કરતાં જણાવ્યું. દેવેન્દ્ર એ સાંભળી સાવ આભા જેવો જ બની ગયો હૃદયમાં કંઇક આનંદનો ઉત્કર્ષ થયો. છતાં તેને છૂપાવ્યો. કારણ કે પોતે રત્નલક્ષ્મિને સાવ ભોળી ન્હોતો સમજતો કપટની તો એ પરિસિમાજ હતી. તેથી એવો પણ વિચાર સ્ફૂર્યો કે મ્હારા ભેદની કંઇ જાણ થતાં આટલી સરલતા, નમૃતા, અને પ્રેમભરી ભાવના યુક્ત રચાતો આ પ્રપંચનો ખેલ તો નહિ હોય! ગુપ્તરૂપે પાછળની મ્હારી ચેષ્ટા અવલોકવા તો આ માર્ગ ગ્રહણ નહિ કર્યો હોય? કદાચ તેમ પણ હોય ! તો હું કયાં એવો અસાવધ માણસ છું, કે એ એની યુક્તિમાં મ્હને ફસાવી જાય ? પણ, એમ બની શકવા સંભવ નથી. થોડા પણ મ્હારા અનુભવથી હું જાણી શકું ત્યાં સૂધી મ્હારી એ કલ્પનાની સત્યતાનો સર્વથા અભાવજ સંભવે છે. છતાં હૃદયનો જ્યાં સૂધી ઉદ્દેશ જોઇ શકાય ત્યાં સૂધી જોવાનો પ્રયત્ન કરવો એ અયોગ્ય નથી. દેવેન્દ્ર આ પ્રમાણે મન સાથે દ્રઢતા કરી વિનય યુક્ત વદને રત્નલક્ષ્મિ પ્રત્યે સંભાષણ કરવા લાગ્યો.

હૃદયના અત્યંત ભાવને અંગે એક મહાન કાર્યમાં મ્હને સંયોજો છો, પરંતુ એ મહદ્ કાર્યને હું કિંચિત્ અંશે પણ યોગ્ય હોઉં એ મ્હારી માન્યતાજ નથી. ત્હમારી આજ્ઞા શિર સાટે સ્વીકારવાને સેવક સદાને માટે તૈયાર છે. પરંતુ આ કાર્ય એક પરિપકવ બુદ્ધિવાળા વયોવૃદ્ધની યોગ્યતાનું છે. માટે એ સંબંધે હજુ પૂર્ણ વિચાર કરવાની બહુ જરૂર છે.

વિચાર કરીનેજ કથન કરવામાં આવ્યું છે.

**गुणाः पूजा स्थानं गुणिषु न च लिङ्गं न च वयः ॥**

ધર્મના પ્રતિબંધને સમજનારની અધર્મમાં પ્રગતિ ન થવા પામે, એ હું સારી પેઠે સમજુ છું. વિદ્યારૂપ શિતળ ચંદ્રિકાનો ભોગી અધર્મના પ્રચંડ તાપમાં ન ઝંપલાય, એ મ્હારી પૂર્ણ ખાત્રી છે; અને તેથીજ સંસારિક દ્રષ્ટિએ મહાન ગણાતા કાર્યરૂપ પર્વતનું સંરક્ષણ કરવા અને પોતાની પવિત્રતાના આભુષણથી નિરંતર સુશોભિત રહી સર્વનું આકર્ષણ કરે તેવી રીતે સુહાવવા ન્હાના શિખરરૂપે તેના પર હું ત્હારી સ્થાપના કરૂં છું. દેવેન્દ્ર, મ્હેં પુખ્ત વિચાર નથી કર્યો, એવી માન્યતાજ ત્હારે ત્હારા હૃદયમાંથી કાઢી નાંખવી; અને વયની અપકવતા છતાં પરિપકવતાનું દૃષ્ટાંત જગતને દેખાડી આપવું. એવી એક જનની પોતાના પુત્રને આજ્ઞા કરે તેમ હું ત્હને આજ્ઞા કરૂં છું. અને મ્હને ખાત્રી છે કે ત્હું એક પુત્ર તરીકે તેનું યથાર્થ પરિપાલન કરીશ. જા, મ્હારી આશિષ છે કે ત્હારી તરૂણ વયમાં જગતબિંદુ ત્હને વૃદ્ધ વયના સદ્‌વિચારોનો ઉત્તમ માર્ગ બતાવશે. ત્હારા પવિત્ર હૃદયમાં એવા પવિત્ર વિચારોનીજ પ્રણાલિકા ઉઘાડશે. રત્નલક્ષ્મિએ પોતાના વાત્સલ્યભાવે દેવેન્દ્રને આશિશ આપતાં જણાવ્યું.

સત્ય પ્રેમ અને નિસ્વાર્થિ પ્રેમ કોને વશ નથી કરી શકતો ! સ્વાર્થનો સર્વથા અભાવ થઇ જતાં કોણ પાષાણ હૃદયનો હોય કે પ્રેમાશ્રુ નથી વરસાવી શકતો! વિશુદ્ધ હૃદયની પવિત્ર ભાવના સ્ફુરતાં કોણ મંદ બુદ્ધિ હોય, કે નથી ખેંચાઇ શકતો ! અર્થાત સર્વ વશ થાય છે, અશ્રુ વરસાવે છે અને આકર્ષાય છે. જડબુદ્ધિના પશુઓ પણ મમતાળુ માલીકની મમતામાં મુગ્ધ બની જાય છે, ત્યારે વિચારશીલ અને પ્રેમનો પરિપૂર્ણ જ્ઞાતા આપણી નવલકથાનો નાયક દેવેન્દ્ર રત્નલક્ષ્મિના ભાવમાં લુબ્ધ બની જાય એમાં આશ્ચર્ય જ શું હોય ?

રત્નલક્ષ્મિના નીકળેલા સઘળા ઉદ્‌ગારો દેવેન્દ્રને નિષ્કપટી જ અર્થાત હૃદયની લાગણીના જ જણાયા. એથી દેવેન્દ્રના નેત્રો ત્હેનીં પ્રત્યે અપ્રતિમ પ્રેમભાવથી વિલોકી રહ્યાં. હૃદય એક પ્રકારનાં મહદ પરિતાપથી પીડાવા લાગ્યું. ઝેરી પ્રાણીના ડંશથી પણ એ પરિતાપ અધિક પીડવા લાગ્યો. મુખ મંડળ તેજ હીન બની ગયું. શરીરમાં સર્વત્ર શિથિલતા પ્રસરી રહી. એ દર્દનું પ્રાબલ્ય એટલું બધું વધી પડયું હતું કે દેવેન્દ્રને તેની કોઇ જ ઔષધી જણાતી ન્હોતી તે પોતાના મનમા બડબડવા લાગ્યો. દૈવ ? કેવો અનન્ય ભાવ ? જનનીતુલ્ય કેવો

પ્રસંશનિય પ્રેમ ! અકારણુ અપૂર્વ ઉદ્‌ભવતી શુદ્ધ ભાવનારૂપ, સુવર્ણુ પાત્રમાં મ્હેં દુષ્ટે લોઢાની મેખ મારી ? અનન્ય ભાવની કંઈપણ કીંમત ન જાણી !' 'પ્રસંશનિય પ્રેમમાં કપટની જાળ પ્રસારી ?' મરણુપર્યંત ન ડગે એવા હૃદયની દ્રઢતા તજી દીધી ! વિશુદ્ધ હૃદયના વિશુદ્ધ વિચારો અગ્રાહ્ય આચારમાં ફેરવાઈ ગયા. આ પ્રમાણે પોતાની વિશુદ્ધતાનું ભાન થતાં દેવેન્દ્રને અનિવાર્ય પશ્ચાતાપ થવા લાગ્યો. મનમાં થવા લાગ્યું કે-**कामांधो नैव पश्यति** એ સૂત્ર મ્હારે માટ તો અક્ષરે અક્ષર સત્ય નીવડયું. હવે વિચારવાનો પ્રશ્ન એ થઈ પડે છે કે મ્હારી ઉપર મૂકવામાં આવતા વિશ્વાસનું મ્હારે શી રીતે પરિપાલન કરવું ! જે કાર્ય સોંપવામાં આવે છે તેનો તો પ્રથમથીજ ધ્વંશ થઈ ચૂક્યો છે. એટલે એ કાર્યની યોગ્યતા તો મ્હેં પ્રથમથી જ ગુમાવી દીધી છે. ત્યારે શું અત્યારે મિથ્યા વચન આપી સંતોષ આપવો એ ઉત્તમ થઈ પડશે ! ના ! ત્યારે, આજ્ઞા અમાન્ય કરવી એ ઇષ્ટ ગણાશે ! ના ! જ્યારે આમ બન્ને માર્ગ રોધિત થઇ ગયા છે, ત્યારે ત્રીજો કયો માર્ગ ગ્રહણુ કરવો એ મ્હારી ક્ષિણુ થઈ ગયેલી બુદ્ધિને કંઇજ સુઝી શકતું નથી. અફસોસ ! દેવેન્દ્ર ત્હારા ભાગ્યમાં આવું ન હોવુ જોઇએ ! પવિત્ર હૃદયમાં અપવિત્ર વાસનાનો ઉદ્‌ભવ થતાં મહાબ્રહ્મજ્ઞાની પણ જ્ઞાનથી ચલિત થઈ જાય, તો ત્હું એક અજ્ઞાની અજ્ઞાનના ઉડા ખાડામાં અટવાયા કરે એમાં આશ્ચર્યજ ન હોય. પરંતુ આવા વિચાર આ સમયે શા સિદ્ધિસૂચક છે, અત્યારે તો એજ વિચાર યોગ્ય છે કે કોઇપણુ પ્રકારે રત્નલક્ષ્મિની મનોવૃત્તિને ન દુખાવા દેવી, અને એ, એની આજ્ઞા માન્ય કરવા સિવાય બનવુંજ અશકય છે. માટે હાલ તુરત તો સમયને અનુસરવા સિવાય સર્વ નિરર્થક છે. જોકે આ સંકલ્પ મ્હને ભવિષ્યમાં મહાન આપત્તિરૂપ થઇ પડશે. ત્યારે ભાવિની એવીજ ઇચ્છા હશે એમ સમજી મન મનાવી લઇશ. આવો સંકલ્પ કરી દેવેન્ રત્નલક્ષ્મિ પ્રત્યે વિનિત ભાવે જણા-વવા લાગ્યો.

એ મહાન કાર્યમાં મ્હને સંયોજવાની ત્હમારી ઇચ્છા અને આજ્ઞાજ છે, તો તે હું ઘણી હોંશ અને હિંમ્મતથી સ્વીકાર કરવા તૈયાર છું. ત્હમારી આજ્ઞાનો મરણુ પર્યંત લોપ તો મ્હા-રાથી થઈ શકવાનો નથી, એતો હું ત્હમને જણાવીજ ચૂક્યો

છું. માતા તુલ્ય વાત્સલ્ય ભાવે ત્હમે જે આજ્ઞા ફરમાવી તેનું પરિપૂર્ણ પાલન કરી શકવા જેટલી શક્તિ પામવા હું પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરૂં છું. 'માતા' અત્યારે મારા હૃદયમાંથી સ્વાભાવિકજ શબ્દ નીકળી જાય છે. દેવેન્દ્રે ગદ્‌ગદિત મુગ્ધ કંઠે જણાવ્યું કે આજ સૂધી સમસ્ત મનુષ્ય વ્યક્તિમાં એવીજ માન્યતા સ્ફુરેલી છે કે સમસ્ત વૈભવવાળી સૃષ્ટિમાં સર્વસ્વ પ્રાપ્ત થઈ શકે છે પરંતુ મૃત્યુવશ થયેલાં માતપિતા કોઇ સ્થળે મળી શકતાં નથી. આવી માન્યતા સર્વની છે, અને મ્હારી પણ હતી. પરંતુ મ્હને જણાવવાને આજે અત્યંત હર્ષ થાય છે કે મ્હારી એ માન્યતા સમૂળ નાશ થવા પામી છે. અને મરણપર્યંત અપ્રાપ્ય વસ્તુ જે અનન્ય વાત્સલ્યભાવ ધરાવનારી જનની, તે હું આજ આમ એકાએક સરલતાથી પ્રાપ્ત કરી શકવા મહાન ભાગ્યશાળી નીવડયો છું. માતા ! અત્યારે મ્હારા હૃદયનો હર્ષ હૃદયમાં સમાઇ શકતો નથી. હું અંતઃકરણથી અને ઇશ્વરની સાક્ષીએ સત્યજ કહું છું કે આવા આનંદની ઘડી મ્હારા આખા જન્મમાં આ પહેલી જ છે, અને તે પહેલી જ રહેશે. ભવિષ્યમાં આવા આનંદનો સમય પ્રાપ્ત થવા માટે ખરેખર શંકા જ છે. માતા ! અત્યારે હું આવા આનંદમાં છું પરંતુ મ્હારા હૃદયમાં એક પ્રકારની બહુ જ ગ્લાની પ્રસરી રહી છે. તે એવા પ્રકારની છે કે મ્હારાથી ત્હમોને જણાવ્યા વગર રહી શકાય તેમ નથી. દેવેન્દ્ર એટલું કહી થોડીવાર મુગ્ધ બની રહ્યો.

હૃદય, હૃદયનું સાક્ષી છે એ હું હવે કંઈક અનુભવી શકવા પામી છું. રત્નલક્ષ્મિ દેવેન્દ્ર પ્રત્યે કંઇક સ્મિત વદને બોલી. હું ધારૂં છું કે બહુ અંશે હું માની શકું છું તેજ પ્રકારની આ શંકા ત્હારા હૃદયમાં ઉદ્‌ભવવા પામી હશે. તો પણ તેની સત્યતા જાણવા ખાતર કહે, કયા પ્રકારની ગ્લાની ત્હને દુભવી રહી છે ? રત્નલક્ષ્મિએ સ્નેહાર્દ્રથી પૂછ્યું.

દેવેન્દ્રનું હૃદય આ સમયે બીલકુલ નિષ્પાપ બની ગયું હતું. તેથી એવા દ્રઢ નિશ્ચય ઉપર આવ્યો હતો કે ખાસ ગુપ્ત રાખવા સિવાય અન્ય સર્વ જણાવવા જરાએ સંકોચાવું નહિ. આવા દ્રઢ નિશ્ચયે જ ત્હેને પોતાનું હૃદય વ્યક્ત કરવા ઉદ્યુક્ત કર્યો. બહુજ ધીમા પણ નમ્ર અને મધુર સ્વરે જણાવવા લાગ્યો.

મ્હારા અંતરમાં જે ઉપાધિએ નિવાસ કર્યો છે તે તે છે કે, મ્હેં ત્હમારી આજ્ઞા તો ઉઠાવી. હું ઇચ્છુ છું કે ઇશ્વર મ્હને એ આજ્ઞા પરિપૂર્ણ પાળી શકવા જેટલો શક્તીવાન બનાવે. પરંતુ દૈવયોગે માણસ-જાત ભૂલને પાત્ર છે એવા જ કંઈક અણધાર્યા સંજોગો વચ્ચે હું મૂકાઇ જાઉં; એટલે ત્હમારી આજ્ઞાનું કે મ્હેં ઉચ્ચારેલા શબ્દોનું યથાર્થ પરિપાલન કરવામાં હું અશક્ત થઇ પાં, તે વખતે હું એક મહા પાપાધિકારી બની જાઉં એ નિઃસંશયાત્મક છે. એ પાપના મહા પ્રાયશ્ચિતે પણ હું મુક્ત થવા ન પામું એ ભીતિ આ વખતે મ્હારા હૃદયને અત્યંત ઉકળાવી રહી છે. દેવેન્દ્ર ગદ્‌ગદિત કંઠે છેલ્લું વાક્ય પૂરૂં કરી ધરણી તરફ દ્રષ્ટિ ઢાળી રહ્યો.

રત્નલક્ષ્મિ જરા વિચારમાં પડી જણાવવા લાગી. બેટા ! ત્હારી એ શંકા અસત્ય નથી, એટલું હું સારી પેઠે સમજી શકું છું; અને તેથી જ કહું છું કે માણસ જાતથી થતી ભૂલ ત્હારાથી થવા પામે ત્હેને માટે ત્હું ત્હારા અને મ્હારા બન્નેના વચનથી મૂક્ત છો. હું ત્હને એવા પ્રાયશ્ચિતથી અલગ રાખું છું. તથાપિ એટલું જણાવું છું કે કોઇ પણ પગલું ભરતાં પહેલાં બહુ જ વિચાર કરજે; હિતાહીતની સંભાળ રાખી, અંતરમાં ઇશ્વરનો ભય રાખી પછી જ કાર્યનો આરંભ કરજે. હું અત્યારે ત્હને જે શિખામણ આપું છું તે પ્રમાણે અમે નથી વરત્યાં તેનું પરિણામ આજે ભોગવીએ છીએ. ઇશ્વરના ભય વિના આચરેલાં આચરણોનો અન્યાય આજ અમોને રીબાવે છે. આજે પ્રત્યક્ષ જ જાણી શકાય છે કે એ અમારા કર્મનું જ કારણછે. તેથીજ ત્હને અત્રે વિચરેલા વિકટ માર્ગમાં ન વિચરવાની સલ્લાહ આપું છું. એક અનુભવીની શિક્ષા છે એવું સમજી દેવેન્દ્ર ! સત્ય પંથે પળીશ તો નક્કી સમજજે કે ત્હારો જન્મ સુખાનંદમાંજ વ્યતીત થશે. પછી તો ભાવિ પ્રબળ છે. રત્નલક્ષ્મિએ કંઈક છૂટ–ઇશ્વરનો ભય અને કંઈક સ્વાનુભવનું દિગ્‌દર્શન કરાવ્યું.

દેવેન્દ્ર એક પ્રકારના બંધનમાંથી છૂટયો, તેનો હર્ષ પણ થવા લાગ્યો છતાં તે હૃદયમાં જ છૂપાવ્યો.

માતા ! ત્હમારા અનુભવના શબ્દો હું અંતઃકરણથી અંગિકાર કરીશ એ વિષે બીલકુલ બેફીકર રહેશો. ઉચ્ચારેલા શબ્દોને અંત પર્યંત વળગી રહેવાને જરા પણ ધૈર્ય તજીશ નહિ. પરંતુ ભાવિની પ્ર-

બળતા મનુષ્યથી નથી જાણી શકાતી. એટલેજ એ શંકા ઉદ્દભવી અને ત્હમને નિવેદન કરી હવે મ્હારા કાર્યની ત્હમો જરાએ ચિંતા ન કરતાં બીજા કામ પ્રસંગે ખુશીથી ગુંથાવ. મ્હને કાંઇ કાર્ય સોંપવું હોય તો ખુશીથી સોંપો. દેવેન્દ્રે પોતાના સર્વ કાર્યની પૂર્ણાહુતિ કરતાં જણાવ્યું.

ત્હને બીજું કોઇ જ કાર્ય સોંપવાનું નથી. ત્હું ત્હારે ત્હારૂં કંઇ કાર્ય આટોપવું હોય તે આટોપી એકાદ બે કલાક પછી શાંતિથી આવજે. ત્યાં હું મ્હારૂં બીજું કેટલુંએક કાર્ય પતાવી લઉં છું. રત્નલક્ષ્મિએ દેવેન્દ્રને રજા આપતાં કહ્યું. આજ્ઞા મળતાં દેવેન્દ્ર પોતાના કાર્યપરત્વે વિદાય થયો. અને રત્નલક્ષ્મિ થોડી વાર એકાંતમાં પડી. દેવેન્દ્રની સરલતા, શુદ્ધતા અને વાક્‌પટુતાના મુગ્ધ કંઠે વખાણ કર્યાં. દેવેન્દ્રને કહેવા જેટલું તો સઘળું કહેવાઇ ચૂકયું છે. ત્હેને હવે કાંઇ વિશેષ સૂચના આપવા જેવું તો કંઇ રહ્યું નથી માત્ર મુક્તાને એ યોગ્ય શિખામણના શબ્દો સંભળાવવા બાકી છે. એટલું કામ આટોપાયા પછી પ્રવાસની વ્યવસ્થામાં પડું. આવો વિચાર કરી મુક્તાને બોલાવવા એક અનુચરને આજ્ઞા કરી.

વાંચનારને જણાવવું જરૂરનું થઇ પડશે કે સુંદરલાલના નિમંત્રણે દેવેન્દ્ર ત્યાં જવાનો હતો ત્હેને કોઇ પણ પ્રકારના પ્રતિબંધે ત્યાં જવાની અટકાયત કરવાના અવનવા: ઘાટમાં મુકતા:સંધ્યાકાળથી જ નિમગ્ન બની રહી હતી. દેવન્દ્રને ત્યાં જતો જો ન અટકાવી શકે તો સુંદરલાલ અનેક પ્રકારે ત્હેના કાન ભભેરી ભૂત કરી નાખતા પોતાના શરૂ થતા પ્રેમમાર્ગમાં મહાન વિઘ્ન આવી પડવાની દહેશતે મુક્તાને અનુકંપાવી મૂકી હતી. તેથી દેવેન્દ્રને વ્હેલો અંહિ બોલાવી લેવો, કે અન્ય કોઇ યુક્તિદ્વારા અટકાવી દેવો એવો મનમાં તર્ક ઘડયા કરતી હતી. કેટલોક વિચાર કરી, ત્હેને અહિંજ બોલાવી લેવો એવા નિશ્ચય પર આવી. અને તુર્ત જ પોતાના એક વિશ્વાસનિય પાત્રને અગીઆર કલાકે ત્યાં જવાને યોજી દીધું. પરંતુ તે ત્યાં જઇ પહોંચે તે પહેલાંજ દેવેન્દ્રતો ત્યાંથી વિદાય થઇ ગયો હતો. મુક્તાએ ખિન્ન વદને એ સમાચાર સાંભળ્યા; અને હૃદયમાં અનેક પ્રકારની ચિંતાનું પરિવર્તન થવા લાગ્યું. કયારે ચાર વાગે અને દેવેન્દ્ર આવે ને સાંભળું કે સુંદરલાલે ત્હેને શું સંભળાવ્યું છે ! આમ પશ્ચાતાપ કરતાં કરતાં ચાર વાગ્યા, પરંતુ દેવેન્દ્રના દિદાર તો ન દેખાયાં.

આપણે ગત પ્રકરણમાં વાંચી ગયા છીએ કે દેવેન્દ્ર સુંદરલાલને ઘેરથી પોતાના નિત્ય કાર્યક્રમના આરંભ સારૂ બરાબર ચાર કલાકે રવાના થઇ ચૂક્યો હતો. અર્દ્ધ માર્ગ સુધી તો ત્યાંજ જવાનો વિચાર મક્કમપણે જળવાઇ રહ્યો હતો. પરંતુ સુંદરલાલના શબ્દોએ ત્હેના હૃદયની ડામાડોળ સ્થિતિ કરી મૂકી હતી. ચાલતાં ચાલતાં જાણે સુંદરલાલ સમિપમાં જ હોય અને ઘડી ઘડી એજ શબ્દો સંભળાવતો હોય તેમ ભ્રમ થયા કરતો હતો. એ શબ્દોની અદ્યાપિ પર્યંત બીજી તો કંઇ અસર થવા ન પામી, પણ હૃદયમાં એવી સજ્જડ શંકાનો પાયો નંખાયો કે વિચારમાં ને વિચારમાં ત્હેને ત્યાં જવાનું જ સર્વથા વિસ્મરણ થઇ ગયું. પોતે જેને ચ્હાય છે તે પાત્રમાં કલંકની કલ્પનાએ ત્હેના મસ્તિકને મહાન ભ્રમણમાં લાવી મૂક્યું. કેટલીક વારે પોતાને ત્યાં જવાની સ્મૃતિ આવી પરંતુ હૃદયને તે રૂચિકર ન લાગ્યું. જેથી સ્મરણ થવા છતાં ત્યાં જવાનું સર્વથા માંડી જ વાળ્યું. સીધો પોતાને સ્થાન પ્રત્યે જ પ્રયાણ કરી ગયો. ચાર વાગ્યા, સાડાચાર થયા અને પાંચના ટકોરા પણ સંભળાયા છતાં દેવેન્દ્ર આવતો ન દેખાયો ઘડી ઘડી અગાશીમાંથી, બારીમાંથી દૂર દૂર દ્રષ્ટિ ફેંકી જોયા કરે; હમણા આવશે હમણા આવશે એવા કાલ્પનિક તર્કો બાંધ્યા કરે. જોતજોતામાં સૂર્યાસ્ત થવા આવ્યો પણ દેવેન્દ્ર દ્રષ્ટિએ ન પડયો. વાંચનાર ! પ્રેમને વિવશ બની રહેલી, અને પ્રિયના આગમનના આનંદમાં ઝુલી રહેલી એક અબળા પ્રિયના અદર્શને કેટલી વ્યાકુળ થઇ જાય, એ એવાં પાત્રો જ અનુભવી શકે. આપણે બિન અનુભવી ન જાણી શકીએ કે દર્દીને દર્દની કેવી વ્યથા ભોગવવી પડે છે.

મુક્તાવલીનું મન અત્યારે અનેક ભ્રમણામાં અટવાવા લાગ્યું. તે પોતાના મન સાથેજ બોલવા લાગી કે દેવેન્દ્ર આવ્યા ત્યારથી અહિં આવવામાં એક ક્ષણનો પણ વિલંબ થવા દીધો નથી. ચાર વાગ્યા સુધીમાં દર્શનાતુર થઇ રહેલું હૃદય ચાર વાગતાં તો ત્હેનું દર્શન કરીજ ચૂક્યું હોય. આજ જરૂર સુંદરલાલના છાંટા મ્હને ઉડશે એમ નક્કી જણાય છે. આજ ડાબી આંખ પણ મ્હારી ફરકે છે. પ્રભુ ! હજુ શા શા દુઃખ ત્હેં મ્હારે માટે બાકી રાખી મૂક્યાં છે. પણ, આજ આમ આટલી બધી ગભરાય છે કેમ ? હજુ ત્હારાપર ક્યાં કોઇ જાતનું આળ ઓઢાડી દેવામાં આવ્યું છે ? તે સુંદરલાલને ત્યાં

ગયા હશે કે નહિ, તેની પણ શી ખાતરી? કાં કોઇ બીજાજ કામે ન ચડી ગયા હોય? સુંદરલાલને ત્યાં ગયા હોય, ત્હેણે કંઇ સાચા ખોટું ભરાવ્યું હોય તોપણ તે કહેતાંની સાથેજ માની લીએ એવો એનો સ્વભાવજ નથી. જાતે ખાત્રી કર્યા વગર એક અક્ષર પણ સંભળાવે એવી તો એને ટેવજ નથી. તેમ મ્હારે માટે કંઇ ન સાંભળવાનું સાંભળી એને મ્હારૂં મોઢું જોવાની ઇચ્છા ન થાય એ બનવાજોગ જ નથી. મ્હારે માટે કંઇ નવીન સાંભળી એ ઉડતા આવી પહોંચે એવા છે. આજે જરૂર કોઇ એના મિત્ર વર્ગમાં જ રોકાઇ ગયા, અગર તો એવા જ કોઇ કામ પ્રસંગે ચડી ગયા. હું ત્હેને નહિ સાંભરતી હોઉં એમ તો મ્હારૂં હૃદય માને જ નહિ. પરંતુ જ્યારે એનું કાંઇ જ નહિ ચાલી શકયું હોય ત્યારે જ રોકાઈ ગયા હશે. નહિ તો આમ બને જ નહિ. મુક્તા આમ તર્ક ઉપર તર્ક બાંધતાં રાત્રી પડી ગઇ પણ, તેનું ત્હેને ભાન જ રહ્યું નહિ. પોતાના પ્રિયના આગમનની ચિંતા સિવાય અત્યારે દુનિઆ છે કે નહિ તેનું પણ ત્હેને ભાન રહેવા પામી શકયું ન્હોતું. પરિપૂર્ણ પ્રેમ સ્થિતિ અનુભવનારને રાત દિવસનું ભાન રહી શકતું નથી અર્થાત પ્રિયના એક જ વિચાર સિવાય પ્રેમીની સઘળી ઇન્દ્રિઓ બ્હેરી ખોડ જેવી બની જાય છે એ સ્વાભાવિક છે. મુક્તા અત્યારે એવી જ પરિસ્થિતિ અનુભવતી હતી. દાદર પર જરા પણ અવાજ આવતો જણાતો તો તે દેવેન્દ્રના જ પડધાની કલ્પના બાંધી લેતી. પરંતુ તેમાં તેને ઘડી ઘડી નિરાશ થવું પડતું. આમ દેવેન્દ્રની ચિંતાએ ત્હેને અત્યંત અકળાવી મૂકી. ભોજનનો સમય થયો તેનું પણ તેને તો ભાન જ ન્હોતું. એક અનુચરે આવી ભોજન લેવાની વિનંતિ કરી. પરંતુ શોકગ્રસ્ત મુક્તાએ અરૂચી દર્શાવી આવનારને એ જ વખતે વળાવ્યો. નિશાદેવીએ પૃથ્વીપર કાળી ચાદર પાથરી, તેનો પ્રતિબિંબ જાણે મુક્તાના હૃદયમાં પડયો હોય તેમ ત્હેનું હૃદય સાવ શૂન્ય જેવું બની ગયું. દેવેન્દ્રના આગમનની સઘળી આશા નિરાશામાં ફેરવાઇ ગઇ. ચિંતાથી મુક્ત થવા નિદ્રાની અભિલાષાએ બીછાનામાં જઇને પડી. પરંતુ નિદ્રા પણ ત્હેને આજે દેવેન્દ્રની પેઠે પ્રતિકુળ જ નીવડી. આડાંઅવળાં પાસાં ફેરવતાં ફેરવતાં મુશ્કેલીએ પ્રભાત થયું સૂર્યનો પ્રકાશ પડયો, કમળ ખીલ્યાં, પરંતુ બાપડી મુક્તાનું મુખકમળ તો કરમાયલું જ રહ્યું. વૃદ્ધિ પામતા સૂર્ય

પેઠે ત્હેના હૃદયમાં ચિંતા વધવા જ લાગી. મ્લાન મુખે હજુ જ્યાં બિછાનામાંથી ઉઠવાની તૈયારી કરતી હતી ત્યાં જ રમાબાઇ નામની એક ધાટણે આવી જણાવ્યું કે–બાઇ તુમાલા બોલવતે. યેતે, સાંગ. કહી મુક્તાએ ટુંકામાં જ પતાવ્યું. મુખ પ્રક્ષાલન આદિ કાર્યથી પરવારી મુક્તા રત્નલક્ષ્મિ પાસે જવા તૈયાર થઇ.

રત્નલક્ષ્મિએ મુક્તાને શા સારૂ બોલાવી છે, તેનું કારણ જણાવવાની જરૂર રહેશે નહિ. પરંતુ વાચકને એટલું તો જણાવવું જરૂરતું થઇ પડશે કે રત્નલક્ષ્મિએ જેવી રીતે દેવેન્દ્ર પાસે હૃદય ખોલી સર્વ સત્ય જણાવી દીધું તે મુજબ તે મુક્તાને જણાવવા ઇચ્છતી ન્હોતી. તેમ કરવામાં તેનો કંઇક ખાસ ઉદ્દેશ સમાયેલો હતો. વારૂ ! જોઇએ છીએ કે હવે તે મુક્તા પ્રત્યે કેવો વાગ્વ્યાપાર ચલાવે છે.

અલ્પ સમયમાં જ મુક્તા પ્રભાતના વસ્ત્ર પરિધાન કરી રત્નલક્ષ્મિ પાસે આવી પહોંચી. રત્નલક્ષ્મિએ આજે ત્હેને હમેશ કરતાં વિષેશ પ્રેમ દર્શાવી પોતાની પાસે બેસારી.

કંઇપણ કારણ વગર અથવા કંઈ બાહ્ય ચિન્હ જાણ્યા–જોયા વગર પોતાને કંઇ પ્રશ્ન ન કરે આટલાજ ઉદ્દેશથી મુક્તાએ બેસતાંની સાથે જ પૂછ્યું. બાઇ ! આજ કેમ કાંઇ વિચારમાં પડયાં હો તેમ જણાવ છો ?

ખરૂં છે, રત્નલક્ષ્મિએ હસતાં હસતાં કહ્યું. ત્હારૂં મોઢું જ ત્હને કહી આપતું હશે કે હું કંઇક વિચારમાં છું. અને ખરેખરી રીતે ત્હારા ધારવા પ્રમાણે જ છે. હું જ્યારે ત્હને મ્હારો વિચાર જણાવીશ ત્યારે મ્હને લાગે છે કે ત્હું દિલગીર થયા વગર નહિ જ રહેશે.

બાઇ ! એવા તે શા સમાચાર છે કે ત્હમારે માટે મ્હને દિલગીર થવાનું કારણ જણાવો છો ? મુક્તાએ સ્હેજ આતુરતાભર્યા વદને પૂછ્યું.

મુંબઈ હવે મ્હને ઝેર જેવી થઇ પડી છે. માત્ર મુંબઇ જ ઝેર જેવી થઇ પડી છે એટલું જ નહિ પરંતુ આખો સંસાર ઝેરરૂપ થઇ પડયો છે. મ્હારૂં મન હવે સંસારના કોઇ વિષયમાં આનંદ નથી પામતું પણ ઉલટું કંટાળી ગયું છે–સખ્ત ત્રાસ પામતું રહે છે. મ્હારા હૃદયની સ્થિતિ હાલમાં એકાએક સાવ બદલાઇ જ ગઇ છે. મ્હને કોઇ સ્થળે શાંતિ પડતી નથી. હૃદયમાં ઉદ્વેગનું પરિબળ દિન-

પ્રતિદિન વધારેને વધારે વધતું જ રહે છે. મુક્તા ! હું હવે ખરૂં કહું છું કે–હું હાલમાં થોડો વખત મુંબઇથી કયાંઇ દૂર જવા માગું છું–કયાંઇ ચાર છ માસ શાંતિમાં જ રહેવા ઇચ્છું છું. હું તો મ્હારા મનથી નિશ્ચય કરી ચૂકી છું કે આજ રાત્રીએ જ હું અહિંથી વિદાય થઇ જઈશ.

પરંતુ ત્હમારી એવી ઇચ્છાને હું કયાં આડે આવું એમ હતી! ત્હમારો જે વિચાર થયો એ વિચાર મુજબ વર્ત્તવાને હું પણ તૈયાર છું. મુક્તાએ ઉતાવળે વચ્ચે જ રત્નલક્ષ્મિના મતને અનુમોદન આપી દીધું.

ના......ગાંડી ! હજુ મ્હેં કહ્યું તેમાં ત્હું ન સમજી ! હું સંસારથી કંટાળી ગઇ છું, એટલે સંસારના કોઇ પણ માણસ કે સંસારિક રાગ રંગ વિગેરે સર્વ વિષયથી અલગ થવા ઈચ્છું છું. અને જ્યારે ચાર છ માસ કોઇ એવા પવિત્ર સ્થાનમાં રહીશ ત્યારે જ શાંત થઇશ. અને પછી જ આ મુંબઇમાં પગ મૂકીશ. સમજી ! હું કોઇ માણસને સાથે રાખવા ઇચ્છતી નથી. રત્નલક્ષ્મિ આટલું કહી મૌન રહી.

મુક્તા, સ્વપ્નમાં પણ કલ્પના ન થઇ શકે એવો વિચાર સાંભળી બે ઘડી સાવ દિગ્મુઢ જેવી જ બની રહી અને કેટલીએક વારે જાણે સ્વસ્થતામાં આવી હોય તેમ નમ્ર અને પ્રેમાળ શબ્દોએ જણાવવા લાગી.

બાઇ ! જયારે આમ એકલાં જ જવા ઇરાદો રાખો છો, ત્યારે મ્હારી શી વ્યવસ્થા કરી ? ત્હમારી પાછળ અહિ મ્હારી શી વલે થાય ? ત્હમે જાણો છો કે અહિં ત્હમારા વગર મ્હારૂં અને મ્હારા વગર ત્હમારૂં કોઇ જ હિતૈષી નથી. અર્થાત આપણા સ્નેહી કરતાં દુશ્મનોની સંખ્યા અધિક છે એમ કહું તો કાંઈ ખોટું ન ગણાય. સઘળા ત્હમારા દાબમાં જ દબાઇને મૂંગે મ્હોએ બેસી રહ્યા છે. પરંતુ જ્યારે ત્હમારૂં અસ્તિત્વ અહિંઆં ન હોય, ત્યારે તો મ્હારી અવદશા થવામાં બાકી જ શું રહે ? આવી અવસ્થામાં મ્હને અહિં કેવળ નિરાધાર કરી જવી એ ત્હમને વ્યાજબી જણાતું હોય તો ભલે, પણ મ્હારા વિચારે તો એ કાંઇ ઘટિત થતું હોય તેમ જરાએ જણાતું નથી. પછી તો ત્હમે મ્હારાથી મ્હોટાં છો જેમ ઠીક સૂઝે તેમ કરો. મુક્તાએ ઔદાસિન્ય સાથે અભાવે પણ ભાવ પ્રદર્શિત કરતાં જણાવ્યું.

મુક્તા તરફથી આવોજ ઉત્તર મળશે એમ રત્નલક્ષ્મીએ તો

પ્રથમથીજ જાણી લીધું હતું. જેથી તેના ઉત્તરમાં કંઇ વિષેશ પડતું જણાયું નહિ. માત્ર ત્હેના પરિતાપનું યોગ્ય શાંત્વનજ કરવાનું હતું. એથી કંઇક વિચાર કરતી હોય તેમ કેટલોએક વખત ગંભીર મુખ-મુદ્રા ધારણ કરી મુક્તા પ્રત્યે કહેવા લાગી. બેટા ! ત્હારી ચિંતાને મેં પરિપૂર્ણ વિચાર કરી તેની યથાસ્થિત વ્યવસ્થા કરી રાખી છે. એ વ્યવસ્થા એટલે સૂધી ત્હને સંતોષકારક નીવડશે કે મ્હારી ગેર-હાજરીનો ત્હને ખ્યાલ સરખો પણ આવવા પામશે નહિ. આમ કહી પોતે ઘડી રાખેલી વ્યવસ્થા મુક્તા પ્રત્યે કહી સંભળાવી. મુક્તા મુગ્ધ કંઠે તેનો આનંદ અનુભવવા લાગી. મનમાં થઇ આવ્યું કે ભાવતું હતું અને વઇદે બતાવ્યું. એ કહેવત મુજબ મ્હને તો મ્હારા આનંદનો આજે પાર જ રહેતો નથી. ઇશ્વર જ મ્હારો સાનુકુળ છે, નહિ તો રત્નલક્ષ્મી મ્હારી પ્રત્યે આટલી અનુકુળ થાય નહિ. હું સ્વતંત્ર થઇશ, મ્હારા પ્રિયતમને મનમાનતી લક્ષ્મિ પ્રાપ્ત થશે. પછી અમારા આનંદની પરિસીમા જ થઇ ચૂકી.

અમો પરસ્પર અમારી ઇચ્છાનુસાર મોજમજા ભોગવી શકીશું. કોણ કહેશે કે ત્હમે શું કરોછો ? દેવન્દ્ર ! ત્હું હવે દેવન્દ્રજ અર્થાત ઇંદ્ર જ થઇ ચૂકયો. અને હું ત્હારી ઇંદ્રાણી થઈ. સ્વર્ગનો વૈભવ આપણે મૃત્યુલોકમાં મેળવી શકયાં, એ આપણા ભાગ્યની બલિહારી. બસ, આજથી મ્હારો તો સૂરજ :સોનાનો જ ઉગતો રહેશે. મુક્તા પોતાની માનસિક કલ્પનિક સૃષ્ટિમાં યથેચ્છ વિહરવા લાગી. હૃદયના હર્ષનું આટલું અપરિસીમ પ્રબળ હતું તથાપિ બાહ્ય દર્શને તો ત્હેની ઔદાસિન્યતા જ દ્રષ્ટે પડતી હતી. કારણ કે તેવી કુશળતા ન દર્શાવવામાં પરિણામ પ્રતિકુળ થઈ પડવાનો સંભવ હતો. એવું પરિણામ ન આવવા દેવાની કળામાં મુક્તા અપૂર્ણ ન્હોતી. એ તો આપણે જોઇ શકવા પામ્યા છીએ. આ વખતે ત્હેને પોતાની કળાનો પરિપૂર્ણ વિસ્તાર કરવાનો પ્રસંગ હાથ આવ્યો. અને તેથી રત્નલક્ષ્મિના ખ્યાલમાં પણ ન આવે તેમ મુક્તાના નેત્રમાં આંસુના ટીપાંઓ પૃથ્વી પર પડવા લાગ્યાં. આંસુ પડતાં જોઈ રત્નલક્ષ્મિએ તો તે પોતાના પ્રત્યેના અપૂર્વ ભાવનું જ અનુમાન બાંધ્યું. પોતે પણ જાણે એ પડતાં અશ્રુથી ગળગળીત બની ગઇ હોય તેમ પ્રેમાળ હૃદયે ત્હેને આશ્વાસન આપવા લાગી.

બ્હેન ! દેવેન્દ્રની ઘડેલી વ્યવસ્થા ત્હેને ન પસંદ આવી ?

ત્હમારી ઘડેલી વ્યવસ્થા બધી મ્હને અનુકુળજ છે. પણ, ત્હમે આજ સુધી મ્હને પાળી પોષી અનન્ય પ્રેમભાવે ઉછેરી અર્થાત એક માતા પોતાની પુત્રી પ્રત્યે જેવો સ્નેહ દર્શાવે તેવો દર્શાવી આજ મ્હારાથી વિખૂટાં પડવાની વાત કરો, એ શું મ્હને ઓછા પશ્ચાતાપનું કારણ છે ? ત્હમો જતાં મ્હને ત્હમારી પેઠે કોણ સ્નેહથી જોનાર છે ? મ્હારા દુઃખના બે શબ્દો સાંભળવાને ત્હમારા વગર બીજો કોણ આધાર છે ? પુત્રને પણ ન લડાવે એવા લાડ મ્હારા કોણ પૂરનાર છે ? ઉંડા અંતરમાંથી નીકળેલાં આંસુ ત્હમારા વગર બીજું કોણ લૂછનાર છે ? આટલું છતાં હું ત્હમારા આત્માને જરા પણ કલેશ આપવા નથી ઇચ્છતી. ત્હમારા મ્હારી ઉપર એટલા એટલા ઉપકારો છે કે ત્હમારી આટલી ઇચ્છા તો શું પણ કદાચ મ્હારા શરીરની ચામડી ઉતારવાનું કહો તો તે પણ ઘણા પ્રેમથી ઉતારી આપું. માતા ! ત્હમે કોઇ પણ પ્રકારની ચિંતા વગર ત્હમારો આત્મા જેથી સંતુષ્ટ થતો હોય તે ઘણી ખુશીથી કરો. અહિં દેવેન્દ્રરાયભાઈ છે એટલે મ્હને કંઇજ ચિંતા નથી. માત્ર ત્હમારા શરીરની અને આત્માની સુખાકારીનો એક એક પત્ર મ્હને હમેશા મળતો રહે એટલી મ્હારે. માટે તસ્દી લેજો. હવે ત્હમારે જે અન્ય સાધનો તૈયાર કરવાં હોય તે કરો. હું પણ જરા સ્નાન આદિ કાર્યથી પરવારૂં. મુક્તાએ પોતાનું હૃદય ખુલ્લું કરતાં જણાવ્યું.

જા બ્હેન સુખેથી ત્હું ત્હારૂં કાર્ય આટોપી લે. મ્હારી આશીશ છે કે ઇશ્વર ત્હારી સઘળી શુભેચ્છાઓ પરીપૂર્ણ કરશે. આમ કહી મુકતાને પ્રેમથી રજા આપી પોતે પોતાના જવાના સાહિત્ય તૈયાર કરવામાં ગુંથાઇ. સંધ્યાકાળ પહેલાં સર્વ સાહિત્યની તૈયારી થઇ ગઇ. દેવેન્દ્ર પણ આવી પહોંચ્યો. ભોજનનો સમય થયો હોવાથી ભોજન લઇ સઘળાં સ્ટેશનપર જવાને તૈયાર થયાં થોડાજ સમયમાં સ્ટેશને આવી પહોંચ્યાં. જરૂર જેટલો માલ સાથે રાખી બીજો ટ્રેનમાં સહીસલામત રહી શકે તેવી વ્યવસ્થા કરી કાશી ક્ષેત્રની ટીકીટ કરાવી. ટ્રેન આવવાને માત્ર દસજ મીનીટનો ટાઇમ હતો. તે દરમ્યાન દેવેન્દ્રને અને મુકતાને આપવા યોગ્ય કેટલીક સૂચનાઓ આપી. એટલામાં ટ્રેન આવી પહોંચી. સંભાળથી સેકન્ડ કલાસમાં પોતાની જગ્યા

લઈ બારીમાંથી ડોક બહાર રાખી સર્વને આશ્વાસન અને સાચવીને રહેવા સંબંધી સૂચનાઓ આપવા લાગી. મુક્તા અને દેવેન્દ્રના નેત્રમાં અશ્રુ ભરાઇ આવ્યાં. એથી રત્નલક્ષ્મિનાં નેત્રોએ પણ તેવુંજ સ્વરૂપ ધારણ કર્યું. થોડો સમય પરસ્પર શાંતતા પ્રસરી રહી પણ ત્યાં તો તુર્તજ ગાર્ડે સીટી બજાવી અને ટ્રેન ધીમે ધીમે ચાલવા લાગી. એક બીજાં દ્રષ્ટિ પહોંચે ત્યાં સૂધી પરસ્પર જોઇ રહ્યાં. ટ્રેન અદ્રષ્ય થઇ એટલે વળાવા આવનારાં સઘળાં પાછાં વળ્યાં. મુક્તા અને દેવેન્દ્ર સ્ટેશનની બહાર આવી એક ભાડુતી વિકટોરીઆમાં બેઠાં હાંકનાર પાસે એક નોકરને બેસારી ગાડીને ચાલવા આજ્ઞા આપી. ગાડી ઉપડી કે તુર્તજ મુક્તાના મુખમાંથી નીચેની બે કડી સ્વાભાવિક જ બોલાઇ ગઇ.

આજ ઉર અકથનિય આનંદ,
પ્રકાશ્યો મુજ સુખ કેરો ચંદ—આજ.

દેવેન્દ્રે ત્હેને એ અસમયનું ગીત જણાવી આગળ બોલતાં અટકાવી. હૃદયમાંથી નીકળેલી ઉર્મિ પ્રિયતમના અટકાવ છતાં એક બે વખત વધારે બોલાઇ—અને અટકી. ન બોલવાનું કારણ મુક્તાએ જાણતાં છતાં અજાણી થઇ પૂછ્યું. શરૂઆતમાં જ આટલી હદનું ઉલંઘન થાય એ યોગ્ય નથી એમ જણાવી દેવેન્દ્રે ત્હેને બીજી વાતે વળગાડી. મુક્તાને એ અરૂચીકર નીવડી એટલે વચ્ચેથી જ ઉડાડી દઇ બોલી.

માસ્તર ! આજથી હું હવે ત્હમારા સામ્રાજ્યમાં આવી. કોણ ધારતું હતું કે મ્હારી સઘળી વ્યવસ્થા કરવાનું કાર્ય માસ્તરને હાથ સોંપાશે ? આ ઉપરથી એટલી વાતનો મ્હને નિશ્ચય થાય છે કે જેની પ્રત્યે આપણા હૃદયની દ્રઢભક્તિ હોય ત્હેનો ઇશ્વર અનાયાસે જ સંયોગ કરી આપે છે. આપણા સંબધમા પણ એમજ બન્યું છે. ઇચ્છિત સંયોગ પ્રાપ્ત થતાં હૃદયની પ્રફુલ્લિત ઉર્મિઓ યથેચ્છ વિચરે એ સ્વાભાવિક જ છે છતાં તેને સંકુચિત કરી દેવાનો ત્હમારો આગ્રહ મ્હને નવાઇ જેવો લાગે છે.

સત્ય છે. કોઇપણ પ્રકારના આવેશમાં ઉન્મત્ત થયેલી ઉર્મિઓને દબાવી દેવી એ જો કે અસાધ્ય છે તો પણ વિચાર કરવા જેટલી શક્તિ ધરનારે તેના પરિણામનો પ્રથમ જ વિચાર કરવો ઘટે છે. પાછળથી એટલે એક વસ્તુ હાથથી સરી ગયા પછી પુનઃ તેને પુર્વ સ્થાને લાવી

મૂકવી એ બહુ જ મુશ્કીલ થઇ પડે છે. એટલા માટેજ જ્યારે ઇશ્વરે આપણામાં કંઇક શક્તી મૂકેલી છે તો તેનો અવશ્ય સદુપયોગ કરવો જોઇએ. ખેડુત બીજારોપણુ કરતાં પહેલાં બીજની પૂરતી તપાસ કર્યા પછી જ વાવે છે. એમ કરવામાં જો એ નિષ્ફળ નીવડે તો તેનું વાવેતર સુધરી શકતું નથી. માટે મુખમાંથી શબ્દ કાઢતાં પહેલાં એ શબ્દ શું અસર કરશે એ પ્રથમ વિચાર કરવાનો છે. આપણી સાથે બેઠેલા માણસને સહેજ પણ એ શબ્દો સાંભળવામાં આવે તો તે આપણે માટે શા વિચારો બાંધે ? એના હલકા વિચારો હલકા વર્ગમાં પરિવર્ત્તન પામતાં આપણે માટે કેટલું હલકું બોલાય ! એ આપણે પ્રથમ વિચારવાનું છે. પરંતુ હવે જવા દો એજ વાતને. આ ઘર પણ આવી પહોંચ્યું. થોડા જ વખતમાં ગાડી ઉભી રહી અને ચાકર સાથે બંન્ને નીચે ઉતરી બંગલામાં આવ્યાં. અરધોએક કલાક કેટલીક વાર્તાવિનોદમાં પસાર કરી દેવેન્દ્રે પોતાના સ્થાન પ્રત્યે જવાની રજા માગી. મુક્તાએ અહિં જ રહેવા માટે કેટલીક વિજ્ઞપ્તિ કરી. પણ દેવેન્દ્રે કેટલાક કારણસર તે સ્વીકારી નહિ, અંતે જવાની રજા મળી અને ધીમે ધીમે પોતાના સ્થાન તરફ વિદાય થઇ ગયો.

વાંચનાર ! હવે આપણે શાંતિના ઉપભોગાર્થે રવાના થયેલ રત્નલક્ષ્મિ પ્રત્યે દ્રષ્ટિ કરીશું. રત્નલક્ષ્મિ ટ્રેનમાં બેઠી બેઠી એક કવિતાની કડી ઘડી ઘડી ગાતી જતી હતી.

'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ.' ઉપરની કડીનું ઘડી ઘડી મનન કરતાં ત્હેને એક નવીન વિચાર સ્ફુર્યો. તે એ હતો કે હું અહિંથી કાશી જઇશ તો થોડા જ વખતમાં કોઇ ત્યાં આવી મ્હને સતાવશે. માટે કાશી ન જતાં બીજા જ કોઇ સ્થાને જવું. એ લોકો હું કાશીમાં છું એવી આશાએ કોઇ મળવા આવે પણ બીજા સ્થાને ઉતરી પડતાં મ્હને કોઇ મળી શકશે નહિ. પણ ઉતરવું ક્યાં ? એ વિચાર થઇ પડયો. અંતે મથુરા જવું એ નિશ્ચય થયો. જમુનાજીને કાંઠે કોઇ સંતના આશ્રમમાં વિશ્રામ લેવો એવો દ્રઢ વિચાર કરી ટ્રેન મથુરાં આવતાં ત્યાં જ ઉતરી પડી. માર્ગમાં જતા આવતા વટેમાર્ગુને પૂછી એક મહાત્માના આશ્રમમાં પોતાનું વિશ્રામસ્થાન કર્યું. બીજા દિવસે પ્રાતઃકાળે અત્યંત હર્ષથી યમનાજીમાં સ્નાન કરવા માટે ગઇ. કાંઠાપર પહેરવાનાં વસ્ત્ર રાખી ધીમે ધીમે નદીમાં

પ્રવેશ કર્યો. ઘુંટણ સૂધી પાણીમાં નહાવાનું ન ગમતાં ધીમે ધીમે આગળ વધી અને લગભગ ગળા સૂધી પાણી આવ્યું ત્યાં અટકી. ઇશ્વરનું સ્મરણ કરતી કરતી શરીરને મસળવા લાગી અને મનમાં કહેવા લાગી કે આવો શાંત અને નિર્દોષ આનંદ ઇશ્વરે મ્હારા ભાગ્યમાં લખ્યો હશે તેની કલ્પના સરખી પણ મ્હને નહતી. હવે તો હું અહિંઆં છું તેની કોઇને પણ ખબર ન પડવા દેતાં શાંત ચિત્તે અહિંજ મ્હારા દેહનો અંત આણીશ. આમ કહી પુનઃ ઈશ્વિરના ધ્યાનમાં નેત્ર મીચી આરૂઢ બની. એવામાં અચાનક સમુદ્ર માફક ઉછાળા મારતું પૂર ચડી આવ્યું. રત્નલક્ષ્મિ તો ઇશ્વરના ધ્યાનમાંજ નિમગ્ન હતી, તે એટલે સૂધી કે ત્હેની કર્ણેન્દ્રિઓમાં આવતાં પાણીનો ધ્વની સરખો પણ પ્રવેશવા ન પામ્યો. વાયુવેગે આવતો પાણીનો પ્રવાહ અલ્પ સમયમાંજ રત્નલક્ષ્મિ સમિપ આવી પહોંચ્યો. અને જોતજોતામાં તો તે ઉભી હતી તેજ સ્થિતિમાં પ્રવાહની સાથે વહેવા લાગી. આ સમયે ત્હેની વ્હારે જઇ ત્હેને બહાર કાઢી શકવાને કોઇજ સમર્થ નહતું પોતે હવે કોઇપણ પ્રકારે નીકળી શકે એમ નથી એવું જાણતાં અંતઃકાળના સમય પેઠે ત્હેણે સર્વના આધાર ઇશ્વરનું સ્તવન કરવા માંડયું. પણ ઇશ્વર જાણે તેનું સાંભળતોજ ન હોય, અથવા ત્હેની એવીજ ઇચ્છા હોય તેમ નિરાધાર થઇ પડેલી રત્નલક્ષ્મિ તો પાણીના પ્રવાહમાં તણાવાજ લાગી અને વિજળી ચળકાટ કરી અદ્રષ્ય થઇ જાય તેમ અલ્પ સમયમાંજ તેની ગૌર આકૃતિ પાણીમાં અદ્રષ્ય થઇ ગઇ.



## પ્રકરણ ૧૧ મું.

### પ્રેમ ચેષ્ટા.



બસ, હવે મને કોણ પૂછનાર છે? જબરજસ્ત અંકુશ હતો તે તો સર્વથા નષ્ટ થઇ ગયો. હવે હું થઇ સ્વતંત્ર. બ...સ મન માને તેમ કરવું, હરવું, ફરવું મોજ શોખ એશઆરામ ઇચ્છાનુસાર કરવો, તેમાં કોણ પ્રતિબંધ નાંખે તેમ હતું? પરાધિનતામાં તો હું આજ સુધી પીડાઇ ન સહન થાય તેવાં કષ્ટ મર્યાદને લીધે સહન કરવાં પડયાં. પણ, અંતે મ્હારા ઇશ્વરે મ્હારી સામું જોયું અને દુઃખનું વાદળ દૂર કરી દીધું. હવે તો મ્હને હમેશાં આનંદના જ દિવસ. હવે કોણ મ્હારા પ્રિયતમને આવતાં આંગળી પણ ચીંધી શકે તેમ હતું? કોની મગદુર છે કે મ્હારા મનમાન્યાને એક પણ શબ્દ સંભળાવાનું હતું? જેની છાયામાં ઘડી ઘડી દબાઇ રહેવું પડતું હતું અને હમણા આવશે.–કંઇ જોઇ જતાં ઉત્પાત કરી મૂકશે, આમ અનેક પ્રકારની ભીતિથી ડરતા રહેવું પડતું હતું તે ડર તો પહોચી ગયો, ગંગામાં. હવે તો હું મુખતીયાર–હું માલિક હવે તો આજથીજ હમેશા અહિ જ રહેવાનું કહી દેવું. પ્રિય અને પ્રિયતમા તે તડકો અને તેની છાયા એક બીજાં કોઇ કોઇથી દૂર રહી શકે જ નહિ તો પછી હું મ્હારા પ્રાણેશની છાયા છેટી પડી જ કેમ શકું? અહા! ઇશ્વરની સાનુકુળતાએ કેવા દુર્ઘટ પ્રસંગ પણ સુઘટિત બની જાય છે, એ મ્હારા લક્ષમાં આજે જ આવ્યું. કોને આની કલ્પના સરખી પણ હતી કે, દેવેન્દ્ર અહિં આવે, એને સંસાર ઉપર અભાવ થાય, અને સર્વસ્વ છોડી દઇ જાત્રાએ જાય. પણ એ સઘળું મ્હારા લાભનું બન્યું છે એટલે મ્હારે તો એમજ સમજવું કે એ બધું ઇશ્વરે મ્હારા દુઃખ નિવારણ નિમિત્તે જ કર્યું. અને વિદ્યા વિભુષિત્ મ્હારા પ્રિયતમનો ભાગ્યોદય થયો, એની વાકપટુતા અને ચતુરાઇ આગળ ખરેખર બીજા પાણી ભરે છે. આજથી હું મ્હારા પ્રિયતમને હવે બીજા નામે સંબોધીશ. જેમ મોટા માણસો ન્હાનાઓને હોંશના ખીતાબોથી નવાજે છે તેમ હું પણ આજ એને એક નવો ખીતાબ અર્પણ કરીશ

અને હમેશા તેજ નામથી બોલાવીશ. શો ખીતાબ આપીશ ? મ્હને ખીતાબ આપવાનો અધિકાર શો ? શું હું એમને મ્હારાથી લઘુતાવાળા સમજું ?......ના,...પણ હું મ્હારા પ્રેમના આવેશની ઉછળતી ઉર્મિએ નવાજું તો તે કંઇ અઘટિત ન ગણાય. ત્યારે શું ઉપનામ આપવું ? સરસ્વતીથી સર્વનો પ્રેમ ખેંચનારને સરસ્વતીથીજ સંબોધવા વધારે ઉચિત છે. સરસ્વતીકંઠાભરણ !......બહુજ મોટું થઇ જાય... બસ, એજ ઉચિત છે 'વિદ્યાચંદ્ર' સરસ્વતી સાથે શીતળતાનો પણ સમાસ અને એ ગુણ એમનામાં આબેહુબ ઘટી શકે તેવો છે. બસ, આજથી હવે મ્હારી મેનેજમેન્ટ કરનાર મેનેજરને વિદ્યાચંદ્રના નામથી જ બોલાવીશ. તેમાં પણ એક વાંધો આવશે. હિંદુ શાસ્ત્રના નિયમાનુસાર સ્ત્રીએ પોતાના પતિનું નામ ન લઇ શકાય. શા માટે ન લઇ શકાય ? કયું શાસ્ત્ર ના કહે છે ? શું સીતા રામનું નામ ન લેતી ? દ્રોપદી પોતાના પતિને નામથી ન બોલાવતી ? દમ્યંતી 'નળ' 'નળ' કહી ન ઝંખતી ? જગતમાં સર્વથી પ્રિય પાત્રનું નામ લેવાનો શાસ્ત્રમાં અસ્વિકાર ! એ તો કોઇ ઘેલાં હોય તે માને ! હુ તો એવાં શાસ્ત્ર બાસ્ત્રને કાંઈ જ ન માનું ! આખી જીંદગીભરનો સાથી થઈ સ્ત્રીનો ઉદ્ધાર કરે, તેનું નામ લેવાથી પાપમાં પડાય, એ તો એક દેખીતી મુર્ખાઇ નહિ તો બીજું શું ? શું, હિંદુઓના શાસ્ત્ર એવાં બન્યાં છે ! પણ ડાહ્યા શાસ્ત્રકારો એવું કદી લખે જ નહિં. એ તો આજકાલના મતિહીન મનુષ્યનીજ માન્યતા હોય એમ મને તો ભાસે છે. એ નામનો નિર્ણય વિદ્યાચંદ્ર આવશે એટલે કરી આપશે. પણ આજ આટલી બધી છૂટના સમયમાં એ આવ્યા કેમ નહિ હોય ?

સમય સવારનો હતો. સમુદ્રનાં પાણી ધીમે ધીમે નરમ પડતાં જતાં હતાં. પ્રાતઃકાળનો સમય સર્વને પોતપોતાના કામમાં ઉદ્યુક્ત કરી રહ્યો હતો. એ સમયમાં એક યુવતી પોતાનો સમય ઉપર વર્ણવ્યાનુસાર વાર્તાલાપમાં વ્યતીત કરી રહી હતી. આજ તેના અંતરમાં આનંદના ઉભરા સમાઇ શકતા નહતા. એ હર્ષના તરંગમાં કિંચિત અંશે ઘેલચ્છા પણ પ્રાપ્ત થઇ હતી. કોઇ પણ પ્રકારનો આવેશ મનુષ્યને તેને પોતાની પૂર્વની મર્યાદનું કિંચિત ઉલંઘન કરાવી નાંખે છે એ સ્વાભાવિક જ છે. તે મુજબ આ યુવતીને પણ હર્ષના આવેશે પોતાના પ્રભાવમાં ખેંચી હતી. હજુ સુધી કેમ નહિ આવ્યા હોય ? એ એના છેલ્લા

ઉદ્ગારો કોઇની રાહ જોતી હોય તેમ સૂચવી રહ્યા હતા. વાચકને વિદિત કરવાની જરૂર નહિ રહે કે એ અબળા કોણ, અને કોની રાહ જોઇ રહી હતી? તેના છેલ્લા શબ્દોએ તેને ઘડીવાર વિચારમાં મુગ્ધ કરી દીધી. નેત્ર જમીન તરફ ઢળી રહ્યાં. કપાળમાં વિચારની રેખાઓ સ્ફુરાયમાન થઇ રહી. પરંતુ એ સઘળું એક નેત્રના પલકારામાં અદ્રશ્ય થઇ ગયું. આંખ ઉંચી કરી જૂએ છે ત્યાં હૃદય જેની ઝંખના કરી રહ્યું હતું તેજ યુવક તેની દ્રષ્ટિ સમિપ જ આવી ઉભો રહેલો જણાયો.

ઓહો! આજ તો કાંઈ ઉંડા વિચારમાં ઉતરી ગયાં હો તેમ જણાય છે. યુવકે ઉભાં ઉભાં જ પ્રશ્ન કર્યો.

વિચાર, ત્હમારા–ભ્રમણા ત્હમારી–ઝંખના ત્હમારી જે કાંઈ અંતર બહારની સ્ફુરણા તે સઘળી ત્હમારી જ! વારૂ! પણ કહો, આજ કેમ અરધો કલાક મોડા આવ્યા? કે આવવાનું ગમતું જ ન્હોતું? બોલો, બેસો આ ખુરશી ઉપર અને કહો જોઇએ કેમ વ્હેલા ન આવ્યા? મુક્તાએ દેવેન્દ્રને કંઇક ગર્વિત મુખમુદ્રાથી પૂછ્યું.

પ્રિયનંદીની! આજ તો ત્હમારો પ્રેમનો કંઇ અજબ જુસ્સો જણાય છે! હું વહેલો આવ્યો છું કે મોડો તેનું ભાન પણ વિસરાયું જણાય છે. જૂઓને ઘડિઆળમાં કેટલા વાગ્યા છે? ઉલટો પાંચ મીનિટ વહેલો આવ્યો છું. પરંતુ વખતની શુદ્ધી પ્રેમે આજ ભૂલાવી દીધી જણાય છે. દેવેન્દ્રે કહ્યું.

એમજ છે. હવે દિવસે દિવસે શુદ્ધી ઓછી જ થવાની. વારૂ! પણ ત્હમે મ્હને આજે પ્રિયનંદીની એ શા ઉપરથી કહ્યું?

ત્હમારી પ્રત્યેના ભરેલા પ્રેમના ઉભરાથી નીકળેલા શબ્દને ત્હમે યોગ્ય જ છો. યોગ્ય સ્થાને જ તેનો ઉપયોગ થયો છે અને હવે પછી હમેશા એજ શબ્દનો ઉપયોગ થશે. પ્રેમની ભરેલી દેવી, મ્હને સંપૂર્ણ ખાત્રી છે કે ત્હમો એ શબ્દનું યથાર્થ પરિપાલન કરશો.

સ્હાબાશ મ્હારા વિદ્યાચતુર! મ્હારી પહેલાં ત્હમે જ મને ઉત્તમ ઇલ્કાબ આપી દીધો.

ત્યારે શું, ત્હમે પણ મ્હને કંઇ વિષેશણ આપવા ધાર્યું છે?

કેમ ન ધારૂં ? ચતુર નરની સંગાથે શુ એટલી પણ ચતુરાઇ ન આવે ?

આવવી જ જોઇએ, વારૂ કહો તો ખરા શું ઉપનામ રાખ્યુંછે ?

મ્હારી રંક બુદ્ધિને જે યોગ્ય લાગ્યું તે. ચતુરાઇમાં અને વાક્‌પટુતામાં હું ત્હમારા જેવા બીજા કોઇને જોઇ શકતી જ નથી. એથી આજથી મ્હેં ત્હમારૂં નામ વિદ્યાચંદ્ર રાખ્યું છે. કહો, ત્હમે એ નામને પૂર્ણ લાયક છો કે નહિ ?

વાંચનાર ! આ પ્રેમી દંપત્તિએ પરસ્પર યોજેલાં ઉપનામોથી આપણે પણ ત્હેમને અનુકુળ થઇ એજ નામથી બોલાવી ત્હેમના આનંદમાં અભિવૃદ્ધિ કરીશું.

ત્હમારા હૃદયમાંથી નીકળેલો શબ્દ કેમ અયોગ્ય કહી શકાય ? યોગ્ય જ છે. ત્હમારે મન મ્હારા જેવો હું એક અને મ્હારે મન ત્હમારા જેવાં ત્હમે એક. પ્રેમી પાત્રોમાં હમેશા આવી જ દ્રઢતા હોય છે. અને તે જ પ્રેમ ચીરકાળ અવિચ્છિન્ન ટકી શકે છે. નવીન નામધારી વિદ્યાચંદ્રે પોતાની પ્રિયનંદીનીના મતને અનુમોદન આપ્યું.

હામાં હા મેળવવાનું ત્હમારૂં કામ ખરેખર વખાણવા લાયક છે. ત્હમારા વિચારો નિર્દોષ હોય તે સંભવિત છે. પણ બુદ્ધિહીન એક અબળાના વિચારો ભૂલ વગરના હોય એ મારી માન્યતા નથી. મ્હને તો લાગે છે કે મ્હને માત્ર રાજી રાખવા જેટલો જ આ ત્હમારો પ્રયાસ છે. પ્રિયનંદીનીએ હસતાં હસતાં કહ્યું.

પ્રિયનંદીની ! ઘડીભર એમ સમજો કે મ્હારો પ્રયાસ ત્હમોને રાજી રાખવા પૂરતો જ છે તો તે પણ કંઇ નિંદ્ય નથી. મ્હારી ફરજ છે કે ત્હમને હમેશાં આનંદમાં પ્રફુલ્લ રાખવાં. વળી, પ્રેમીને પ્રેમીના દોષ જણાઇ શકતા જ નથી. આપણો દોષ થાય છે એ બીજાઓ જોઇ શકે પણ પ્રેમીપાત્રો તો સઘળું દોષ વગરનું જ સમજે. સમજ્યાં મ્હારાં પ્રિયનંદીની ! વારૂ ! જવા દો એ વિવાદને પણ આજ તમે આટલા બધા હર્ષમાં દેખાવ છો તેનું કારણ ?

કારણ, કારણ કલ્પવું ક્યાં અશકય છે ? અંકુશ સાથે મ્હાવત દૂર થયા પછી મદોન્મત્ત ગજરાજની ગર્જનામાં શું બાકી રહે ? કહો, હજુ કંઈ સમજવું બાકી છે ? પ્રિયનંદીનીએ રોકડો જવાબ સંભળાવી દીધો.

પ્રિય નંદીની ! એ શબ્દો ત્હમારી બુદ્ધિની અપરિપકવતા દર્શાવે છે. એટલું આપણે નિશ્ચય સમજવું જોઇએ કે વડીલોનું છત્ર એ આપણા સુખ નિમિત્તે જ છે. સારાસાર કે હિતાહીતના સદ્વિચારની પ્રતિરોધક જે તરૂણાવસ્થા છે, એ અવસ્થા ઉપર તો વડીલોનું અવશ્ય સામ્રાજ્ય હોવું જોઇએ. કારણ કે અંકુશ વગરની એ સ્વતંત્રતા ભવિષ્યમાં મહાન દુઃખોદ્દપાદક ખાડામાં ધકેલી દે છે. અથવા તો એવા પ્રચંડ પશ્ચાતાપમાં મૂકી દે છે કે જેનું નિવારણ મરણ પર્યંત પણ થવું અશક્ય થઈ પડે છે. એવી અવસ્થાને અંકુશમાં ન રાખવાથી દુઃખ અને પશ્ચાતાપના ભોગ થઇ પડેલ અનેક દૃષ્ટાંતો છે. જેમને પરિણામે કબૂલ કરવું પડયું છે કે જૂવાની દીવાની છે, અને દીવાની વસ્તુની સંભાળ રાખવા માટે ડાહ્યાઓની જરૂર છે. અનેક પ્રકારની વિટંબનાઓમાંથી પસાર થયેલાં વયોવૃદ્ધ વડીલો જ આપણને એવા કુમાર્ગની સૂચના આપી દુઃખમાં ડૂબતાં બચાવી શકે છે. આટલું લંબાણ પૂર્વક કહેવાનું તાત્પર્ય માત્ર એટલું જ છે કે ત્હમે આપણા પરસ્પર સંમેલનથી હર્ષિત થતાં હોતો અયોગ્ય નથી, પણ એક વડીલના અભાવે હર્ષિત થવું એ તો ખરેખર અઘટિત જ ગણાય. અઘટિત માર્ગથી ત્હમોને અટકાવવાં એ મ્હારી ફરજ છે અને એટલા માટે જ આટલું કહેવાની જરૂર વિચારી છે. મ્હને ખાત્રી છે કે ત્હમે મ્હારા શબ્દનો અનાદર તો નહિ જ કરશો. અર્થાત ઇચ્છાએ યા અનિચ્છાએ યોગ્ય સલાહને તો માન આપશોજ. વિદ્યાચંદ્રે વડીલની આવશ્યકતાનો યોગ્ય ઉપદેશ કરતાં કહ્યું.

પ્રિયનંદીની, જો કે પ્રથમ બહુજ ઉદ્ધત સ્વભાવની હતી. પરંતુ વિદ્યાચંદ્રના ક્વચિત ક્વચિત થતા સદુપદેશે ત્હેની ઉદ્ધતાઇમાં કંઇક ન્યુનતા થવા પામી હતી. એ ઉપરાંત કેટલાએક સમયથી તો તે એટલી બધી નમ્ર બની ગઇ હતી કે પોતાને અણગમતા પણ વિદ્યાચંદ્રના કેટલાક શબ્દો માન્ય કરવા પડતા હતા—અર્થાત્ વિદ્યાચંદ્ર કહે તેવું જ વર્ત્તન રાખવું પડતું હતું. ટુંકામાં વિદ્યાચંદ્રને જે પ્રિય, તે પોતાને પણ પ્રિય માની અનુકુળ રહેવું પડતું હતું. વિદ્યાચંદ્ર આ સર્વ સમજતો હતો. અને પોતાના શબ્દોની કિંચિત અસર થવા પામી છે એમ સમજી આનંદ માનતો હતો. ઉપર વર્ણવ્યાનુસાર વિદ્યાચંદ્રનો ઉપદેશ પ્રિયનંદીનીને જો કે સર્વથા અનુકુળ તો ન્હોતોજ, તોપણ પોતાના પ્રિયતમને માઠું

ન લાગે એટલા ખાતર ત્હેના જ મતને અનુમતબની જણાવ્યું કે–

પ્રાણેશ ! હું એક અબળા છું, એટલે કોઇ પણ પ્રકારની ભૂલ થવાનો મ્હારામાં સંભવ હોય એ સ્વાભાવિક છે. તથાપિ આપ સરખા પ્રિયતમની પ્રમદા થતાં એવી ભૂલો ધીમે ધીમે નષ્ટ થશે એમ હું ખાત્રીથી માનું છું. વડીલો પ્રત્યેની ફરજનું ત્હમે જે દિગ્દર્શન કરાવ્યું તે મ્હને બહુ જ પ્રિય પડયું છે. એટલું તો હું સારી પેઠે સમજી શકું છું કે આપ મ્હને જે જે ઉપદેશ કરશો તેમાં સર્વથા મ્હારૂં હીત જ સમાયેલું હશે. પતિનું સર્વ પ્રકારે શ્રેય ઇચ્છવું એ એક પતિ તરીકેની ત્હમારી ફરજ છે. એવી ફરજ બજાવવામાં હું આપને જરા પણ પ્રતિકુલ થઇશ નહિ, એ આપે નિસંશય માનવું. પ્રિયનંદીનીએ પોતાને એક ઉત્તમ પત્નિ તરીકે જાહેર કરતાં જણાવ્યું.

પ્રિયતમને સર્વથા અનુકુળ વર્તનારી એક સાધવી તરીકેની ત્હમારી શુભેચ્છાથી હું ઘણો જ સંતુષ્ટ થયો છું. અને એથી મ્હને સંપૂર્ણ આશા રાખવાને કારણ મળે છે કે આપણો પરસ્પર પતિ પત્નિ તરીકેનો વ્યહવાર હંમેશા અવિચ્છિન્ન પ્રેમમયી નીવડશે.

પ્રિયનંદિની ! સત્ય પ્રેમનું એવું તો અકથનિય સ્વરૂપ છે, કે તેનું યથાર્થ રહસ્ય કોઇ સારા કવિ અથવા વિદ્વાન્થી પણ વર્ણવી શકાય નહિ. સત્ય પ્રેમે સુવિખ્યાત થયેલી સાવીત્રીનું દ્રષ્ટાંત જગજાહેર છે. અને આજ પણ તેના પ્રત્યે સર્વને પૂર્ણ માનની દ્રષ્ટિએ જોવું પડે છે. આપણે પરસ્પર એવા ગાઢ સંબંધથી જોડાયાં છીએ કે જેમાં સ્વાર્થનો અંશ પણ રહેવો જોઈએ નહિ જ્યાં સ્વાર્થનો કિંચિત અંશ પણ સ્ફુરવા પામે ત્યાં પ્રેમ કદી પણ ખંડિત થયા વગર રહે નહિ. ખંડિત થયેલા પ્રેમનું જીવન અનહદ ઉપાધિકારક નીવડે છે. એવું પ્રેમ જીવન ગાળવા કરતાં નિષ્પ્રેમ રહેવું અથવા મૃત્યુ પામવું એ વધારે શ્રેયસ્કર છે. હું એવો કોઇ પણ પ્રકારનો સ્વાર્થ રાખવા માગતો નથી. અને ત્હમને સલાહ આપું છું કે ત્હમારે પણ મ્હારી પેઠે નિસ્વાર્થ વૃત્તિએ જ વર્તવું. ત્હમે મ્હારાં અત્યાર સૂધીના વર્ત્તનથી અથવા બાહ્ય આંતરિક વિચારોથી જોઈ શકવા પામ્યાં હશો કે હું ત્હમારા શરીર, સ્વરૂપ, કે લક્ષ્મિ વિગેરે કોઇ પણ લાલચથી ત્હમારી સાથે સ્નેહગાંઠથી જોડાયેલ નથી. મ્હારૂં હૃદય જેમાં લુબ્ધ છે તે કેવળ ત્હમારા હૃદયનો ભાવ. ત્હમારા અંતરના ઉંડા ઉમળકાથી જ હું મુગ્ધ

બની રહ્યા છું. એવોજ પ્રેમ ચિરકાળ પર્યંત ટકી રહેવા પામે છે. એવા જ પ્રેમથી પ્રેમીઓ જગતમાં પ્રસંશાના પરમ શિખરે પહોંચી શકે છે, એવો જ પ્રેમ પ્રભુની દીવ્ય શક્તીનું ભાન કરાવે છે, અર્થાત એવોજ પ્રેમ પ્રભુની પરમકૃપાનું પાત્ર બનાવે છે. શરીર સંપત્તિ આદિ ઉપર ઉપજેલો પ્રેમ ઉપરોક્ત વસ્તુ નાશ પામતાં અર્થાત એથી અધિક પ્રમાણનું પાત્ર મળતાં એ પ્રેમ પૂર્વ પાત્રપરથી એજ વખતે સરી પડે છે. એથી કદાચ એકાદ પાત્ર જો પ્રેમથી પરિપૂર્ણ હોય તો ત્હેને મૃત્યુથી પણ વિશેષ આઘાત થાય છે.

પ્રિયનંદીની ! હું જે કહું છું તે શબ્દો બહુજ મનન કરવા યોગ્ય છે. એમાંજ આપણું પરસ્પર શ્રેય સમાયેલું છે. એવોજ પ્રેમ આપણને સર્વથી સબળ બનાવી મહાન વિકટ માર્ગથી પણ દીવ્યતાની ઝાંખી કરાવશે. પરંતુ જો તેમાં કિંચિત સ્વાર્થનો સમાવેશ થવા પામશે તો 'ન ઈધરકે રહે ન ઉધરકે રહે' એવી અધોગતિને પ્રાપ્ત થઇ જઈશું. મ્હારે આજે આટલું લંબાણપૂર્વક વિવેચન કરવાનો એટલોજ ઉદ્દેશ છે કે કોઈ પણ જાતના સ્વાર્થનો પરિત્યાગ કરીને જ આપણે પરસ્પર પ્રેમગાંઠથી જોડાવું. અને જો તેમ ન બની શકતું હોય તો આપણે આટલેથી જ એ વૃત્તિને વિરામી દેવી. મ્હેં બહુધા એવાં જ દ્રષ્ટાંતો જોયાં છે અને વાંચ્યાં છે કે પ્રેમીઓના ખંડિત થતા પ્રેમનું કારણ સ્ત્રીઓ જ થઇ પડે છે. આ ઉપરથી સમગ્ર સ્ત્રી વ્યક્તિ ઉપર મ્હારો આ આક્ષેપ છે એમ માની લેવાનું નથી. સારા સાથે નરસાનું અસ્તિત્વ ન હોય તો સારી વસ્તુની ઓળખાણજ પડી શકે નહિ. પણ મોટું પ્રમાણ પુરૂષોપર આવી શકતું નથી.

હું કાંઈ મ્હારી જાતનો પક્ષ ખેંચું છું એમ ન સમજશો. પ્રિયનંદીની વચ્ચે જ બોલી ઉઠી.

પણ, હું એ જાણવા માગું છું કે અમારૂં પ્રમાણ વિશેષ આવે તેનું કારણ ?

કારણ જાણવાની શી આવશ્યકતા છે ? વિદ્યાચંદ્રે પૂછયું.

એટલું જ કે જો એવો કંઇ દોષ મ્હારામાં હોય તો તે દૂર કરવાની હું કોશેશ કરૂં. પ્રિયનંદીનીએ યોગ્ય જ ઉત્તર આપ્યો.

હું તેમે માટે ખુશી થઇશ અને પ્રેમથી જણાવીશ. સાંભળો !

**स्त्रीणां द्वीगुण आहारो लज्जाचापि चतुर्गुणाः**
**साहसम् षड्गुणश्चैव कामश्चाष्टगुणास्मृताः**

ઉપરના શ્લોકનો અર્થ વિદ્યાચંદ્રે પ્રિયનંદીનીને સંભળાવ્યો. અને જણાવ્યું કે શાસ્ત્ર લખનારાઓ બહુજ વિચારપુર્વક અને અનુભવથી જે લખી ગયા છે, તે બહુ અંશે સત્ય જ નીવડતું જોઇ શકાય છે. મદનના પ્રજ્વલિત થયેલ અગ્નિને સહન કરવામાં પુરૂષો કરતાં સ્ત્રીઓ બહુ જ અશક્ત નીવડે છે. જેને પરિણામે તેઓજ સ્નેહ ખંડિતાનું મુખ્ય કારણ થઇ પડે છે.

પ્રિયનંદિની, વિદ્યાચંદ્ર જે જે કહેતો હતો તે લક્ષપુર્વક મુગ્ધ કંઠે સાંભળ્યે જતી હતી. પરંતુ સઘળો દોષારોપ પોતાનીજ વ્યક્તિ પર થતો જણાવા લાગ્યો ત્યારે તે કિંચિત્ અંશે અસહનિય થઇ પડતાં સ્હેજ નમ્રતાથી પૂછ્યું.

વારૂ ! બધી રીતે અમોજ દોષિત ! એ હું આપનું કહેવું માન્ય કરૂં છું. પરંતુ તે સાથે એટલું જાણવા ઇચ્છું છું કે એવા દોષથી મુક્ત થવાનો શું કોઇજ માર્ગ નહિ હોય ?

હોય ! શા માટે નહિ હોય ? વિદ્યાચંદ્રે જવાબ આપતાં જણાવ્યું. એવા દોષારોપીત થવાનું આ એક મુખ્ય કારણ છે. અન્ય પુરૂષના યશોગાન સાંભળતાં અથવા પોતાના પ્રિયતમથી અન્યમાં અધિકતા જોતાં અથવા પરપુરૂષના એકાંત પ્રસંગમાં આવી પડતાં વિચારની નિર્બળતા વાળી અબળાઓ પર તુર્તજ વિકારનું સામ્રાજ્ય સ્થપાઇ જાય છે. તે એટલું બધું બળવત્તર હોય છે કે તેમાંથી ભાગ્યેજ કોઇ બચી શકવા પામે છે. પ્રિયનંદીની માઠું લગાડવાનું નથી. હું જે કહું છું તે બહુ જ વિચારપુર્વક કહું છું. કદાચ ધારો કે ત્હમે જે ગુણોએ મ્હારામાં આકર્ષાઇ રહ્યાં છો, એ ગુણો કંઇક વિષેશ પ્રમાણમાં અન્ય સ્થળે જોવામાં આવે તો ગુણો ઉપરજ ભ્રમિત થયેલી ત્હમારી વૃત્તિ એ સ્થળે આકર્ષાવા પામે કે નહિ ? હું તેનો જવાબ ત્હમારા તરફથી સાંભળવા ઇચ્છું છું. વિદ્યાચંદ્રે વિષેશ કસોટી કરવા પ્રશ્ન કર્યો.

પ્રિયનંદીની જરા વિચારમાં પડી. પણ વિષેશ વિચાર કંઇ નવીન શંકાનું સ્થાન થઇ પડશે એવા ભયથી સ્હેજ અચકાતી અચકાતી બોલી. વિદ્યાચંદ્ર ! આજે હું નથી સમજી શકતી કે આવો પ્રશ્ન

કરવાનું ત્હમને શું કારણ ઉપસ્થિત થયું છે ? આવો પ્રશ્ન કરવાનું કારણ મ્હારા તરફથી કંઇ થવા પામ્યું હોય એમ મ્હારા સમજવામાં નથી.

ના, હજુ સુધી તો નહિ જ ! વિદ્યાચંદ્રે જવાબ આપ્યો.

તો પછી પ્રશ્નનો અવકાશ જ ક્યાં રહે છે ? પ્રિયનંદીએ જરા ભાર દઇને જણાવ્યું.

હાં. ત્યાંજ સમજવામાં ભૂલ થાય છે. પ્રિયનંદીની ! આપણો સંબંધ એવો બંધાવાનો નથી કે બે ચાર દિવસ અથવા એટલા મહિનામાં જ તે ખતમ કરી નાંખવાનો છે. પણ આપણા જીવનપર્યંત તે ટકાવી રાખવાની પ્રતિજ્ઞાએ જ તે બંધાવાનો છે. તે દરમ્યાન આપણા પરસ્પર બંધાએલા સંબંધમાં લેશ પણ વિક્ષેપ ન થવા પામે તે માટે જ આ આગમચેતીનો પ્રશ્ન છે. આવો સંબંધ બંન્ને પાત્રની તનમન અને ધનની ઐક્યતા અને સર્વ પ્રકારે સાનુકુળતામાં જ સચવાઇ શકે છે. જો એમાં કાંઇક પ્રતિકુળતાનો આભાસ જણાય તો એ સંબંધ ખંડિત થવા સાથે જીવન મહાન કંટક રૂપ થઈ પડે છે. માટે જે કાર્ય કરવું તે પ્રથમથી બહુ જ સંભાળપૂર્વક કરવું ઘટે છે. એ સંબંધે કલાપીની એક કવિતા છે કે—

કરે જો કાંઇ તો સુખથી કરજે ને સુખી થજે
પરંતુ કાંઇ તું ઢચુપચુ રહીને કરીશ ના
કરે છે સાચું તું જરૂર સમજી એમ કરજે
નહિ તો પસ્તાવો દુઃખમય અગાડી બહુ થશે.

ભવિષ્યમાં આવા પશ્ચાતાપના ભોગ થઇ પડવા માટેજ આ પ્રશ્ન છે. માટે બહુ વિચાર કરીને જ હૃદયની પ્રતિજ્ઞા કરજો. અત્યારનો આ આપણો સંવાદ ભવિષ્યમાં આપણા સુખ નિમિત્તે જ નીવડશે એ નિઃસંશય સમજવું. વિદ્યાચંદ્ર આટલું બોલી મૌન રહ્યો.

વિદ્યાચંદ્ર ! ત્હમારા પ્રશ્નથી હું બહુજ ખુશી થઈ છું. કારણ કે એ સઘળા ભવિષ્યના સુખદાઈ છે એ હવે મ્હારા સમજવામાં બરાબર આવ્યું છે. એથી ત્હમારા પૂછેલા પ્રશ્નનો હું ઇશ્વર સાક્ષીએ જવાબ આપું છું કે મ્હારો પ્રેમ ત્હમારા પ્રત્યે હમેશા અવિચળજ રહેશે. ત્હમારાથી કરોડગણા સંપત્તિ આદિમાં વિશેષતાવાળા પાત્ર પરત્વે મ્હારી નજર સરખી પણ ખેંચાશે નહિ. એ ત્હમારે નિઃસંદેહ માનવું. પ્રેમ

એ શી વસ્તુ છે તે હું આજ પર્યંત જરા પણ જાણી શકી ન્હોતી. પરંતુ આજ મ્હને તેની અમૂલ્યતાનો ખ્યાલ આવે છે.

ત્હમારા પ્રત્યે મ્હારો પરિપૂર્ણ પ્રેમ છે, અનિર્વાર્ય પ્રેમ છે. હું ત્હમારા માંહેની જે જે વસ્તુઓ પ્રત્યે મોહિત થઇ છું, તે હું ખાત્રીપુર્વક કહું છું કે તે વસ્તુઓ હું મરણપર્યંત અન્ય સ્થળે જોવાજ નહિ. પામી શકું. અર્થાત ઇશ્વરે એ અન્ય સ્થળે મુકી જ નહિ હોય એમ આત્રીપુર્વક માનું છું. ત્હમારા પ્રત્યે તો મ્હારો પ્રેમ જરા પણ વિક્ષેપ પામ્યા વગર જીવન પર્યંત ટકી શકશે. મ્હારી વિકારી વૃત્તિઓને અન્ય સ્થળે આથડતાં હું જોરભર ટકાવી શકીશ. તેમાં લેશ પણ સંદેહ ન રાખશો. ચળિત હૃદયની અન્ય અબળાઓ પેઠે મ્હને ન ધારશો. હું ત્હમોને ઇશ્વર તરીકે સમજું છું. જગતમાં ઈશ્વિર એક જ છે તેમ મ્હારે મન ત્હમે એક જ હો એ સ્વાભાવિક છે. ત્હમે ત્હમારા હૃદયમાં કોઇ પણ જાતનો ક્ષોભ રાખ્યા વગર અત્યંત પ્રેમથી મ્હારો સ્વીકાર કરશો એટલી જ મ્હારી નમ્ર પ્રાર્થના છે. પ્રિયનંદીની ગળગળિત કંઠે ઉપરના શબ્દો ઉચ્ચારી મૌન થઇ રહી.

પ્રિયનંદીનીના શબ્દોએ વિદ્યાચંદ્રના હૃદયમાં ત્હેના શબ્દોની સત્યતાનો સંપૂર્ણ ખ્યાલ બેસાર્યો. એથી હૃદયમાં વહી રહેલા પ્રેમમાં એક પ્રકારની અધિકતા જ થવા પામી. હૃદયમાં પ્રેમ સાથે હર્ષ ઉભરાઈ જવા લાગ્યો. જેથી અત્યંત હર્ષ સાથે પ્રિયનંદીનીનો કરકમળ પોતાના હસ્થમાં ધારણ કરી કહેવા લાગ્યો કે–સુંદરી ! હું પણ ઇશ્વરને સાક્ષી રાખી હૃદયનો કોઇપણ જાતના અંતરાય વગર અત્યંત પ્રેમથી ત્હારો કરકમળ ગ્રહણ કરી જીવનપર્યંત ત્હને મ્હારા સુખદુ:ખની સમભાગીની બનાવું છું. આજથી આપણો અન્ય સર્વસંબંધ વિસારી માત્ર પતિપત્નિના ગાઢ સંબંધથી બંધાઉં છું. મ્હારા શબ્દો હું મ્હારા અંતપર્યંત સત્યસ્વરૂપે નીભાવી શકું એટલી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરી હૃદયના પ્રેમ અને હર્ષથી ત્હારો સ્વીકાર કરૂં છું. આમ કહી પ્રિયનંદીનીના ઉજ્વળ વિશાળ ભાલપર પૂર્ણ પ્રેમની નીશાની દાખલ એક ચુંબન કર્યું. બંન્ને પાત્રના પ્રેમ અને હર્ષનો આજે અવધીજ બની રહ્યો હતો. બેઉના અંતઃકરણમાં અત્યારે માત્ર એકજ તિવ્ર જીજ્ઞાસા વ્યાપ્ત થઇ રહી જણાતી હતી કે, અમારા શબ્દોનું ઇશ્વર

યથાર્થ સત્ય હમેશા અવિચ્છિન્ન રાખે. બન્ને પાત્રોના શરીરમાં કોઇ નવીન શક્તિનો જ સંચાર થતો હોય તેમ જણાવા લાગ્યું.

પ્રિય વાંચનાર ! કોણ કહી શકશે કે ઉપરનાં પાત્રમાં લેશ પણ ક્ષોભના ચિન્હ જણાશે. પરંતુ ના, તેમ નથી બની શકતું. આ સંસારની ઉત્પત્તિ જ એવી થયેલી છે, કે જેમાં સુખ અને દુ:ખ બંને સમ ભાગે જ વહેંચાઇ ગયેલાં છે. એથી સંસાર સુખમય છે કે દુ:ખમય ? તે યથાથ સમજી શકાતું નથી. રાજર્ષિ ભતૃહરી કહે છે કે—

**क्वचित् विणावाद क्वचिदापिच हाहेति रुदितम् ।**
**क्वचित् रम्यानारी क्वचिदपि जराजर्ज वपुः ॥**
**क्वचित् विद्वत् गोष्टि क्वचिदपि सुरामत् कलह ।**
**न जाने संसारोमृतमयं किंम् विष्मयम् ॥**

આવા સુખ દુ:ખથી ભરપૂર ભરેલા સંસારમાં ભ્રમણ કરતા પ્રાણીઓ ઇચ્છા તો હમેશા સુખની જ રાખે, પરંતુ કેવળ એકલા સુખની અપેક્ષા એ કુદરતી નિયમથી વિરૂદ્ધ હોઇને પ્રાપ્ત થઇ શકતી નથી—અર્થાત્ જીવનપર્યંત ટકી શકતી નથી. સંસાર અનિત્ય છે તેમ સંસારની વસ્તુઓ પણ બધી અનિત્ય છે. સદ્‌વસ્તુ પ્રત્યે ભાવ અને અનિષ્ટ પ્રત્યે અભાવ એ પ્રાણી માત્રનો સ્વભાવ છે. એટલે એક સારી વસ્તુ ખરાબ થયા પછી તેના પ્રત્યે પુર્વવત્ ભાવ કદી પણ ઉપજી શકતો નથી. અમુક વસ્તુ પ્રત્યે ભાવ ત્યાં સૂધી જ ટકી શકે છે કે એથી અધિક પ્રમાણવાળી વસ્તુના પ્રસંગમાં નથી આવી શકાતું. આ નિયમ માત્ર વાત્સલ્યભાવમાં અસ્થિર થવા પામતો નથી. પરંતુ અન્ય વસ્તુ પરત્વે તો ઉપરનો જ નિયમ બહુધા સ્વીકારવો પડે છે. અસ્તુ આપણે માત્ર એટલું જ અવલોકવાનું છે કે બંન્ને પોતપોતાનો પ્રેમ ક્યાં સૂધી નીભાવી શકે છે.

બંને પોતપોતાના વિનોદ વાર્તાલાપમાં એટલાં તો મશગુલ બની ગયાં હતાં કે ભોજનના સમયનું ભાન પણ રહેવા પામ્યું નહોતું. બંન્નેના નીકળેલા આંતરિક શબ્દોએ બંન્નેને પ્રેમમય બનાવી દીધાં. હવે એમાંથી એકેયને કોઇ જાતની શંકાનું સ્થાન રહેવા ન પામ્યું. બંન્નેને જાણે આજથી જ પોતાના પ્રેમની શરૂઆત થતી હોય તેમ જણાવા લાગ્યું. એક ચાકરે આવી પ્રિયનંદીનીને ભોજનના સમયની

ઇશારત કરી. હમણા જ આવીએ છીએ. એમ કહી અનુચરને વિદાય કર્યો. પાછળથી બંન્ને એક બીજાના અવલંબને ઉભા થઇ ભોજન ગૃહમાં ગયાં. અરધાએક કલાકમાં ભોજનને ઈન્સાફ આપી બંન્ને વિશાળ દીવાનખાનામાં આવ્યાં. વિદ્યાચંદ્ર ઝુલાપર બેસી ઝુલવા લાગ્યો. પ્રિયનંદીની સ્હામે દીવાલપર પડેલા કોચપર બેઠી. કેટલીક પ્રસંગાનુસાર વાર્તાલાપ કરી વિદ્યાચંદ્રે જવાની પરવાનગી માગી. પણ, પ્રેમને વિવશ થઈ ગયેલી પ્રિયનંદીનીએ ત્હેને એક ક્ષણ પણ અલગ થવાની ચોખ્ખી ના કહી. પ્રેમથી પરાધિન થએલા વિદ્યાચંદ્રથી ત્હેની આજ્ઞાનું ઉત્થાપન થઇ શક્યું નહિ. જેથી લાચારીએ ત્યાં જ બેસી રહેવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. થોડીવાર શાંત બેઠા પછી વળી પ્રિયનંદીનીએ વાત છેડી. આ વખતે ત્હેમની વાતચિત સાંભળી શકે તેટલું નજદિક કોઇ જ નહતું. એથી પ્રિયનંદીનીને પ્રેમી શબ્દોનો ઉચ્ચાર કરવાને કંઇ જ પ્રતિબંધ નડયો નહિ. તે જરા હસતાં હસતાં જણાવવા લાગી.

પ્રાણેશ ! આજથી હું આપને પ્રાણ, પ્રાણેશ, પ્રિયતમ એવા જ શબ્દોથી બોલાવીશ. કહો એ ત્હમને ગમશે કે નહિ ?

પ્રાણવલ્લભા ! વિદ્યાચંદ્રે આસપાસ દ્રષ્ટિ ફેંકતાં જણાવ્યું. પ્રેમની અપ્રતિમ દીવ્ય સુંદરી ! પ્રિયતમનું મન હરણ કરનારી મનોરમા ! પ્રેમી દંપત્તિઓમાં હમેશા એવા જ શબ્દોનો વ્યાપાર ચાલે છે. પ્રેમીને પ્રેમીના મુખાર્વિંદમાંથી નીકળેલા શબ્દની પાસે અમૃતની પણ કીંમત અંકાય છે. ત્યારે એવા અમૂલ્ય શબ્દો ત્હમને ગમશે કે નહિ ? એ પૂછવુંજ ભૂલભરેલું છે. મનહરણી ! ત્હારા મુખાર્વિંદમાંથી જન્મ પામેલા શબ્દોને હું અમૃતથી પણ અધિક સમજું છું. તે સાથે મ્હારા ભાગ્યની પણ બલિહારી માનું છું, કે ત્હારા જેવાં દેવને પણ દુર્લભ એવાં દીવ્ય રત્નનો વિધીએ મ્હને ભોક્તા બનાવ્યો.

સુંદરી ! ત્હારા જેવી સૌંદર્યવતી સ્ત્રીનો પત્તિ થવાને ખરેખર હું ઇશ્વરનો કોઇ મહાન કૃપાંકીત હોઉં એમ જણાય છે. ત્હારા જેવું અમૂલ્ય રત્ન આ વસુંધરામાં ભાગ્યે જ કોઇને પ્રાપ્ત થતું હશે. એવી અપ્રાપ્ય વસ્તુનો શબ્દ મ્હને ન ગમે, એ કલ્પના જ ત્હને કેમ સૂઝી ? કહે કહે, આગળ શું કહેવા ઇચ્છા છે ? ત્હારી એક પણ આજ્ઞા આ દાસથી હવે અમાન્ય થઈ શકવાની જ નથી.

વાંચનાર, જોઇ શકશે કે વિદ્યાચંદ્રમાં હવે પ્રેમનું પરિપૂર્ણ સ્વરૂપ

પ્રકાશ પામતું આવે છે. આ શબ્દો બોલનાર વિદ્યાચંદ્ર તે પૂર્વનો વિદ્યાચંદ્ર ન હોય. પણ, પ્રિય વાચક સર્વત્ર એમ જ છે. પ્રાણી માત્રમાં વિવેક વિચાર વિગેરે ત્યાં સુધી જ ટકી શકે છે કે જ્યાં સુધી પ્રેમના ઝપાટાથી અલગ રહેવા પામ્યો હોય. પ્રેમના પ્રબળ પ્રભાવમાં સંડોવાયા પછી તો સર્વત્ર વિદ્યાચંદ્રની સ્થિતિનું જ અવલોકન થઇ શકશે. સ્હાબાશ છે પ્રેમ! ત્હારા આવા પ્રતાપી સ્વરૂપને હજારો ધન્યવાદ છે.

ધન્ય છે! નાથ! આપના મુખારવિંદમાંથી એવા જ શબ્દોનો ઉચ્ચાર થવો ઘટે છે. પરંતુ આપ જે 'દાસ' શબ્દ બોલી ગયા એ શબ્દ સાંભળવાને હું પાત્ર નથી. આપ કોઇના દાસ ન થાવ એ જ મ્હારી ઇચ્છા છે. તેમાં હું તો ત્હમારી એક ચરણ સેવનારી દાસી, તેના પ્રત્યે એ પ્રયોગ જરા પણ ઘટતો નથી. પ્રિયનંદીનીએ વિદ્યાચંદ્રની ભૂલનું ભાન કરાવ્યું.

વિધુવદની! હું સત્યજ કહું છું કે આજથી હું ત્હારો દાસજ થઇ રહ્યો છું. એ દાસ શબ્દ મ્હને બીજા કોઈ પણ શબ્દ કરતાં વિશેશ પ્રિય થઇ પડે છે. વારૂ! પણ આપ આગળ કહેવા શું માગતા હતાં, તે તો વચ્ચેથી જ ઉડાડી દીધું.

હું કહેવા એ ઇચ્છું છું કે આજથી ત્હમારે હમેશા અહિંજ નિવાસ કરવો. પળ પણ મ્હારી પરવાનગી વગર પગ બહાર ન ભરવો. કહો, એટલી મ્હારી ઇચ્છા ત્હમે પરિતૃપ્ત નહિ કરી શકો? પ્રિયનંદીનીએ આજ્ઞાના સ્વરૂપમાં પણ નમ્રતાથી જ પૂછ્યું.

વિદ્યાચંદ્ર થોડી વાર વિચારમાં પડી ગયો. હવે ત્હેને પણ અહિંથી અળગું થવું ગમતું તો નહોતું જ. તથાપિ શરૂઆતમાંજ આટલી ઉતાવળથી આસપાસનાઓની આંખે ચડી જવાનો ભય હતો. તેથી એવું સાહસ વ્હોરી લેવું એ પોતાના વિચારની વિરૂદ્ધ જણાતું હતું. જ્યારે બીજી બાજુ આજ્ઞાની અમાન્યતાએ પ્રિયનંદીનીને માઠું લાગી જવાની ભીતિ હતી. જેથી શો જવાબ દેવો એ ઘડીભર વિચાર જેવું થઇ પડયું. છેવટે એ ભીતિથી પ્રિયનંદીનીને વાકેફ કરી ત્હેને વ્યાજબી લાગે તો એ સાહસમાં ન ઉતરવું એવો નિશ્ચય કરી જણાવવા લાગ્યો.

પ્રેમદેવી! હું સમજું છું કે મ્હારો અલ્પકાળનો વિયોગ પણ ત્હારાથી સહન કરવો મુશ્કીલ છે પ્રેમી પ્રેમીથી અલગ રહી શકતો નથી. તથાપિ આપણે આજથી જ જો એ સાહસ વ્હોરી લઇશું તો પ્રભાતમાં જ આપણી બેઅદબીનાં બણુગાં ફૂંકાવા માંડશે. ગામને મોંઢે કાંઇ આડા હાથ દેવા જઇ શકાશે નહિ. એથી મ્હને તો સારો માર્ગ એજ લાગે છે, કે પ્રથમ કરતાં હું અહિ વિશેશ વખત ગાળીશ એમ કરતાં ધીમે ધીમે એ પ્રમાણ વધતું જશે. એટલે થોડા જ વખતમાં લાંબો વખત રહેતાં પણ આપણે નિષ્કલંક રહી શકીશું. કહો, હું ધારૂં છું કે મ્હારા આ અભિપ્રાયને ત્હમો પણ મળતા જ થશો. વિદ્યાચંદ્રે નિષ્કલંક રહેવાનો માર્ગ સૂચવ્યો.

વિદ્યાચંદ્ર! જૂદા જૂદા સ્વભાવવાળા માણુસો તો આપણે થોડો વખત સાથે રહેશું તો પણ તેઓ તો ત્હેમનો ભાવ ભજાવવાના જ છે. છતાં આપણુને તેથી જરા પણ ડરવાનું નથી. ગામ ગમે તે કહે તેથી આપણને શી નુકશાની જવાની હતી? ક્યાં આપણે કોઇની પાસે બે પૈસા ઉછીના લેવા જવાના હતા? હવે તો મ્હારૂં માનો તો આપણે કોઇની જરા પણ પરવા કરવાની નથી. આપણા પ્રેમમાં જરા પણ ન્યુનતા શા માટે આવવા દેવી જોઇએ. હું એવા ભયને જરા પણ ગણકારતી નથી. બસ, હું ત્હમને આગ્રહપૂર્વક કહું છું કે ત્હમારે હવે હમેશા અહિં જ રહેવું પડશે. એક ક્ષણ પણ હું ત્હમોને બહાર નીકળવા નહિ દઉં. કહો મ્હારા પ્રેમને ખાતર ત્હમો આટલું કબુલ નહિ કરો? ત્હમો અહિંથી જરા પણ દૂર થતાં મ્હારૂં શરીર સૂકાતું રહેશે, કહો મ્હારા શરીરને પ્રફુલ્લ રાખવાની ત્હમે ત્હમારી ફરજ નહિ વિચારો? પ્રિયનંદીએ ક્યાંઇ પણ જવાની ચોખ્ખી મનાઈ કરતાં જણાવ્યું.

વિદ્યાચંદ્રમાં હવે કંઇ પણ પ્રત્યુત્તર આપવા જેટલી શકતી રહી નહિ. સ્ત્રી હઠને લાચારીએ આધિન જ થવું પડયું. અંતે ત્યાં જ રહેવાનું કબૂલ કર્યું. પાછળથી બંન્ને એકાંતનો અવસર વિચારી એક અન્ય દીવાનખાનામાં ગયાં. અને અવનવી શૃંગારી ચેષ્ટામાં નિમગ્ન બન્યાં. વાંચનાર! આપણે ત્હેમના એ કાર્ય પ્રત્યે દૂર્લક્ષ રાખી ત્હેમના હરીફ તરફ પ્રયાણ કરીશું.

---

# પ્રકરણ ૧૨ મું.



## ફરેબી કાવતરૂં.



સિંહનો ભક્ષ શીયાળ પડાવી ગયો! શ્રીમંતનું રત્ન એક કંગાલ હરી ગયો! પણ, એ ક્યાં સૂધી, જ્યાં સૂધી હું શાંત રહ્યો છું ત્યાં સૂધી. મ્હારી પાથરેલી પ્રપંચની જાળમાં એ બન્ને મગતરાં સપડાઇ જશે. પણ, હવે શો માર્ગ લેવો? એનું તો રાત દિવસ એજ નિવાસસ્થાન થઇ પડયું. બહાર પણ નીકળતો નથી કે જેથી કંઇક કાન ભંભેરી શકાય. આડીઅવળી વાતોથી મન ઉલટાવી નંખાય પણ, કાંઇ ફીકર નહિ. મ્હને એક માર્ગ બહુજ ઉત્તમ મળી આવ્યો છે. જેને માટે મ્હને પૂર્ણ ખાત્રી છે કે તેમાં હું અવશ્ય ફળ મેળવીશ. પણ, એ બહાર ન નીકળે ત્યાં સૂધી એ આશા હવાઇ કીલ્લા માફક સમજવાની છે. છતાં કોઇ ઉપાયે ત્હેને બહાર તો બોલાવવો જ. હાથમાં સપડાયા પછી તો એને પેલી જગ્યાએ હાથપગ બાંધી છૂપાવી દેવો. અન્નપાણીના પણ સાંસા પાડવા એટલે બેચાર દિવસમાં એની મેળેજ એના રામ રમી જશે. આહા! પછી, બંદાની યુક્તિમાં બંદા વિજયવંત જ છે. પરંતુ આ કાર્યમાં હવે વિલંબ ન લગાડવો. લંબાણુ થયાથી બાજી હાથથી જતી રહેશે. બસ, ત્યારે ઉપડો મ્હેં વ્યવસ્થા તો બધી ઘડી રાખી છે,

સંધ્યા ગાઢ રાત્રીમાં મળી જતી હોય તેમ જણાતું હતું. આવા સમયમાં એક તરૂણ પુરૂષ પોતાના હૃદયમાંથી આવા ઉદ્ગારો કાઢી રહ્યો હતો. વાંચનાર! જાણી શકશે કે એ કોઇ સ્ત્રી રત્નને પ્રાપ્ત કરવા પ્રપંચી જાળ ગોઠવી રહ્યો હતો. તે બીજો કોઇ જ ન હતો, પણ, વિદ્યાચંદ્રનો હરીફ અને પ્રિયનંદીનીનો આશક સુંદરલાલ હતો.

રાત્રી પોતાના અંધકારની છાયા સમસ્ત જગત પર ધીમે ધીમે પાથરતી જણાતી હતી. આવા ગાઢ અંધકારમાં એક પુરૂષ કેવળ શ્યામ વસ્ત્રથી સજ્જીત બની, પોતાના બંગલામાંથી બહાર નીકળી, ગલી કુંચી વાળા આડા અવળા માર્ગે થઇ એક બેઠા માળના ન્હાના ઘર પાસે આવી પહોંચ્યો. માત્ર ઉપરના જ માણસો

સાંભળી શકે તેમ **હુસેનખાન** કહી એક બૂમ મારી. કોન ! સુંદરલાલ્ર શેઠ ! ઉપરથી જવાબ મળ્યો. હાંજી ! કહી સુંદરલાલે તેમને નીચે બોલાવ્યો. થોડાજ વખતમાં મજબૂત બાંધાના અને કદાવર શરીરના ચાર માણસો સુંદરલાલ પાસે આવી હાજર થયા. સુંદરલાલે હુસેનખાનને કાનમાં કંઇક સૂચના કરી, એટલે એક ક્ષણ પણ નહિ ટક્તાં તેજ વખતે ત્યાંથી સઘળા સુંદરલાલ સાથે રવાના થયા. અને એક ચોક્કસ જગ્યાએ આવી પહોંચ્યા, કે જે સ્થળે પ્રિયનંદીનીનો બંગલો આવેલો હતો. હવે અંદરના પુરૂષને કેવી રીતે બહાર આણુવો એ વિચાર થઇ પડયો. સુંદરલાલથી તો અંદર પ્રવેશ થઈ શકે તેમ હતું જ નહિ. કારણ કે કેટલાએક દિવસથી ત્હેને અહિથી પાણીચું પકડાવી દેવામાં આવ્યું હતું. એ ઉપરાંત ત્હેનાથી બૂમ મારીને પણ બોલાવાય તેમ ન હતું. આ વખતે રાત્રીના નવેક વાગ્યાનો સુમાર હતો. તે બહાર આવ્યા વગર તેમનું કોઇ પણ કાર્ય ન સરે એમ જણાતાં એક માણસને અંદર મોકલી ત્હેને બહાર બોલાવી લાવવા નિશ્ચય કર્યો. પ્રિય નંદીની તથા વિદ્યાચંદ્ર આ સમયે પોતાના એશઆરામમાં લીન થયેલાં હતાં એવામાં સ્યામ વસ્ત્ર ધારી એક પુરૂષ ત્હેમની સ્હામે જ આવી ઉભો. દાદર પણ તે એટલો ધીમે પગલે ચડયો હતો કે તેનો પગરવ પણ બંન્નેમાંથી કોઇને સાંભળી શકાયો નહિ. ત્હેની પ્રત્યે દ્રષ્ટિ પડતાં જ વિદ્યાચંદ્ર ક્ષણભર તો તેની સામે જોઇ રહ્યો. ક્ષણ વારતો એમ જણાયું કે કદાચ તે પ્રિયનંદીનીના કાર્યાર્થે આવ્યો હશે. જે આજ સુધી મ્હારી દ્રષ્ટિએ પડયો નહિ હોય. પણ ના, તેમ પણ ન હતું કારણ કે પ્રિયનંદીની પણ ત્હેને જોઇ સ્તબ્ધ બની રહી હતી. એ ઉપરથી એક અજાણ્યો પુરૂષ પોતાના બંગલામાં આવી ચડયો છે એમ જણાતાં સ્હેજ કર્કશ સ્વરે પૂછ્યું. કોન હય ?

હજુર ! આપકો દો આદમી કોઇ નીચુ બુલા રહા હય. આપકો દરિઆફ્ કરનેકા કામ યેહ ગુલામકો દીયા ગયા હય. આવનારે નમૃતાભર્યો જવાબ આપ્યો.

વિદ્યાચંદ્ર અને પ્રિયનંદીની બંન્ને વિચારમાં પડી ગયાં. કોઇ નહિ ને આજ કોણ બોલાવતો હશે, એ સંશયમાં પડી ગયાં. બંન્ને પરસ્પર એક બીજાના મ્હોં સામું જોઇ રહ્યાં. પોતાને આવા વખતે

કોઇ નીચે બોલાવે એવું કોઇ હતું જ નહિ. એથી એ માણુસ પોતાની સરત ચૂકથી અહિં આવી ચડયો હશે એમ ધારી વિદ્યાચંદ્રે પૂછ્યું હમકો બુલાતે હય? કૌન બુલાતે હય? કયા નામ હય જો નીચુ ખડા રહા હય? વિદ્યાચંદ્રે રૂવાબથી ઉતાવળે જ પ્રશ્ન પૂછ્યા.

આવનાર વિદ્યાચંદ્રના પ્રશ્નોના જવાબ આપતાં ગભરાયો. તો પણ કંઇક જવાબ તો આપવો જ જોઇએ એ નિમિત્તે બોલી ઉઠયો હજુર!

ગુલામહુસેનકી સાથ ઓર કોઇ આદમી હય વોહ આપકું બુલાતેં હય.

જવાબ સાંભળી વિદ્યાચંદ્ર ચમકયો. ગુલામહુસેન એ નામના કોઈપણ માણુસ સાથે પોતાને લેશપણ પરિચય પડેલ ન હોવાથી કંઇક શંકા ગ્રસ્ત થયો. આવનારના જવાબમાં પણ કંઇક શંકા પડવા માંડી. કદાચ પોતાના દુશ્મનનું આ કારસ્થાન હોય એમ જણુાતાં સુંદરલાલ યાદ ચડી આવ્યો. એજ હશે; એમ પ્રથમ સુંદરલાલના મુખમાંથી નીકળેલા શબ્દોએ અનુમાન બાંધ્યું. તેથી એ સંદેહનો નિર્ણય કરવા આવનાર ન જાણી શકે તેવા શાંત ભાવે અને નમૃતાએ પૂછ્યું કૌન સુંદરલાલ શેઠ હય?

હાં હજુર! વોહી જ હોગા.

ત્હુમ કૌન હો? વિદ્યાચંદ્રે પોતાનું અનુમાન સત્ય નીવડતાં ફર-ડાકીથી પૂછ્યું.

જી! મયઁ ગુલામહુસેનકા ભાઇ હું.

અચ્છા જાવ, બોલો અભી આતેં હય. કહી વિદ્યાચંદ્રે આવ-નારને વિદાય કર્યો. પોતાના બે ત્રણુ નોકરો સૂતા હતા ત્હેને જગાડી દરવાજા પાસે બેસાર્યા. અને એકને ત્હેમની પાસે મોકલી કહાવ્યું કે નીચે ઉભેલા માંહે સુંદરલાલ શેઠને કહેજે કે આપને મળવું હોય તો દિવસના મળજો રાત્રીએ મળવા હું ખુશી નથી. ચાકર અંધકારને લીધે એક ન્હાનું ફાનસ લઇ બહાર ઉભેલા માણુસ પાસે આવ્યો. અને વિદ્યાચંદ્રે કહ્યા પ્રમાણે સુંદરલાલને કહી પોતાના બંગલામાં આવી પહોંચ્યો. સુંદરલાલને તુર્તજ જાણુવામાં આવી ગયું કે ઉપર

જનાર માણસે બધો તાલ બગાડી નાંખ્યો છે. આવનારાઓની સાથે હું પણ સામીલ છું એ ઉપર જનારેજ જણાવેલું હોવું જોઇએ. ઠીક ! હવે અત્યારે લાંબી ચોળા ચોળ ન કરતાં એ વાતને આટલેથી જ દાબી દેવી એ ઉત્તમ છે. પોતાનો ભેદ બધો ખુલ્લો પડી જવાથી ત્હેની મુખાકૃતિ ઉપર ફીકાશ વ્યાપી રહી હતી. પરંતુ અંધકારને લીધે એ કોઇને જણાઇ શકી નહિ. ચારે જણા વ્હીલે મ્હોએ પાછા ફર્યા. બે માર્ગનો સંગમ થતાં સુંદરલાલ પોતાના સ્થાન પ્રત્યે હુસેનખાનની રજા મેળવી બીજે દિવસે મળવાનું કહી વિદાય થયો. હુસેનખાન પોતાના સોબતીઓ સાથે પોતાને ઘેર ગયો. કાર્ય ન થયું. પણ તેમાં હુસેનખાનને કંઇ નુકશાની ગયેલી ન હતી. ત્હેને તો પોતાની મહેનત બદલ પ્રથમથી જ વસુલ કરી લીધું હતું. સુંદરલાલને પૈસાનો વ્યય થયેલો તેની તો ચિંતા જ ન હતી. પરંતુ ધારેલી આશામાં નિષ્ફળ નીવડવાથી એનું હૃદય ઉકળી રહ્યું હતું. બે ચેન હૃદયે પોતાના બંગલામાં તો આવી પહોંચ્યો. તથાપિ ત્હેને શાંતિ કયાંઈ મળતી ન હતી. વિચારમાં ને વિચારમાં ત્હેનું મગજ ભમી રહ્યું હતું. હવે શી યુકતી અજમાવવી કે જેમાં ધારેલી આશા ફળિભૂત થાય એજ ચિંતા હૃદયને ડોળી નાંખતી હતી. પ્રથમ યોજેલી યુક્તિ ફરી યોજવામાં સાર ન જણાયો. પણ ઉલટી દ્રવ્યની જ હાની જણાઇ. એથી એ વિચાર તો સર્વથા નિમૂળ કર્યો. અને પુનઃ અન્ય વિચારમાં પડયો. એ વિચારને અંતે એક નિર્ણય થયો. જેનું પરિણામ પોતાના જ લાભમાં ઉતરશે એમ નિઃસંદેહ જણાતાં શાંતિથી નિદ્રાનું આવાહન કરવા લાગ્યો.



# પ્રકરણ ૧૩ મું.

## એક પ્રપંચી પત્ર.



વિદ્યાચંદ્ર અને પ્રિયનંદીની, મોકલેલા અનુચરનીજ રાહ જોઇ રહ્યાં હતાં. ત્યાં તો એજ ક્ષણે મોકલેલો અનુચર આવી ઉપસ્થિત થયો. અને ત્રણ જણ સાથે ચોથો સુંદરલાલ હતો એ નિશ્ચય પુર્વક જણાવ્યું. સઘળ કાળા પોશાકમાં જ હતા. પરંતુ તેઓનો ઉદ્દેશ શો હતો તે જણાઇ શકયું નહિ. વિદ્યાચંદ્રે સઘળું ગંભિરતાથી સાંભળ્યું. અને અનુચરને વિદાય થવાની આજ્ઞા આપી. સુંદરલાલે રચેલા આ તર્કટથી પ્રિય નંદીનીના તો હોષજ ઉડી ગયા હતા. ચાકર ગયા પછી તુર્તજ ભયભીત થયેલી હરણી જેમ આશ્રય સ્થાન મળતાં વળગી પડે તેમ વિદ્યાચંદ્રને કંઠે બંન્ને ભુજાઓ વતી લપેટાઈ રહી. ભયથી અનુકંપિત બનેલા હૃદયમાંથી શ્વાસ વિષેશ ગતિએ વહી રહ્યો હતો પગમાં સર્વત્ર શિથિલતાજ પ્રસરી રહી હતી. કમળ સરખા કોમળ હાથ હજુ કંથના કંઠમાંજ લપેટાઈ રહ્યા હતા. ધુંટણ જમીનપર ટેકાવી પોતાના મુખાર્વિંદને કંથના મુખ તરફ ઉંચું રાખી ગદ્દગદિત કંઠે કહેવા લાગી. પ્રાણેશ ! તે દિવસ થયેલા અપમાનનું વૈર લેવાજ એ દુષ્ટ અત્યારે આવ્યો હશે. પરંતુ આપણા ઉપર ઇશ્વરની એટલી કૃપા કે એનો ગુહ્ય ભેદ તુર્તજ આપણા જાણી જવામાં આવ્યો. હજુ એ દુષ્ટ કોણ જાણે કેવા કેવા ઉપાયો યોજશે. નાથ ! મ્હને એ દુષ્ટનો બહુજ ભય લાગે છે. હજુ ત્હમારા ઉપર એ નહિ કરવાના પ્રપંચો કરશે. આપણને આજથી બહુજ સાવચેત રહેવાની જરૂર છે. આપણી જરા પણ ગફલતીનો એ પાપી લાભ લીધા વગર ચૂકશે નહિ. એથી હું આપને પગે પડીને પ્રાર્થના કરૂં છું કે આપ આ સ્થળથી હવે એક પળ પણ બહાર જશો નહિ. એ દુષ્ટે એના જાસુસો આપની પાછળ જ ફરતા રાખ્યા હશે. કૃપા કરી એટલું કહો કે હું કયાંઈ નહિ જાઉં. પ્રિય નંદીનીએ આટલું પોતાના પ્રિયતમના પગમાં પડી જણાવ્યું.

વિદ્યાચંદ્ર, પોતાની ભીરૂ પત્નિને આશ્વાસન આપવા લાગ્યો.

દેવી! ત્હમારે જરાએ ચિંતા કરવાનું કારણ નથી. એનો લેશ પણ ભય ધરવાની જરૂર નથી. શું? એ મર્દ છે, અને બીજાઓ ના મર્દ છે? એ દુષ્ટના ફંદને હું એક પળમાં છીન્ન ભિન્ન કરી નાંખવા જેટલી શકતી ધરાવું છું.

પ્રિય નંદીની! એ મુર્ખને એટલું પણ ભાન ન રહ્યું કે હું કોની સામે પ્રપંચ રમું છું? એની પ્રથમ યુક્તિમાંજ એ નિષ્ફળ નીવડયો, છતાં એનો જીદ્દી સ્વભાવ એને વધારે ને વધારે ઉશ્કેરતો જ રહેશે. અને આપણે આપણી સાવધાનીમાં વધારે ખબરદાર રહેશું. મ્હને જણાય છે કે એ આવતી કાલે પણ એનો કંઇક નવીન તર્ક ચલાવશે.

ચાલો, જવાદો એ વાતને.

ના, પ્રિયનંદીની વચ્ચેજ બોલી ઉઠી.

મ્હને પ્રથમ એટલું કહો કે હું કયાંઈ બહાર નહિ જાઉ.

ભીરૂ વલ્લભા! જો કે હું ભીરૂ નથી, તો પણ ત્હને શાંતિ આપવા ખાતર ત્હારા શબ્દોને માન આપી કહું છું કે હું સંપૂર્ણ સાવચેતી વગર કયાંઇ પણ બહાર નહિ જાઉં. પ્રિયનંદીની પોતાના પ્રિયતમના આટલા શબ્દોથી શાંતિ પામી. પ્રેમ પૂર્વક વિદ્યાચંદ્રનો હાથ ઝાલી શયન ભુવનમાં ગઇ. પ્રેમી દંપત્તિ પ્રેમનાજ વાર્તાલાપમાં મીઠી શાંત નિદ્રાને આધિન થયાં. પ્રભાત થતાં સહુ જાગૃત થઇ પોતપોતાને કામે વળગ્યાં. પ્રેમા જોડું સ્નાનાદિક કાર્યથી પરવારી ભવ્ય દિવાનખાનામાં આવી ઉપસ્થિત થયું ચાકરે ચાહના પ્યાલા હાજર કર્યા બંન્ને તેને ઇન્સાફ આપવા લાગ્યા. એવામાં પોસ્ટમેને આવી એક બીડેલો પત્ર વિદ્યાચંદ્રના હાથમાં આપ્યો.

વિદ્યાચંદ્રે એ રત્નલક્ષ્મિનો હશે એમ ધારી ઉલટભર ફોડયો. જરા વાંચ્યો અને ચમકયો. પત્ર એટલેથીજ અધુરો રાખી દિગ્મુઢ જેવો બની ગયો, પ્રિયનંદીની એકી ટશે વિદ્યાચંદ્ર પ્રત્યે જોઇ રહી. પત્ર કહોનો હશે, શું લખ્યું હશે? વિગેરે વિચારમાં પડી બોલી.

પ્રાણેશ! કહોનો પત્ર છે? શું લખ્યું છે? અર્ધ વાંચતાંજ કેમ આમ ઉદાસિન બની ગયા. શું કંઇ અશુભ સમાચાર છે?

ના! વિદ્યાચંદ્રે જરા રોષથી જ કહ્યું.

ત્યારે ? કેમ બોલતા નથી ? કહોને, મ્હારો જીવ અકળાય છે.

અકળાવા જેવો પત્ર નથી. પરંતુ વિચારવા જેવો છે. વિદ્યાચંદ્રે પુનઃ એ પત્ર પોતાની દ્રષ્ટી સમિપ ધર્યો અને મનમાંજ વાંચવા લાગ્યો.

વંચનાર ! તે પત્રમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

મ્હારા પ્રાણુની સંજીવીની ! રસિક રાસેશ્વરી રાધિકા સમાન પ્રિય મુર્ત્તિ મુક્તા ! હું ધારૂં છું કે આ પત્ર ત્હને જ મળશે એટલે કંઈ ગભરાવાનું કારણુ નથી. એથી જ ત્હારા પ્રેમાનુરાગીએ આ પત્ર લખવાનું સાહસ વ્હોરી લીધું છે. વ્હાલી ! સાંભળવા પ્રમાણે હાલ ત્હું સ્વતંત્ર થઇ હો એમ જણુાય છે. જો તે સત્ય જ હોય તો હું આશા રાખું છું કે ત્હેં આપેલું વચન ત્હું ભૂલી ગઇ હોઇશ નહિ. હૃધ્યેશ્વરી મ્હને આટલું લખવાની અગત્ય નહિ રહે કે, એક અપૂર્વ સૌંદર્યવતી સુંદરીના પ્રેમપાશમાં પડેલા પુરૂષની એ પ્રેમવતી પ્રમદાના અભાવે કેવી અવદશા અનુભવવી પડતી હશે ! પ્રેમને પરિપૂર્ણ જાણુનારી પ્રિયતમા ? ત્હારા મુખાર્વિંદના અદર્શને જે મ્હારી તબીયત હાલ બહુ જ બગડી ગઇ છે. તે એટલે સૂધી કે જો હવે ત્હું મ્હને સત્વર આવી મળવામાં વિલંબ કરશે તો, હું આ દુનીઆનો માત્ર થોડા જ દિવસમાં પરિત્યાગ કરીશ. સુંદરી ! ત્હારો સંદેશ ત્હારા નોકરે મ્હને સંભાળ પૂર્વક પહોંચાડયો છે. તેને માટે જન્મ જન્મનો ઉપકારી થયો છું બસ હવે વધારે લખવા મ્હારી કલમ ચાલતી નથી. સંક્ષેપમાં એટલું જ કે મ્હારી જીવનદોરી લંબાવવી એ એક ત્હારા જ હાથમાં છે.

લી. હું છું ત્હારા દર્શનાતુર

વિદ્યાચંદ્રે એક વખત આ પત્ર વાંચ્યો છતાં જાણે અતૃપ્ત રહ્યો હોય તેમ ફરી વાંચ્યો. પત્ર હાથમાં એમને એમ જ રહ્યો અને વિચારમાં અટવાયો. શું, પ્રિયનંદીની અન્ય ઉપર આશક ! જેને હું મ્હારી સમજું છું તે બીજાની પાછળ ઘસડાય છે ! શું, ભર્તુહરીના કથનનો હું જ દૃષ્ટાંત થઇ પડયો ? પ્રિયનંદીનીના ચળિત પ્રેમમાં હું જ લુબ્ધ થઈ પડયો ? શું પ્રિયનંદીની તે દુષ્ટ પીંગલા જ નીવડી ? પણુ ના ! મ્હારી એ માન્યતા સત્ય ન નીવડે એમ જ હું ઇચ્છું છું. પ્રિયનંદીની ! મ્હને વિશ્વાસ છે કે ત્હુ મ્હારાથી બે દિલ નહિ જ હો. વિકારવાળી અને ચલિત મનોવૃત્તિની ત્હું નહિ જ હો ! મ્હને ત્યાગી

અન્યપર અનુરાગી નહિ જ હો ! મ્હારૂં હૃદય સાફ ના કહે છે કે, ત્હારા નિર્મળ હૃદયમાં અપવિત્ર વાસના નહિ જ ઉદ્ભવે. તો પછી આ પત્રનો ભ્રમર કોણ હશે ? અનુરકત ન હોય તો આ પ-ત્રનું પ્રયોજન શું હોય ? વિદ્યાચંદ્ર ! આજ ત્હારી બુદ્ધિ જડ જેવી બની ગઇ છે. સત્યાસત્ય પારખવાની ત્હારી માનુષિક શક્તી કયાં હરાઇ ગઇ છે ? ખરેખર આજ મ્હારૂં શંકાશીલ મગજ ભ્રમિત થઇ ગયું જણાય છે. પ્રિયનંદીની ! મ્હને ખાત્રી છે કે ત્હું મ્હને મરણ પર્યંત દગો તો નહિ જ દઇશ, મ્હેં મ્હારો અમૂલ્ય પ્રેમ અપાત્રે તો નથી જ રેડયો ! ત્યારે, આ વિહ્વળ બની રહેલી ચિત્ત વૃત્તિ શી રીતે શાંત પડે ? પ્રિયનંદીની ? શું, હું ત્હને ન જણાવવા જેવું આપત્રનું ગુહ્ય સ્વરૂપ દેખાડું ? પવિત્ત મુર્ત્તિ ? શું ત્હને મ્હારા શંકાશીલ હૃ-દયપર તીરસ્કાર નહિ છૂટે, અથવા અભાવ તો નહિ ઉપજે ? ના, મ્હને પ્રતિતી છે કે મ્હારી શંકાનું સમાધાન કરી, પ્રગટેલી મલીન કલ્પનાઓથી મુક્ત કરીશ. આ પ્રમાણે પ્રિયનંદીનીને આ પત્ર જ-ણાવવો કે નહિ, એવા અસ્થિર હૃદયે ત્હેના વિચારરૂપ ઘોડાઓ યથેચ્છ વિચરી રહ્યા હતા. કયો માર્ગ ગ્રહણ કરવો એ તેના ડગમગતા મગ-જમાં દ્રઢ થઇ શકયું નહિ.

પોતાના પ્રિયતમની અચાનક આવી સ્થિતિ અનુભવતાં પ્રિયનં-દીની ક્ષણપણ શાંત બેસી શકે તેમ ન હતી. વિદ્યાચંદ્ર જ્યાં ત્હેને પત્રનું રહસ્ય સંભળાવવા વિચારતો હતો ત્યાં જ પ્રિયનંદીનીએ પ્રશ્ન કર્યો.

નાથ ! કોનો પત્ર છે ? શું લખ્યું છે ? પત્ર વાંચતાં જ ત્હમારી શુ પ્રફુલ્લ મુખમુદ્રામાં અચાનક ઉદાસિનતા કેમ છવાઇ ગઇ ? કહો, જલદી કહો. મ્હારૂં મન ધીરજ ધરી શકતું નથી.

વિચારમાં ગુંથાના વિદ્યાચંદ્રને પ્રિયનંદીનીનો પ્રશ્ન કેટલેક અંશે અનુકુળ થઇ પડયો. છતાં કહેતાં ત્હેનું હૃદય હામ ભીડી શકતું નહોતું.

પ્રિયનંદીની ઉતાવળી થયા છતાં ાવદ્યાચંદ્ર થોડો સમય વિચાર-માં જ ગુંથાઇ રહ્યો. ક્ષણિકવાર પ્રિયનંદીની પ્રત્યે એકી દ્રષ્ટિએ વિલોકી રહ્યો. પ્રિયનંદીની પણ ત્હેની આવી પરિસ્થિતિ નીહાળી દિગ્મુદ્ર જેવી, સાંભળવાની અત્યંત ઉત્કટ ઇચ્છા યુક્ત વદને વિદ્યાચંદ્ર

પ્રત્યે જોઇ રહી. બન્ને આવી મૌનાવસ્થામાં ક્ષણિક વિલુપ્ત રહી અંતે વિદ્યાચંદ્ર ઉદાસિન વદને બોલ્યો.

પ્રિયનંદીની ! પત્ર એવો છે, જે કહેવાને મ્હારૂં હૃદય જરાપણુ હિંમ્મત કરી શકતું નથી. કહું, કે ન કહું, એ વિચારે મ્હારા મગજને ભ્રમિત કરી મૂક્યું છે. જીવ્હા ઉપડીજ શકતી નથી. છતાં ત્હારા અત્યાગ્રહે મ્હને તે વાંચી સંભળાવવાની ફરજ પડે છે. આમ કહી વિદ્યાચંદ્રે આવેલો પત્ર પ્રિય-નંદીનીને વાંચી સંભળાવ્યો. પવિત્ર પ્રિયનંદીની પોતાનાપર થયેલા આવા મહાન અપવિત્ર હુમલાથી મૂર્તિ પેઠે હતી તે જ સ્થિતિમાં સ્તંભી રહી. પોતે કોઇ સાથે સ્હેજ પણુ સંબંધ ન ધરાવતી હોવા છતાં આવો મહા ઉગ્રઆરોપ ત્હેનું હૃદય વિષેશ ડોળી નાંખવા લાગ્યો. એથી વિશેષ સંતાપ તો એને એ થવા લાગ્યો કે આ પત્રથી ભ્રમિત બની કદાચ વિદ્યાચંદ્ર જો મ્હને તજી દેશે તો મ્હારી અધોગતિનો કાંઇ પાર જ નહિ રહેશે. અરે ! દૈવ ! મ્હારી ઉપર કયા દુષ્ટે પોતાનું વેર વાળવા આ :પ્રયત્ન કર્યો હશે ? પ્રિયનંદીની આ પ્રમાણે પત્ર લખનારની ચિંતામાં વિલુપ્ત બની હતી, જ્યારે વિદ્યાચંદ્ર ત્હેની મુખમુદ્રાનું બા-રીકાઇથી અવલોકન કરી રહ્યો હતો. સત્યાસત્યની પરિક્ષા કરવામાં વિદ્યાંચંદ્ર સારી પ્રવિણુતા ધરાવતો હતો. ઘડી ઘડી પ્રિયનંદીનીની મુખાકૃતિપર થતા ફેરફારો જોતો અવનવી કલ્પનાઓ કરી રહ્યો હતો.

વાંચનારને જણુાવવાની જરૂર નહિ રહેશે કે સત્ય અને અસત્ય કસોટીપર ચડતાં થોડા સમયમાં પરખાઇ આવે છે. વિદ્યાચંદ્રે પત્રને કોઇનો પ્રપંચ માની પ્રિયનંદીનીને પવિત્ર જ જોવા લાગ્યો. પ્રિય-નંદીની પવિત્ર જ હતી એટલે એના હૃદયને પાપની કંઇ ભીતિ જ ન હતી. એથી બીલકુલ નિર્ભય બની પૂછવા લાગી, પોતાને જેના પ્રત્યે શંકા હતી તેનું સમાધાન કરવા લાગી.

પ્રાણેશ ! આ પત્ર લખવાનું તરકટ કોણે કર્યું હશે, એ સંબંધે ત્હમે શું અનુમાન બાંધો છો ? એ લખનાર કોણુ, તે હું મુદ્દલ જા-ણુતી નથી. તેમજ ત્હમારા વગર હું કોઇની સાથે કોઇપણુ જાતનો સંબંધ પણુ ધરાવતી નથી, એ ઉપરાંત મ્હને કોઇની સાથે દુશ્મનાઇ હોય, અગર કોઇને મ્હારી સાથે હોય એવું પણુ મ્હારા લક્ષમાં નથી. આમ હોવા છતાં આ ચોખ્ખું તરકટ થયું છે એ તો દેખીતું જ છે.

ત્યારે એ કોણ હોવો જોઈએ એ શોધી કાઢવું એ ત્હમારૂં કામ છે. પ્રિયનંદીની આટલું બોલી મૌન રહી.

પ્રિય વાંચનાર ! આ પત્રનો લખનાર ત્હારા પણ લક્ષમાં નહિ આવ્યો હોય. એથી અવનવા તર્કમાં ત્હું પણ ગુંથાતો હોઇશ. પરંતુ ધૈર્ય ધરજે. એ પત્ર લખનારને આપણે હમણાં જ શોધી કાઢીશું. ગતરાત્રીએ નિરાશ થઇ પાછો ફરતાં સુંદરલાલે આ યુક્તિ શોધી કાઢી હતી. તે એમ માનતો હતો કે આવા પત્રથી વિદ્યાચંદ્ર પ્રિયનંદીનીપર વ્હેમાઇ જઈ ત્હેમના બંધાયેલા પ્રેમમાં એક પ્રકારનો દ્વેશનો સડો પેસશે. એથી ઉભયપાત્રમાં પરસ્પર કલેશ ઉદ્ભવતાં લાભદાયી પરિણામ મ્હારા જ હકમાં નીવડશે. આમ ઉભયના પ્રેમમાં વિઘ્ન નાંખવા સુંદરલાલે આ જાળ રચી હતી. પરંતુ સ્વાર્થમાં અંધ થયેલા ભાગ્યેજ સમજી શકે છે, કે બીજાને ફસાવવા પાથરેલી જાળમાં પોતેજ ફસાઇ જાય છે. પત્ર નાંખતાં તે એવીજ ઇચ્છા ધરી રહ્યો હતો કે પત્ર પહોંચ્યા પછી ઉભયમાં ખટપટ ઉભી થશે અને થોડા વખતમાં મ્હારા શબ્દોની સત્યતા જાહેર કરવા વિદ્યાચંદ્ર ઉતાવળો બની મ્હારી પાસે આવશે. પરંતુ એ ઇચ્છા સુંદરલાલની ફળિભૂત થવા ન પામી. કારણ કે સુંદરલાલે રાત્રીએ જ ભજવેલો પાર્ટ વિદ્યાચંદ્રને હજુ તાજો જ દ્રષ્ટિએ પડતો હતો. તેમજ પ્રિયનંદીનીનો નિઃસિમ પ્રેમ નિહાળતાં એ અન્ય સાથે આવો સંબંધ ધરાવતી હોય એમ પણ વિદ્યાચંદ્ર માની શકતો ન્હોતો. એથી કેટલીક વાર વિચાર કર્યા પછી એનું લક્ષ સુંદરલાલ પ્રત્યે જ ખેંચાયું. પોતાના અને પ્રિયનંદીનીના પ્રેમરૂપ વર્ષાથી બળી જતા સુંદરલાલને જવાસા રૂપે જ જાણી લીધો. બીજાનું સારૂં દેખી ઇર્ષ્યાથી બળનાર વ્યક્તિ માંહેનો સુંદરલાલ પણ એક મનાયો. આ તરકટ સઘળું સુંદરલાલનું જ છે. એમ નક્કી થતાં પ્રિયનંદીની પ્રત્યે જણાવવા લાગ્યો.

વ્હાલી ! ત્હારી પવિત્રતાને માટે મ્હને પૂર્ણ ખાત્રી છે; ત્હારો પ્રેમ સત્ય છે એ હું જોઇ શકું છું. મ્હારા પ્રત્યે ત્હારા હૃદયની ઉછળતી ઉર્મિઓ હું જાણી શકું છું મ્હારા સિવાય અન્ય ઉપર ત્હારી ઇચ્છાજ ન ઉદ્ભવે એ હું માની શકું છું. આવો આપણો પરસ્પરનો પ્રેમ કોઇને કંટક રૂપે ખૂંચતો હોય એમ જણાય છે. જે આવા પત્રદ્વારા આપણા ઉભયનાં મન શંકાશીલ બનાવવા, પરસ્પર આળ

ઓઢાડી આપણા પ્રેમને સૂક્ષ્ક કરી નાંખવા આ કોઇનો પ્રયત્ન છે. એ પ્રયત્ન કરનાર મ્હારા ધારવા મુજબ સુંદરલાલ જ હોવો જોઇએ. કોઇપણ પ્રકારે ત્હારાથી મ્હને વિખૂટો પાડવાનો જ આ ત્હેનો પ્રયત્ન છે. પરંતુ એમાં એ મૂર્ખ લેશ પણ ફાવી શકવાનો નથી. એ મંદબુદ્ધિને એટલી પણ ખબર નથી કે આવા ખોટા પ્રપંચોથી તો ઉલટો પરસ્પર પ્રેમમાં વધારો થશે. પ્રિયનંદીની ! ત્હમે ત્હમારા મનમાં જરાએ માઠું લગાડશો નહિ. મ્હારા મનમાં ત્હમારી પ્રત્યેનો જરાએ અંદેશ હોય જ નહિ. વિદ્યાચંદ્રના આવા પ્રેમોદ્ગારથી પ્રિયનંદીનીની મનોવ્યગ્રતા સર્વથા દૂર થવા પામી. દુષ્ટ પોતાના પ્રપંચમાં ન ફાવી શકવાથી બંન્ને હર્ષમાં આવી પરસ્પર મળ્યાં. બંન્ને ઝુલતા ઝુલાપર આનંદમાં ઝુલવા લાગ્યાં. એવામાં એક દૈનિક પત્ર આવ્યું. વિદ્યાચંદ્ર તે વાંચવા લાગ્યો. વાંચતાં વાંચતાં એક સ્થળે નજર ખેંચાઇ. એ ફકરો એક વખત વાંચ્યો, સમજણ ન પડતાં બીજી વખત વાંચ્યો. એ ફકરો પોતાની સાથે જ જાણે સંબંધ ધરાવતો હોય તેમ ઘડીવાર સ્તબ્ધ બન્યો. પ્રિયનંદીની તો આજના પ્રભાત પ્રત્યે અજાયબી જ પામવા લાગી. આજનો દિવસ એને મહાન અશુકનનો જ ભાસવા લાગ્યો. વિદ્યાચંદ્રને વિચારમાં પડેલો જોઈ પ્રિયનંદીનીએ સ્હેજસ્મિત કરતાં પૂછ્યું.

કેમ ? એમાં પણ કંઇ નવીનતા છપાયેલી છે કે શું ?

છે. અને જો તે સત્ય જ હોય તો આપણને કુદરતી એક મહાન હાની થયેલી જ ગણાય. વિદ્યાચંદ્રે ઔદાસિન્યતાથી જ જણાવ્યું.

પ્રિયનંદીનીના મુખાર્વિંદપર પુનઃ શોકની છાયા પથરાઈ. આતુરતાપુર્વક સમાચાર જાણવા ઉતાવળી બની. વિદ્યાચંદ્રે છપાયેલો ફકરો વાંચી સંભળાવ્યો. જેમાં જમુનાજીમાં એક ડુબી ગયેલી સ્ત્રી એ મથાળા નીચે ત્હેની આકૃતિનું વર્ણન લખવામાં આવ્યું હતું. લખેલું વર્ણન આબેહુબ રત્નલક્ષ્મિને મળતું જણાવાથી બંન્ને એજ વિચારમાં પડી ગયાં. પરંતુ રત્નલક્ષ્મિ તો બનારસ ગયેલ હોવાથી એ જમુનાજી પર હોવાનો અસંભવ જણાવવા લાગ્યો. તથાપિ કદાચ ત્યાં જ ઉતરી ગયેલ હોય, અને આ બનેલો બનાવ એના પ્રત્યેનો હોય એમ શંકા થતાં બંન્નેએ આજ રાત્રીએ જ ત્યાં જવાનો નિશ્ચય કર્યો. સંદેહ પડ્યા પછી વિલંબ લગાડવાની ટેવ વિદ્યાચંદ્રને ન હોવાથી જવાની તૈયારી કરવા લાગ્યો. અને રાત્રી પડતાં બંન્ને ટ્રેનમાં બેસી જમુનાજી તરફ

રવાના થયાં. જમુનાજી પહોંચતાં સૂધી માર્ગમાં પત્રમાં છપાયેલા સમાચારની વાર્તા ચાલી રહી હતી. પ્રવાસ કરતી ટ્રેન મથુરાના સ્ટેશને આવી પહોંચી. બંન્ને ગાડીમાંથી ઉતરી એક ગોરને ત્યાં ગયાં. ડૂબી ગયેલી સ્ત્રીસંબંધે હકીકત પૂછતાં, સત્તાવાળાઓએ ત્હેના કોઇ સંબંધી મળતાં સૂધી પોતાના તાબામાં રાખેલ છે એમ સાંભળ્યું. એ સાંભળતાં જ ગોરને સાથે લઈ બંન્ને એક ભાડુતી ગાડીમાં બેસી એ મૃત દેહને રાખેલ જગ્યાએ આવી પહોંચ્યાં. મુડદાંને જોવા જવાનો કોઇને પ્રતિબંધ તો હતોજ નહિ. કેટલાક માણસો તો ટોળે વળી ત્હેને નિહાળીજ રહ્યા હતા. તે જગ્યાએ વિદ્યાચંદ્ર અને પ્રિયનંદીની તુર્તજ આવી પહોંચ્યાં. મુડદાંને નિહાળતાં જ વિદ્યાચંદ્ર અને પ્રિયનંદીનીનાં નેત્રમાં અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો.

વાંચનાર ! એ મૃત શરીર રત્નલક્ષ્મિનું જ હતું, એ જણાવવાની જરૂર રહેશે નહિ. તુર્તજ વિદ્યાચંદ્રે એ મુડદું પોતાની માતુશ્રીનું છે એમ જણાવી પોતાને સ્વાધિન કરવાની સત્તાવાળાને પ્રાર્થના કરી કેટલીક તપાસ કર્યા બાદ સતાવાળાએ વિદ્યાચંદ્રની માગણી મુજબ એ મૃત શરીર ત્હેને હવાલે કર્યું. વિદ્યાચંદ્રે ધર્મશાસ્ત્ર નિયમાનુસાર ત્હેને અગ્નિસંસ્કાર કર્યો તથા ત્હેનું ઉત્તર કાર્ય પણ ત્યાં જ કરી બ્રાહ્મણોને સારી પેઠે સંતોષ્યા. વિદ્યાચંદ્રને પોતાની માતુતુલ્ય રત્નલક્ષ્મિના આવા અકાળ મરણથી બહુ જ ખેદ થવા લાગ્યો. ખેદ થાય એ સ્વાભાવિકજ હતું. આ જગતમાં પોતાનું કંઇ પણ હિત જોનાર હોય તો માત્ર તે એક જ હતી. ત્હેના અકસ્માતિક વિયોગથી એક સહૃદય મનુષ્યને જે લાગી આવે તે ઓછું જ ગણાય. ત્હેના આવા દુઃખદાઇ મૃત્યુનું સ્મરણ કરતાં કરતાં વિદ્યાચંદ્રના નેત્રમાં અશ્રુ ભરાઇ આવ્યાં. પ્રિયનંદીની પાસે જ બેઠી હતી ત્હેણે તે નીહાળ્યાં. અને આશ્વાસન આપવા લાગી.

પ્રાણેશ ! આપને એક ડાહ્યા માણસ તરીકે આમ ખેદ કરવો ઉચિત નથી. જેનું જેવી રીતે નિર્માણ થયું હોય છે, ત્હેનું તેવી જ રીતે મૃત્યુ થાય છે. એમનું એમ જ મૃત્યુ સરજાએલું, નહિ તો કાશી જતાં અહિં ઉતરે જ શા માટે ? આ ઉપરથી ઇશ્વરની એવી જ ઇચ્છા હશે એમ ધારી, શાંત રહેવું એજ ઇષ્ટ છે.

વાંચનાર ! રત્નલક્ષ્મિનું આમ એકાએક મૃત્યુ થતાં પ્રિયનંદીનીને જો કે પશ્ચાતાપ તો થતો હતો. પરંતુ પોતાને સર્વથા સ્વતંત્રતા

મળી જવાથી પશ્ચાતાપ કરતાં હર્ષ વિશેષ હતો. છતાં વિદ્યાચંદ્રની સમક્ષ એ હર્ષ પ્રદર્શિત કરવાનો આ અનુકુળ વખત ન જણાયાથી આશ્વાસન આપવા લાગી. પ્રિયનંદીનીને પોતાના જેટલો પણ પશ્ચાતાપ નથી થતો એ વિદ્યાચંદ્ર બરાબર જોઇ શકતો હતો. છતાં તે બાબતનો ત્હેને ઠપકો આપવો યોગ્ય ન જણાયો. વિદ્યાચંદ્ર આંખમાં ભરાયેલાં અશ્રુને લૂછી જરા સ્વસ્થ થયો. અને અહિંથી ક્યાં જવું એ વિચારમાં પડયો, પોતાના સ્વસ્થાનપ્રત્યે જવાને તો હૃદય કબૂલતું જ ન્હોતું. જેથી ક્યાં જવું ? એ પ્રિયનંદીનીને જ પ્રશ્ન પૂછયો.

જ્યાં આપની ઇચ્છા હોય ત્યાં હું તો આપના અનુચર પેઠે પાછળ આવવા ખુશી છું. પ્રિયનંદીનીએ પ્રત્યુત્તર આપ્યો.

થોડો વખત કાશીના પવિત્ર સ્થળમાં રહીએ તો કેમ? વિદ્યાચંદ્રે પોતાનો અભિપ્રાય દર્શાવતાં જણાવ્યું. કારણકે થયેલા આઘાતથી પ્રજળતાં આપણાં બંન્નેના હૃદયને કંઇક શાંતિની જરૂર છે. મ્હારા ધારવા મુજબ એવી શાંતિ આપણે એ પવિત્ર ધામમાં જ મેળવી શકીશું. જો ત્હને કોઇ પ્રકારની અગવડતા ન હોય તો મ્હારી તો ત્યાં જ જવા ઇચ્છા છે. વિદ્યાચંદ્ર પોતાની ઇચ્છા વ્યક્ત કરી પ્રિયનંદીનીના પ્રત્યુત્તરની રાહ જોઇ રહ્યો.

તમારી ઇચ્છાની આડે હું આવી નથી, અને આવીશ પણ નહિ. એ આપે ખાત્રીપુર્વક માનવું. એક ક્ષુદ્ર વસ્તુથી આપ ખુશી રહેતા હશો તો હું તેને એક અમૂલ્ય વસ્તુ તરીકે માનીશ. કાશી જવાની આપની ઇચ્છા છે તો હું તેમાં સંમત છું. નાથ ! ત્હમારી ઇચ્છાને આધિન રહેવામાં જ મ્હારૂં શ્રેય છે, એ હું સારી પેઠે સમજું છું. એક પત્નિએ પોતાના પતિને આનંદીત રાખવા મળેલો આપનો ઉપદેશ હું મરતાં સૂધી પણ ભૂલીશ નહિ. કહો, અહિંથી ક્યારે પ્રયાણ કરવાની આપની ઇચ્છા છે ? પ્રિયનંદીનીએ વિદ્યાચંદ્રને સર્વથા અનુકુળ બની પૂછયું.

એકાદ બે દિવસમાં જઇશું વિદ્યાચંદ્રે જવાબ આપ્યો. પોતાની પ્રિયતમા પોતાની ઇચ્છાનુસાર જ વર્ત્તન કરતી હોવાથી વિદ્યાચંદ્ર બહુ જ સંતુષ્ટ થયો–ત્હેના પ્રત્યે પ્રેમમાં અધિક વધારો થયો. બંન્ને પરસ્પર જ્યારે મળતાં, ત્યારે બેઉના પ્રેમાનંદની અવધી જ થઇ રહેતી. જોતજોતામાં બે દિવસ વિતી ગયા. કાશી તરફ જવું એતો નિશ્ચય જ

હતો. બંન્ને પોતપોતાના કાર્યથી પરવારી ટ્રેનના સમગે સ્ટેશનપર આવી પહોચ્યાં. ટીકીટો કઢાવી ટ્રેન આવી પહોંચતાં તેમાં બેસી પવિત્ર કાશીમાં આવી પહોંચ્યાં. અત્રે બેત્રણ માસ જેટલી લાંબી મુદ્દત રહેવાનું હોવાથી વિદ્યાચંદ્રે પોતાને અનુકુળ આવે તેવું એક ન્હાનું પણ આખું મકાન વહેતી પવિત્ર ભાગીરથીના કાંઠાપર ભાડે રાખ્યું. પ્રિયનંદીની માટે એક સ્ત્રી અને બહારના કામકાજ માટે એક પુરૂષ એમ બે નોકરો પણ રાખી લીધા. વિદ્યાચંદ્રની તબીયત પણ અહિં સારી પેઠે તંદુરસ્ત રહેવા લાગી. બંન્ને પરસ્પર એટલા આનંદમાં રહેવા લાગ્યાં કે કોઈ કોઇ વખત તો ત્હેમને સ્વર્ગનું સુખ પણ તુચ્છ જણાવા લાગ્યું. પોતાની પેઠે સુખી દંપત્તિ બીજું ભાગ્યે જ હશે, એમ વિદ્યાચંદ્રને કોઇ વખત વિચાર પણ થઇ આવતો. અને પોતે એક આવો મહા સુખી છે એમ જણાતાં પ્રિયનંદીનીને હર્ષભર ભેટતો. પ્રિયનંદીની પણ ત્હેનાપ્રત્યે તેવું જ વ્હાલ દેખાડતી. બંન્ને એક બીજા પ્રત્યે અપરિસીમ પ્રેમભાવ ધરાવતાં.

હમેશાં બંન્ને પ્રેમમાં જ પ્રફુલ્લ રહેતાં. દ્રવ્યની કંઇ ચિંતા ન્હોતી, સ્વરૂપમાં, સૌંદર્યમાં, શરીરમાં અને લાવણ્યતા આદિ સર્વ પ્રકારે પ્રિયનંદીની પ્રસંશાપાત્ર જ હતી. આમ ઉભયના એકત્ર સંયોગે વિદ્યાચંદ્રને સુખમાં અવધિ જ કરી દીધી હતી. એક કવી કહી ગયો છે કે—

સુંદર કામીની કાંચન જગમાં ઇશ્વરથી અધિકાં છે;<br>
ઉભયતણો ભોકતા પછી ભવમાં ઇશ્વરનો ઇશ્વર છે.

ઉપર વર્ણવ્યાનુસાર સુખામૃતનો વરસાદ વિદ્યાચંદ્રપર વરસી રહ્યો હતો. વિદ્યાચંદ્ર હમેશાં અવનવા પ્રેમના પાઠ પ્રિયનંદીનીને ભણાવતો. થઇ ગયેલા પ્રેમીઓના પ્રેમનું વર્ણન કરી પ્રિયનંદીનીને પ્રેમમાં દૃઢ બનાવતો. કવચિત્ કવચિત્ મહાકવિ કાલિદાસનું શાંકુતલ, ભવભૂતિનું માલતી માધવ આદિ ઉત્તમોત્તમ પુસ્તકો વાંચી સંભળાવતો.

સંધ્યાકાળ થતાં પ્રિયનંદીની સાથે હમેશા પવિત્ર દેવાલયોના દર્શનાર્થે જતો. અને રાત્રીએ આવી પોતાની પ્રિયતમા સાથે અહર્નિશ આનંદ અનુભવતો, અને સત્યસ્નેહના સ્વરૂપનું યથાર્થ દિગદર્શન કરાવતો. એક સમયે ઉપર વર્ણવ્યાનુસાર પ્રેમનો વિષય ચાલી રહ્યો હતો. પ્રસંગવશાત્ પ્રિયનંદીનીએ જણાવ્યું કે સ્ત્રી પુરૂષના પરસ્પર પ્રેમમાં વિક્ષોભ થવાનું કારણ બહુધા પુરૂષોજ થઈ પડે છે. ત્હમારી પેઠે સ-

ધણા પુરૂષો જો અમો અબળાને અનુકુળ વર્ત્તન ધરાવતા હોય, તો હું નથી ધારતી કે ત્હેમના અંત પર્યંત પ્રેમમાં લેશ પણ વિઘ્ન આવે.

એટલે ! શું, ત્હમારી એવી માન્યતા છે કે, સ્ત્રીઓ જેમ નચાવે તેમ પુરૂષોએ નાચવું ? અર્થાત્ ત્હમારી હાએ હા કરવામાંજ ત્હમારો પ્રેમ ત્હમે ટકાવી શકો ? ભલે, ભલે ! ત્હમારી એવી જ ઇચ્છા છે, તો હું ત્હમારો સદા અનુકુળજ રહીશ. પછી તો ત્હમે ખુશી છોને ? એમ રહ્યા પછી તો ત્હમે ત્હમારો પ્રેમ નિશ્ચલ રાખી શકશો ને ! જો જો! પછી હાએ હા કરવામાં ક્યાંક અમારી નિર્બળતાનો દુરૂપયોગ ન થાય ? મખમલમાં વીંઢાળાતું રત્ન પથ્થરમાં ન પછડાય ? મુખપર રામ અને હૃદયમાં છૂરી ન સમાઇ જાય ? ટુંકામાં ભર્તુહરી પ્રત્યે પીંગલાનો ભાવ ન ભજવાઇ જાય ? વિદ્યાચંદ્રે હસતાં હસતાં જણાવ્યું.

સ્હાબાશ છે, નાથ ! હૃદયની પરિક્ષા કરવામાં આટલી કચાશ ધરાવતા હશો એ મેં આજેજ જાણ્યું. પીંગલાના પ્રવાહે પ્રિયનંદીનીને મૂકતાં હૃદય જરાય ન અચકાયું ! સ્હાબાશ મ્હારા શ્યામ ! શું સુંદર ઉપમાથી શણગારી ! પ્રિયનંદીને તો ત્હમે પરમ શિખરે પહોચાડી દીધી ! વારૂ ! એટલું પણ કહી શકશો ખરા કે આપના દર્શન થયા પછી દૃષ્ટિ કોઇ સ્થળે જવા પામી છે, અથવા સ્વપ્નેય અન્ય પુરૂષની ઇચ્છા ઉદ્ભવી છે ? પણ એમાં તમારો દોષ નથી, પુરૂષો સ્ત્રીઓને સદા દબાયલી જ જોવા ઇચ્છે છે તેઓ કદાચ એમ સમજતા હશે કે, રખેને સ્ત્રીઓના વખાણ કરતાં કદાચ અધુરા ધડાની પેઠે છલકાઇ જાય. પણ, એમ ન સમજશો, મ્હને બીજાં પેઠે ઓછા પેટવાળી ન ધારશો. પ્રિયનંદીની પૂરા દીની પાકેલી છે ! આપેલું વચન મરતાં સૂધી પાળનારી છે, હમેશા પોતાના એકજ અર્થાત્ આપ પ્રત્યે જ નજર નાંખનારી છે, અને ત્હેનાથી–આપથી હૃદય ઠારનારી છે. ઉદ્ભવેલી વાસનાઓની આપથીજ તૃપ્તી પામનારી છે. અરણ્યમાં એકલી રઝળતી નિરાધાર કરી છતાં દમ્યંતીની પેઠેં આપને જ ચાહનારી છે. ન સમજશો કે વિદ્યાચંદ્રની પત્નિ કોઈ અન્યની ઇચ્છનારી છે. પીંગલા પતિથી વિમુખ બની કેટલું સુખ પામી શકી હતી ? હું મુર્ખ નથી, અબૂઝ હોય તે ઉંડા કુવામાં પડે, શાણા તો બહુ વિચારપુર્વક આગળ પગલું ભરે. ખબરદાર ! જો હવે પછી મ્હને પીંગલા સાથે સરખાવી છે તો ! પ્રિયનંદીનીએ સ્હેજ સ્મિત, રોષ, વક્રદૃષ્ટિ અને કિંચિંત કપાળની ભૃકુટ ચડાવતાં જણાવ્યું.

એમાં ત્હમે વ્યાજબી છો ! એક વસ્તુને તેની સમાન વસ્તુ સાથે સરખાવી શકાય. ત્હમારા પ્રેમના ચડેલા નીસામાં કદાચ મ્હારાથી એમ કહેવાઈ ગયું હોય તો એક ધર્મપત્નિ તરીકે ત્હમારે તેની ક્ષમા આપવી ઘટે છે. હવે તો પ્રેમના મજબુત બંધનવડે બંધાયેલું આ હૃદય ત્હમારી સર્વ આજ્ઞાને આધીન છે. દિવસને રાત મનાવશો. તો તે માનવાને માટે પણ પ્રિયનંદીનીનો પ્રાણ તૈયારછે. સત્ય પ્રેમ તેને જ કહી શકાય છે કે બન્નેના આચારવિચાર આદિ સર્વ વસ્તુઓમાં ઐકયતા જ હોય. બંન્ને શરીરે જૂદાં છતાં હૃદય એક જ હોય. મ્હારા આનંદ સાથે ત્હમો અને ત્હમારા આનંદમાં હું એમ બંન્ને પરસ્પર એકબીજામાં ઐકયતા જ અનુભવતાં હોય તેજ પ્રેમ. પ્રેમ એવી વસ્તુ છે કે આઠે પહોર પાન કરતાં રહેતાં છતાં એ તૃષા છીપતી જ નથી. ઘડી ઘડી વધારે ને વધારે જ પીવા હૃદય લલચાતું રહે છે. પ્રતિ પળ દર્શન કરવા છતાં નેત્ર અતૃપ્ત ઉઘાડાં જ રહે છે. ભેદભાવની સર્વ ભિન્નતા ટળી આત્મા આત્મા સાથે અભેદ રૂપે પ્રસરી રહે છે. એવો સ્વર્ગિય પ્રેમ ઘડીભર ઇશ્વરને પણ ભૂલાવી દીએ છે. નાશવંત સંસારમાં પોતે જાણે અમરત્વ પ્રાપ્ત કર્યું હોય તેમ સ્વર્ગને પણ તુચ્છ મનાવી સદાકાળ અવિચ્છિન્ન આનંદનો અનુભવ કરાવે છે. દેવી ? આવાં પ્રેમાંશી પાત્રો સૃષ્ટિમાં બહુ સ્વલ્પ જ દ્રષ્ટિએ પડે છે. પ્રેમથી અલુપ્ત તો સૃષ્ટિમાં કોઇ છે જ નહિ. થોડો અથવા વિશેશ પણ પ્રેમ તો પ્રાણી માત્રમાં પ્રવેશી રહ્યો છે. તે યોગ્ય પાત્રના પ્રભાવે મોટા વૃક્ષ રૂપે ફાલી નીકળે છે. આપણો પ્રેમ પણ એવો જ ગણી શકાય. જો ઇશ્વરની આપણા ઉપર અત્યંત કૃપા દ્રષ્ટિ હશે, તો એ પ્રેમ અવિચ્છિન્ન ટકી શકશે એમાં લેશ માત્ર પણ સંદેહ નથી.

ઇશ્વર કૃપાની જેટલી જરૂર છે, તેટલી જ દંપત્તિઓના હૃદયની એકત્રતા–અનુકુળતાની આવસ્યકતા છે. કારણ કે ઇશ્વરની કૃપાદ્રષ્ટિ હોવા છતાં હૃદયની ભિન્નતાએ નળરાજા દમયંતીને વિસરી ગયો હતો. પ્રિયનંદીનીએ સ્વભાવનું પ્રતિપાદન કરતાં જણાવ્યું.

એ પણ સત્ય છે. અને ત્યાં આપણને એવો બોધ મળે છે કે, પતિ પ્રેમપરાયણ દમયંતી પોતાના સત્ય સ્નેહના ભાવે પ્રેમલુપ્ત થયેલ પોતાના પ્રિયતમને મેળવી શકી હતી, અર્થાત સત્યસ્નેહે બંન્નેનો પરસ્પર સ્વીકાર કરાવ્યો હતો એટલી એ પ્રેમની મહત્તા. જો એટલું મહત્વ ભર્યું એનું સામર્થ્ય ન હોય, તો જગત પ્રેમની ઇચ્છા જ ન કરે.

પ્રાણેશ ! એ આપના શબ્દો સર્વથા સત્ય છે. કારણ કે એ દ્રષ્ટાંત મ્હારા સંબંધમાં પણ એવું જ બન્યું છે. આપનો તો મ્હારા પર પ્રેમ હતો જ નહિ, અર્થાત્ મ્હારા હૃદયની ઇચ્છાનુસાર ઇચ્છા આપની ન્હોતી જ. તથાપિ મ્હને મ્હારા સત્ય સ્નેહના અપરિસિમ પ્રભાવે હું મ્હારા આ સમક્ષ વિરાજીત થયેલા પ્રદ્યુમ્ન જેવા પ્રિય તમને મેળવવા સમર્થ બની શકી.

સત્ય છે, સુંદરી ! વિદ્યાચંદ્રે જણાવ્યું. સત્ય સ્નેહ એવી અમૂલ્ય અનુપમ અને અગમ્ય વસ્તુ છે કે કલ્પવૃક્ષ પેઠે ઇચ્છેલી–અપ્રાપ્ય વસ્તુ પણ પ્રાપ્ત કરાવી આપે છે. આ તો એક સહેજ વાત છે કે મનુષ્ય મનુષ્યને મેળવી શકે છે, પરંતુ મરણપર્યંત ન મેળવી શકાય એવા પરમાત્માને પણ સત્ય સ્નેહની દ્રઢ ભાવના અલ્પ સમયમાં જ દ્રષ્ટિ સમક્ષ ખડો કરી દે છે. પ્રિયનંદીની કલ્પનામાં પણ ન આવી શકે એવો આપણો એકત્ર સંયોગ પરમાત્મા અવિચ્છિન્ન નિર્વિઘ્ને ટકાવે એજ પ્રાર્થના છે. કારણ કે પ્રેમ ઉદ્ભવવો એ બહુ જ સહેલો છે. પરંતુ એ નિર્વિઘ્ન નિભાવી શકવો બહુ જ દુર્ઘટ છે. પ્રેમમાં વિઘ્ન તો સહેજે જ આવી પહોચે છે. તેમાં જરા પણ વિચારની બાલશતા થઇ તો ન તૂટે એવી સજ્જડ દોરી કાચા સુતર પેઠે તત્કાળ તૂટી પડે છે. પુનઃ સંધાવા પામે તો તે મરણ પછીજ.

આપણા વચ્ચે એવા પ્રસંગનો સંભવજ નથી. પ્રિયનંદીની વચ્ચે જ બોલી. પ્રાણેશ ! મ્હારા સદ્‌ભાગ્યે આપ બુદ્ધિવાન, દીર્ઘદર્શી અને સુવિચારશીલ પતિની પ્રાપ્તિ ખરે જ આનંદદાયી નીવડી છે. હું એમ જ માનું છું કે, આપના સંબંધમાં બંધાયા પછી હું બીજા જ અ-વતારમાં આવી છું. પ્રભુ ! મ્હને મ્હારા પ્રિયતમના અસ્તિત્વમાં જ મ્હને આ દુનિઆ મૂકાવજે. આમ કહી પ્રિયનંદીની વિદ્યાચંદ્રના ખોળામાં મસ્તક ઢાળી રહી. પતિના પર્યંકમાં જાણે અખંડ પ્રેમાનંદમાં મગ્ન બની રહી હોય તેમ શિર ઝુકાવી રહી.

વિદ્યાચંદ્ર ત્હેના નિર્મળ મુખારવિંદ પ્રત્યે એકી દ્રષ્ટિએ વિલોકી રહ્યો. નિર્મળ પ્રેમ પરિપૂર્ણ પ્રિયતમાની પ્રાપ્તિ એ અપૂર્વ આનંદ અ-નુભવવા લાગ્યો. અર્દ્ધ ચંદ્રાકાર વિશાળ કપાળ પર પોતાનો હાથ મૂકી મુગ્ધ કંઠે પ્રેમામૃતનો આસ્વાદ અનુભવવા લાગ્યો. વાંચનાર ! ઉભય પ્રેમા પાત્રને પ્રેમમાં જ લુબ્ધ રાખી આપણે હવે એક નવીન પાત્રની ઓળખાણ કરીશું.

---

# પ્રકરણ ૧૪ મું.

## રાયસિંહની પ્રતિજ્ઞા.



કુદરતી નિયમાનુસાર સુખ દુઃખ બંન્ને સમભાગે વહેંચાયલા છે. એટલે દુઃખની પાછળ સુખ અને સુખની પાછળ દુઃખનું પરિવર્ત્તન થયા જ કરે છે. પ્રાણી માત્ર એ ઉભયની ઘટમાળમાં સંડોવાયાં જ રહે છે. સૃષ્ટિની ઉત્પત્તિથી તે આજ પર્યંત વિચારપુર્વક અવલોકન કરવામાં આવે તો કોઇ પણ પ્રાણી ઉપરના પ્રસંગથી બચી જવા નથી પામ્યો એમ નિશ્ચિત જણાશે.

મ્હોટા મ્હોટા ઋષી મુની અને દેવતાઓ પણ જ્યારે એ ક્રમથી મુક્ત થઇ શકતા નથી તો પછી આ મૃત્યુ લોકના પ્રાણીના મુક્તપણાની કલ્પના બાંધવી એ મિથ્યાજ છે. પરમાત્મા પોતે પણ આ મૃત્યુલોકમાં જ્યારે મનુષ્યાવતાર ધારણ કરે છે, ત્યરે ને પણ એ કુદરતી ક્રમનો ભોક્તા થયા વગર રહી શકતો નથી. આમ સર્વ પ્રત્યે પોતાનું પ્રાબલ્ય દર્શાવનાર ક્રમથી વિદ્યાચંદ્ર પણ છટકવા પામ્યો નહિ. અર્થાત્ એ કુદરતી નિયમમાં વિદ્યાચંદ્રને સપડાવવાનો સમય આવી પહોંચ્યો.

અહા ! દૈવની કેવી વિચિત્ર કૃતિ છે ! શું દશરથ રાજા એમ સમજતો હતો કે, પ્રેમથી આપેલું પોતાનું વચનજ પોતાનો અંત આણુશે ? હરિશ્ચંદ્ર સમજતો હતો કે ધર્મ કરતાં અસહ્ય વિટંબના આવી પડશે ? ના ! એ ઇશ્વરી અગાધ–અકળ લીલાનો પાર પામવા સૃષ્ટિમાં કોઇજ સમર્થ થયો નથી. વાચક ! આપણે પણ એ લીલા જાણવાને સદા–સર્વથા અસમર્થ જ છીએ. પરંતુ એટલું અવશ્ય સમજવું, કે અનાયાસે જ અણધારી વિપત્તિનું વાદળ દ્રષ્ટિગોચર થાય, અથવા સ્નેહી ગણાતા જનસમાજની અકારણે નિર્દોષતા છતાં વક્રદ્રષ્ટિ માલૂમ પડે ત્યારે ઇશ્વરી કોપ ઉતરી આવવાનો છે એ નિશ્ચિત માનવું. એવે સમયે પોતાનું તે પરાયું બની જાય છે. સ્નેહી, દ્વેષદષ્ટિએ જૂએ છે; સત્ય, અસત્યના સ્વરૂપમાં ફેરવાઇ જતાં સઘળું ધારેલું કાર્ય વિપરીત થઇ પડે છે. દુશ્મનો પોતાના અલ્પ પ્રયાસે મહાવ્યથા ઉપજાવી

શકે છે. ચતુર નરનું ચાપલ્ય એ સમયે સવર્થા નષ્ટ થઈ જાય છે. એ ઇશ્વરી પ્રચંડ કોપને પહોચી વળતાં કદાચ પ્રાણુની પણ આહુતી અપાઇ જાય છે. અસ્તુ. આપણે હવે વીષયાંતરથી પ્રસ્તુત નવલકથાના અવલંબનપર આવી પહોંચીશું.

કાશી, એ હિંદુઓમાં સર્વથી મહાન પવિત્ર સ્થાન ગણાય છે. અને શિવ સંપ્રદાયીઓમા તો તે સાક્ષાત સ્વર્ગ જ મનાય છે. પવિત્ર તિર્થની પ્રવિત્રતામાં અધિકતા કરતી પ્રવિત્ર ભાગીરથી તેના તીર પ્રદેશમાં વહી રહેલી છે. પતિ પ્રણયીની પ્રમદા જેમ પતિની પાસે જ રહેવામાં પોતાનું ગૌરવ સમજે છે તેમ ભાગિરથી પણ જાણે પોતાના પતિ સ્વયંભુની પાસે જ રહી પોતાની મહત્તામાં અધિકતા કરતી હોય તેમ્ જણાય છે. બહુ દૂર દેશના ભાવિક ભકતો પોતાના ત્રિવિધ તાપની મુક્તિ મેળવવા અર્થે અસંખ્ય ભાવિકો અહિ ઉતરતા જ જણાય છે. શિવ ભકતો પોતાના ઇષ્ટ દેવનો અહિં જ નિવાસ હોવાથી આ ક્ષેત્રને તેઓ સાક્ષાત સ્વર્ગ જ સમજે છે. આવા પવિત્ર ક્ષેત્રમાં પાપના પ્રાયશ્ચિત નિમિત્તે એક ન્હાના ગરાસનો ગરાસીઓ આવી ચડયો હતો. અને બેએક માસથી આ ક્ષેત્રમાં જ રહેતો હતો. સર્વ પ્રકારે સુખ અને સંતોષના પરિબળે તેના શરીરની કાંતિ જોનારને અવશ્ય મોહ ઉપજાવે એવી સૌંદર્યવાન હતી. શરીરનો બાંધો સુધટ્ટ અને મજબૂત હતો. કપાળ વિષાળ અને નેત્ર વિમોહક હતાં. ત્હેનું વય સુમારે ત્રીસેક વર્ષ સુધીનું જણાતું હતું. આવા પવિત્ર, નિષ્પાપ અને નિર્વિકારી ક્ષેત્રમાં વસવા છતાં તેનું હ્રદય તેના શરીરની સૌંદર્યતામાં સદા લલચાતું રહેતું. તે સદા ચપોચપ થાય તેવી રેશમી સુરવાળ પહેરતો. પગની ધુંટી પાસે વધારાના ભાગની વળદાર કાંગરી પાડતો. જમણા પગમાં રૂપાનો પણ સોનાના ગીલીટવાળો તોડો સદા પહેરેલો જ રાખતો. શરીર ઉપર ઊંચા મલમલનો કાઠી લોકોની ઢબનો ઢીંચણ સુધી લાંબો અને હાથની કોણી નીચેથી ફડકવાળો અંગરખો પહેરતો. માથે કવચિત્ કવચિત રેશમી અગર તો રંગીન મલમલનો ઉચ્છાનુસાર મનપસંદ સાફો બાંધતો. વાળ નાટકવાળાઓ પેઠે વાંકડીઆ રાખતો. સ્ત્રીઓ માફક વચ્ચેથીજ સેંથો પાડી સદા ઓળેલા જ રાખતો. તેમાં સદા ઉંચા પ્રકારના તેલનો ઉપયોગ કરતો. ગળામાં એક સોનાનો ગંડો બહાર દેખાય તેમ પહે-

રતે, પગની ચામડી ન દેખાય તેટલા ઊંચા ચળકતા કાળા ચામડાના બુટ પહેરી હાથમાં એક ગેંડાની પાતળી સોનાની મૂઠવાળી સોટી રાખી સંધ્યાકાળે સદા પવિત્ર ભગિરથિના તીર પ્રદેશમાં પોતાના એકાદ બે મળતીઆ મિત્ર સાથે હમેશા રૂવાબ બંધ ફરવા નીકળતો. મિત્ર વર્ગ પોતાનો સ્વાર્થ સાધવા સદા તત્પર જ રહેતો. 'ખમા' 'ખમા' કહી ત્હેના નીકળતા શબ્દને અપૂર્ણ જ વધાવી લેવામાં આવતા. આસપાસ ફરી વળેલા મંડળમાં કાગડાઓની સભામાં બગલાની પેઠે આ ઠાકોર ગંગાના શિતળ પ્રદેશપર હમેશા સંધ્યાકાળે શોભતો આનંદમાં મહાલતો હતો. અહિં એકબીજા શહેરમાંના આખા દિવસના સમાચારનો પ્રકાશ કરતા. ઠાકોર તે આનંદથી સાંભળતો. કોઇ કોઇ વખતે તેનું મન સાંભળવામાં તલ્લિન બની જતું. પ્રસ્તુત મંડળીના વાગ વ્યાપારમાં બહુધા સૌંદર્યવતી સ્ત્રીઓનું વર્ણન થતું. તેમાં કદાચ ઠાકોરને કોઇ પ્રિય થઈ પડે તો તે પ્રાપ્ત કરવા માટે જોઇએ તેટલો વ્યય કરતાં જરાએ અચકાતો નહિ. એ કાર્યમાં જેણે વિષેશ શ્રમ લીધો હોય તેને પણ સારી બક્ષિસથી સંતોષ પમાડતો. તેના ભટકતા મિત્રો આ એક પ્રકારનો પોતાનો ઉદ્યમ માની તેમાં સદા મચ્યા જ રહેતા. અહર્નિશ અહિં આવી અબળાઓની જ કથા સિવાય અન્ય વાર્તાનો સર્વથા અભાવ જ હતો. અત્યારે પણ આ મંડળમાં એજ પવન ફુંકાઇ રહ્યો હતો. જો કે પવિત્ર ભાગિરથિના તીરપર તેઓ સ્થિત થયા હતા તથાપિ તેમના હૃદયમાં અત્યંત અપવિત્ર વાસનાનો જ નિવાસ હતો. અત્યારે ચાલતી કથા સાથે આપણી નવલકથાનો સંબંધ હોવાથી હવે આપણે પણ તેમાં ભળી તેમના ઉદ્‌ગારો સાંભળીશું.

રંભા, ઉર્વશી કે મેનકા આદિ અપ્સરાઓ તેની પાસે બિલકુલ વ્યર્થ છે. રાયસિંહ નામના ઠાકોરના એક મિત્રે સહુ સાંભળતાં જણાવ્યું. મારા ધારવા પ્રમાણે જો એ અપ્સરા ત્હમારા હસ્તમાં આવે તો ખાત્રીથી માનજો કે ત્હમોને બીજીની કદી અભિલાષા જ રહે નહિ.

પણ એમ વાતો કર્યે શું વળવાનું હતું ? એમ કાંઇ ઠાકોરને હાથ થોડી જ એ આવવાની હતી ? એતો જ્યારે અમારી જેમ માથાને જોખમે પરાક્રમ કરી દેખાડો અને ઠાકોર સાહેબના હાથમાં મેળવી આપો ત્યારે ઠાકોરની કૃપા મેળવી શકાય છે. મિષ્ટાન્નનો ઉચ્ચાર કર્યે કાંઇ પેટ ભરાતું નથી તો ! સૂકો ટૂકડો પણ જો મ્હોમાં

પડે તો ટાઢક થાય છે. બાકી 'બાપુ', એ તો રૂપનો અંબાર ને ગુણનો ભંડાર એ વખાણે તો કલ્પનાના ઘોડા ઉપર મંડાણ માંડવા જેવું છે. અમો એવી ખોટી ડંફાશ ન મારીએ, પણ કાળી કે ધોળી જે હોય તે ઠાકોરની નજર આગળ ખડી કરી દેખાડીએ; અને પછી ઇનામની આશા રાખીએ. સમજ્યા રાયસિંહ? પારકાં મન મેળવવાં એ બચ્ચાંની રમત નથી, એમાં તો અનેક પ્રકારની બળ બુદ્ધિ અને યુક્તીઓની જરૂર પડે છે.

દોલતસિંહ! ત્હમારામાં અમારાથી અધિક ચતુરાઇ રહેલી છે એ અમો સમજીએ છીએ. છતાં ત્હમારાથી બે ચાર આની તો અમો પણ કામ કરી બતાવીએ. ઇનામ, તો ઠાકોર સાહેબની પસંદગી ઉપર આધાર રાખે છે. ઇનામની હું લેશ પણ અપેક્ષા નથી રાખતો. અભિલાષા માત્ર એટલી જ છે કે ઠાકોરનું જેટલું અન્ન મ્હારા પેટમાં ગયું છે તેનો કેટલેક અંશે બદલો વાળી આપવો; એજ માત્ર પ્રબળ આકાંક્ષા છે. જે સુંદરી સુંદર મહેલને શોભાવનારી છે, તે કંગાલની ઝુંપડીમાં રઝળે છે. અમૂલ્ય રત્ન કાદવમાં રગદોળાય છે. તેને સુંદર મહેલમાં રાખવામાં અને રત્નને ઝવેરીના હાથમાં મૂકવામાં એટલે યોગ્યની યોગ્ય સ્થળે સ્થાપના કરવામાં એક પ્રકારનો પરમાર્થ જ સમાયેલો છે. દોલતસિંહ! ત્હમારે એટલું તો અવશ્ય યાદ રાખવું કે રાયસિંહ કદી પણ પાયા વગરની ઇમારત ઉભી કરે જ નહિ. જે નવલ યૌવનાની અત્યારે પ્રસંશા કરવામાં આવે છે, તે ઠાકોરના હસ્તક મૂકવાના સઘળા પેચ રચાઇ ચૂકયા છે. માત્ર ઠાકોરની પસંદગી પ્રાપ્ત થતાં જ તે રત્ન અલ્પ સમયમાં જ રાયસિંહ ઠાકોરના ચરણમાં અર્પણ કરશે. રાયસિંહે છાતી ઠોકી નિશ્ચયતા પ્રદર્શિત કરતાં જણાવ્યું, અને ઠાકોરનો જવાબ સાંભળવા આતુર બની બેઠો.

આખું મંડળ આ સમયે શાંત નિશાની પેઠે સ્તબ્ધ બની ગયું હતું. સઘળા ઠાકોરના શબ્દ સાંભળવા તેના મ્હોઢા તરફ જોઇ રહ્યા હતા. પરન્તુ આવી શાંતતા માત્ર અલ્પ સમય જ ટકી રહી. સર્વની શાંતિનો ભંગ કરતાં ઠાકોર સર્વ સાંભળે તેમ પણ ધીમે ધીમે જણાવવા લાગ્યો.

મ્હારા પ્રિય મિત્રો! ત્હમો સઘળા સદા મ્હારા સુખને માટે ત્હમારા તન મનથી પ્રયાસ કરો છો તેને માટે હું ત્હમો સઘળાનો આભારી

છું. આટલું તો દુનિઆનો કોઇપણ સમજુ માણસ સમજી શકશે કે ઇશ્વરે આખી સૃષ્ટિમાં બે જ રત્નો બનાવ્યાં છે. એક સ્ત્રી અને પુરૂષ. પુરૂષનું સુખ સ્ત્રીમાં સમાયેલું છે અને સ્ત્રીનું સુખ પુરૂષમાં રહેલું છે. એ ઉપરથી એટલું સિદ્ધ થઇ શકે છે કે પુરૂષે પોતાની મન માનતી સ્ત્રી પ્રાપ્ત કરવા સદા પ્રયત્નશીલ રહેવું જોઇએ. એ કાર્યમાં ત્હમો સઘળાની સહાયતાથી અપૂર્વ સુખનો ભોકતા બનું એ સંભવિત છે. મ્હારા વ્હાલા મિત્રો ! અત્યારે આપણી સમક્ષ રાયસિંહે જે અપ્સરાનું વર્ણન કર્યું, તે રમણી રત્ન પ્રાપ્ત કરવાને મ્હારૂં હૃદય બહુ જ ઉત્સુક બની રહ્યું છે. હું આશા રાખું છું કે મ્હારા મિત્રો પોતાની તનમનની જેહમતે તે મ્હને અવશ્ય પ્રાપ્ત કરાવશે. તેના બદલો જાહેર કરવાને મ્હને હર્ષ થાય છે કે આપણા મંડળ માંહેનો કોઇ પણ વીર નર એ રત્ન મ્હને મેળવી આપશે ત્હેને રૂ. એક હજારનું ઈનામ હું અત્યંત આનંદથી આપીશ. આશા છે કે ત્હમારા માંહેનો કોઇ પણ વીર તે ઇનામ મેળવવા ભાગ્યશાળી થશે. પરમાત્મા ત્હેને તે કાર્ય પરિપૂર્ણ કરવા સામર્થ્ય આપે એ જગનિયંતા પ્રભુ પાસે મ્હારા અંતઃકરણની પ્રાર્થના છે. ઠાકોર આટલું બોલી મૌન રહ્યો. એકઠા મળેલા સભાસદો સઘળા એક બીજા પ્રત્યે ટગર ટગર જોવા લાગ્યા. આટલું મોટું ઇનામ મેળવવાને સહુ કોઇ લલચાયા. થોડી વારમાં એક વિજયઘોષ સંભળાયો. ઠાકોરના શબ્દો સત્ય કરી દેખાડવા અમો જરૂર ભાગ્યશાળી થઇશું. આમ વિજય ગર્જના કરતું મંડળ ઉભું થયું. અને થોડા સમયમાં વિખરાવા લાગ્યું. રાયસિંહ દ્રઢ પ્રતિજ્ઞા લઇ પોતાના ઘર તરફ વળ્યો.



# પ્રકરણ ૧૫ મું.

## હૃદયની અસ્થિરતા.



'ઘર ફૂટયે ઘર જાય'

ઉપરની કહેવત સદા સત્ય જ માની લેવી. વાંચનારના લક્ષમાં જ હશે કે, વિદ્યાચંદ્રે પ્રિયનંદીની માટે એક સ્ત્રી નોકર રાખી હતી. ઘરના નોકરો જવલ્લેજ નિમકહલાલ મળી શકે છે, અને તે પણ કોઇ ભાગ્યશાળીને ત્યાં જ. બાકી તો અધર્મ અને અપવિત્રતાને પ્રવેશ કરાવનાર બહુધા ચાકર વર્ગ જ હોય છે. ઘરના સ્ત્રી વર્ગને અપવિત્ર માર્ગદર્શક ચાકરો જ થઇ પડે છે. દુષ્ટ વાસનાઓ તેઓ જ પ્રવર્તાવે છે, દુષ્ટ પ્રસંગોના સાધનભૂત તેઓ જ થઇ પડે છે. અધમતાના નિંદનિય કાર્યો તેઓ જ ભજાવે છે.

વાંચનાર ! ગત પ્રકરણના અધમ મંડળમાં રાયસિંહે ગોજેલી અપ્સરા તે આપણી નવલકથાની નાયિકા પ્રિયનંદિની જ હતી. પ્રિયનંદીની અને રાયસિંહને શો સંબંધ, કયાંથી, કયારે અને કેવી રીતે થયો એ શંકા ત્હને સ્વભાવિક થશે. પરંતુ ધીરજ રાખી વાંચીશ તો આ પ્રકરણ જ એ શંકાનું નિરાકરણ કરી નાંખશે.

પ્રિયનંદીનીની સેવા કરનાર રાજબા નામની કાઠિયાવાડના કોઇ ગામડાની એક કુંભારણ હતી. તે ઉમ્મરે માત્ર સતર અઢારેક વર્ષની હતી. એટલે તે યૌવનવસ્થામાં પ્રવેશ કરી ચૂકી હતી. આટલી ઉમ્મર છતાં ત્હેના માબાપે ત્હેને હજુ અવિવાહિત જ રાખી હતી. ભોળા હૃદયના ત્હેના માબાપ ઉપર હજુ જમાનાની અસર થવા પામી ન્હોતી. એટલે તેઓ સઘળાંને પોતાની સમાન જ સમજતાં. રાયસિંહ એજ ગામનો વતની હતો. પોતાને લાયક પક્ષીઓ તે સદા શોધતો જ ફરતો. કુંભાર વર્ણમાં જન્મેલી છતાં કુદરતી સૌંદર્યતાની રાજબા ઉપર સારી પેઠે કૃપા હોય તેમ જણાતું હતું. ત્હેના શરીરનો બાંધો મોહક, મજબૂત અને સુદ્રઢ હતો. વય પ્રાપ્ત થતાં સૌંદર્યતા અધિક પ્રકાશી રહી હતી. આવી સૌંદર્યવાન છતાં ગરીબાઇને અંગે ઘરનું સઘળું કામકાજ તેને જ કરવું પડતું હતું. ગામને છેડે સવાર સાંજ પાણી ભરવા જતી. અને આવતી ત્યારે ઘણાંઓના મન પાણી સાથે ભરી આવતી. એક સમયે

આ પુષ્પ રાયસિંહની દ્રષ્ટિએ પડયું. દ્રષ્ટે પડતાં જ એવા અધમ ઉદ્યમશીલ રાયસિંહનું હૃદય આકર્ષાયું. પોતે ગરાશીઓ એટલે ગામડા ગામમાં અને તેમાં પણ ગરીબ વર્ગ પર તો તેનું સામ્રાજ્ય ચાલતું. આવું પુષ્પ હાથ કરવામાં તેને મન તો એક રમત માત્ર હતી. રાજબા સધ્યાકાળે પાણી ભરીને ઘર તરફ વળતી હતી તેની સાથે જ પાછળ પાછળ રાયસિંહ પણ ચાલ્યો. તેનું ઘર જોયું અને પ્રભાતે કેટલાક ઠાઠથી કુંભારને ત્યાં આવ્યો. કુંભારે તેનું યોગ્યતા મુજબ સન્માન કરી બેસાર્યો. ઘરનાં સઘળાં માણસો તેના દમામને જોઇ છક્ક થઇ ગયાં. રાજબા પણ આ સમય ત્હેની દ્રષ્ટિ સમક્ષ જ હાજર હતી. ત્હેનું હૃદય અદ્યાપિ પર્યંત પવિત્ર જ હતું. અને રાયસિંહ જતાં સૂધી પણ પવિત્ર જ રહ્યું. રાયસિંહ ગયો અને રાજબાએ પ્રશ્ન કર્યો. બાપા, એ કોણ હતું ? આપણા ગામનો ગરાશીઓ, તેના બાપે જવાબ આપ્યો. એનો ઠાઠમાઠ એવો હોય એમાં શી નવાઇ ! રાજબાની માએ કહ્યું. પાછળથી સહુ પોતપોતાને કામે વળગ્યાં. સંધ્યાકાળ થયો રાજબા પોતાના કામથી પરવારી હમેશના નિયમ મુજબ પાણી ભરવા ગઇ. દૈવ સંજોગે આ સમયે નદીકાઠે કયાંક કયાંક છૂટાં છવાયાં માણસો ફરતાં હતાં. છતાં છેક સંધ્યાકાળને લીધે થોડે દુરના માણસો પણ કોઇ કોઇને ઓળખી શકે તેમ જોઇ શકતું ન્હોતું. રાજબા જેવી નદીમાં પગ મૂકી ઘડો ભરવા ગઇ કે તત્કાલ એક પુરૂષ ત્હેની પાસેજ આવી ઉભો રહ્યો. રાજબાએ તે ઓળખ્યો. હૃદયમાં જરાક ભયનો સંચાર થયો. પિતાએ માન આપેલા માણસને પોતે સાવ ન બોલાવે તો વિવેકથી ઉલટું જણાવા લાગ્યું. જરાવાર તો સ્તંભ પેઠે સ્તંભી રહી પણ આખરે ઉચ્ચાર કર્યો. શું અત્યારે ફરવા નીકળ્યા છો ?

ત્હારા જેવા રમણી રત્નને નજરે જોયા પછી સ્થિર રહી શકે એવો કોણ પુરૂષ હોય ? રાયસિંહે સ્પષ્ટ જ જણાવ્યું

બાલિકા, સંસારથી, સ્નેહથી પુરૂષથી આવાં કાર્યથી છેક જ અજાણી બાલિકા, રાયસિંહના કહેવાનો ભાવાર્થ જરાએ ન સમજી. છતાં ઉતાવળે ઘેર જવા મન લલચાયું. હવે પછી આવા અંધકાર સમયે કોઇ દી ન આવવું એવી પ્રતિજ્ઞા લીધી. પરંતુ પાપીની પ્રપંચ જાળને ન સમજનારી બાલિકા ક્યાંથી સમજી શકે કે હું આવા સમયે સમક્ષ ઉભેલા અધમ નરથી છટકી જવા પામીશ નહિ.

ધીમે ધીમે અંધકાર વધવા લાગ્યો. રાયસિંહને ભય તો કોઇનો હતો જ નહિ. એટલે રાજબાની છેક જ પાસે જઇ તેનો હાથ પકડયો. રાજબાના શરીરમાં એક વીજળી પેઠે ચમકારો થયો. મહેનતથી કસાઇ સુધટ્ટ બનેલાં ગાત્રો શિથિલ બની ગયાં. ચાહે, તો રાજબા રાયસિંહના હાથમાંથી પોતાનો હાથ એક જ ઝટકે છોડવવા સમર્થ હતી. પરંતુ ગામનો ગરાશીઓ છે એ પ્રભાવે રાજબાને સર્વંશા નિર્બળ બનાવી દીધી. આ નિર્બળતાને રાયસિંહે રાજબાની અનુકુળતા માની લીધી. અંગમાં અનંગ પ્રબળપણે પ્રકાશ્યો. એક હાથમાં પકડેલો હાથ એમજ રાખ્યો બીજા હાથે બાલિકાનું મુખકમલ ગ્રહણ કરી ચુંબન કર્યું. શરમાળ બાલિકા રાયસિંહનો આવો અનિષ્ટાચાર સહન કરી રહી. મૌનતામાં રાયસિંહને ત્હેની ઇચ્છા જ જણાવા લાગી. એટલે કાંઠાથી જરા દૂર જઈ પોતાની અધમ ઇચ્છા પ્રદર્શિત કરી. અંતે કેટલીએક રકઝકે રાજબાએ પોતાની પવિત્રતા ગુમાવી. પવિત્ર વાસનાઓ અપવિત્રતામાં ફેરવાઇ. રાયસિંહે કંઇક ભેટ આપી. રાજબાથી તે પણ લેવાઇ ગઇ. પાણી ભરવા આવેલી તે ભરી પોતાને ઘેર ચાલી. આખી રાત નિદ્રા ન આવી. કેટલોક પશ્ચાતાપ થયો. પરંતુ પ્રભાતે તે ફેરવાઈ ગયો, પછી તો બંન્ને પ્રેમના ગાઢ સંબંધમાં બંધાયાં. અનંત વાદળાંઓથી ઘેરાવા છતાં જેમ સૂર્યનું તેજ પ્રકાશ્યા વગર રહી શકતું નથી તેમ અનેક યુક્તિ પ્રયુક્તિઓ છતાં પાપ કોઇથી છૂપાવ્યું છૂપી શકતું નથી. થોડા જ સમયમાં રાયસિંહ અને રાજબાની ચર્ચાએ મોટું સ્વરૂપ ધારણ કર્યું. રાજબાના માબાપને જાણ થઇ તેઓ પસ્તાયાં. અને ઉતાવળે કયાંઇ સંબંધ બાંધવા અધીરાં બન્યાં. પણ આ પાપ સર્વત્ર ત્હેની આસપાસ ફેલાયું. કોઇએ એ એ કન્યાને ગ્રહણ કરવાની ઇચ્છા ન જણાવી. કેટલોએક સમય આમ વ્યતીત થયો તેવામાં રાયસિંહને સમાચાર મળ્યા કે પોતાનો ઉપરી ઠાકોર કાશીક્ષેત્ર તરફ જવાનો છે. ત્હેની સાથે પોતાને લઇ જવાની રાયસિંહે પરવાનગી માગી. પોતાને અનુકુળ છે એમ સમજી ઠાકોરે ત્હેની માગણીનો સ્વીકાર કર્યો અને થોડા જ વખતમાં પોતાના કેટલોક મિત્રો સાથે કાશી જવા તૈયાર થયો. રાયસિંહે રાજબાને પોતાની સાથે આવવાનો ઘાટ ઘડી રાખ્યો હતો. પોતાના માબાપને જરાપણ જાણ ન કરતાં રાજબા રાયસિંહ સાથે ચાલી નીકળી. સઘળાં કાશીક્ષે-

ત્રમાં આવી એક સુંદર મકાન ભાડે રાખી રહ્યાં. ઠાકોર પોતાના પૈસાનો પાણી પેઠે વ્યય કરવા લાગ્યો. ત્હેના મિત્રો અન્ય પરસ્ત્રીઓને ભોળાવી ઠાકોરને સંતોષવા લાગ્યા. ઠાકોર સર્વને ત્હેમની મહેનત બદલ પૈસાથી સંતોષવા લાગ્યો. ત્હેના મિત્ર વર્ગને પૈસો પ્રાપ્ત કરવાનો આ એક ઉત્તમ ઉદ્યમ જણાયો. સઘળા કોઈ સૌંદર્યવતી સુંદરી નજરે પડતાં જ તેને ફસાવવાને મહાભારત પ્રયત્ન આદરતા.

આ ત્હેમના સતત પ્રયત્નમાં પ્રિયનંદીની એક દિવસે રાયસિંહની દ્રષ્ટિએ પડી. આ સુંદરી ઠાકોરને આપતાં રાયસિંહને મોટી રકમની આશા બંધાઇ. એટલે તત્કાળ ત્હેને ફસાવવા પ્રયત્ન આરંભ્યો રાજબાને તેમાં સાધન ભુત કરી. પ્રપંચવડે રાજબાને તેને ત્યાં ચાકરી રખાવી. રાજબા આ વખતે પ્રથમ જેવી ભોળી નહતી. પણ ભોળાંઓને ભમાવવામાં એક અજબ તદબીરની જાણકાર થઇ પડી હતી. તેનું પરાક્રમ વાંચનારને પોતાની મેળે જ જણાઇ આવશે.

વાંચનાર ! આ નવલકથા સાથે ઉપરના પાત્રોનું કેટલું એક અનુસંધાન હોવાથી ત્હેમના ચરિત્રનો અત્રે કિંચિત ઉલ્લેખયોગ્ય ધારી કર્યો છે. હવે આપણે આપણી મૂળ વાર્તાપર આવીશું. પ્રપંચના પાશથી સર્વથા અજ્ઞાત રાજબાના ચરિત્રનું અવલોકન કરીશું.

મધ્યાન કાળનો સૂર્ય સર્વને પોતપોતાના સ્થાનમાં જ બેસી રહેવાની ફરજ પાડી રહ્યો હતો, વિદ્યાચંદ્ર બપોરનો સમય હોવાથી એક ઓરડામાં શાંતિથી સૂતો હતો. પ્રિયનંદીની પાસેના પણ બીજા ઓરડામાં ગુલાબસિંહ વાંચતી પડી હતી. રાજબા તેના પગ દાબતી જે કાર્યાર્થે પોતે રહેલી છે તે કેમ પાર ઉતારવું તેની ઘડમથલમાં પડી હતી. ત્યાં તો એકાએક પ્રિયનંદીનીના મ્હોંમાંથી ઉદ્ગાર નીકળ્યો.

અહા ! શો પ્રેમનો વિચિત્ર સ્વભાવ છે ! જેના પ્રત્યે અનહદ પ્રેમથી જોઇ રહેતી, જેને નિહાળવામાં જ પોતાની સઘળી શાંતિ સમજતી, જેનાપર પ્રાણાર્પણ કરવા જરાએ ન અચકાતી; હાય ! તેજ તેનાથી વિમુખ બની ! તેને જ ઘાતક સમજી ડરવા લાગી, એથી જ નિષ્પ્રેમી બની અવિચાર ભરી પ્રયાણ કરી ગઇ ! પણ, આ શું સર્વ સત્ય હશે ? કે, કેવળ કવિઓના અંતરમાંથી ઉદ્દભવેલી મિથ્યા કલ્પના જ હશે ? મ્હને તો તે સઘળું કલ્પનિક જ ભાસે છે. વિદ્યાચંદ્ર મ્હને એ બાબતનો સંપૂર્ણ ખુલાસો

કરશે. આટલું ઉચ્ચારી પણ દાબતી રાજબા પ્રત્યે ત્હેની દ્રષ્ટિ ઠરી. કેટલીએક વાર એકી દ્રષ્ટિએ જ જોઇ રહી, કંઇક વિચારવા લાગી પરિણામે કંઇ આડકતરો વિનોદ કરવા ઇચ્છીત બની.

વાંચનાર ! આ ઉપરથી એટલું લક્ષમાં લેવા યોગ્ય છે, કે માત્ર વિનોદાર્થે જ પ્રેરાયેલું મન, દ્રઢ હ્રદયની છતાં પ્રિયનંદીનીને કેવા અધમ અને દુષ્ટ વાંચ્છનાના મહા ભયંકર ખાડામાં હડસેલી દે છે. આટલો શબ્દોચ્ચાર કેટલા અનિષ્ટનો હેતુ થઇ પડે છે, તે પરિણામ જોઈ યોગ્ય લાગે તો એવા માર્ગથી બચી અન્યને બચાવવા યત્ન કરજે.

એલી રાજી ! ત્હું તો કાંઇ ભણી નહિ હો કેમ ?

ના રે, બા ! અમારો દેશ ભણવાથી છોકરીઓ બગડે છે એમ સમજે છે.

ભણવાથી કેવી રીતે બગડે વારૂ ! એથી તો ઉલટો લાભ થાય, નવરાં બેઠાં કોઇ પુસ્તક વાંચી સંતોષ લેવાય કોઇના કાગળ પત્ર વાંચવા લખવા હોય તો તે પણ થાય.

આ ......એમાં જ વેતર વંઠી જાય બા ! લખવા વાંચવામાં જ આડો મારગ લેવાઈ જાય. રાજબાએ વચ્ચે જવાબ આપ્યો.

ત્યારે શું, અભણ બધા પવિત્ર જ રહેતા હશે ? પ્રિયનંદીનીએ પ્રશ્ન કર્યો.

એ મારાથી કેમ કેવાય ? દુનિઆ કાંઇ થોડી જ કોઈથી તાગી શકાય છે.

વારૂ ! દુનિઆને દૂર રહેવા દે. પણ. ત્હું ત્હારો જ દાખલો દેની ! એટલે હું માનીશ કે અભણ બધા પવિત્ર જ સમજવા.

બા ! ત્હમે તો ફેરવી ફેરવીને મ્હારે માથે જ ઢોળી પાડયું. પણ, એમ પોતાના અવગણુ કાંઇ થોડાજ કોઇ ઉઘાડા પાડતા હશે ? અભણ હોય છતાં પોતાનો લાભ હાની તો સમજતું જ હોય.

ત્યારે નહિ બોલે કેમ લુચ્ચી ! પ્રિયનંદીનીએ જરા જોરથી પણ હસતાં હસતાં કહ્યું. મ્હારાથી છૂપું રાખીશ !......જો...ત્હારાથી હું કાંઇ છૂપું રાખું છું ?

ત્યારે, શું ! હું સાચું કહીશ એટલે ત્હમે પણ સાચું જ કહેશો ! રાજબા હવે પોતાના મૂળ આશય પર આવવા લાગી.

હા ! ત્હારા સોગન ખાઇને કહું છું કે હું ત્હારાથી કાંઇ

પણ છૂપાવીશ નહિ. કારણ કે ત્હેં મ્હારો વિશ્વાસ સંપાદન કરી લીધો છે. ત્હને કહેલું કાંઇપણ બહાર જવા નહિ પામે એટલી મ્હને ખાત્રી છે. લે કહે જોઉં હવે શરમ કે સંકોચ ન રાખીશ.

બા ! મ્હેં મ્હારૂં અંતર આજદી સૂધી કોઈ પાસે ખોલ્યું નથી. છતાં ત્હમારા આગ્રહથી તે ખોલવું પડે છે. આમ કહી રાજબાએ પોતાનો સઘળો વૃતાંત પોતાની શેઠાણી પાસે નિવેદન કર્યો.

જે આપણે પાછલા પ્રકરણમાં વાંચી ગયા છીએ.

પ્રિયનંદીનીને એ વાર્તાલાપમાં કંઈક રસ આવવાથી એકાગ્રચિત્તે સઘળું સાંભળતી હતી. રાજબાએ પોતાનો વૃતાંત પૂરો કરી પોતાની શેઠાણીને ત્હેના શબ્દ મુજબ પળવા જણાવ્યું.

બ્હેન ! હું તો આખી દુનિઆમાં જ્યાં ત્યાં એક સરખું જ જોઉં છું. પ્રથમ હું એમ સમજતી હતી કે મ્હારા જેવી જોડી માત્ર ગણી ગાંઠી જ હશે. પરન્તુ પાછળથી જેમ જેમ અનુભવ મળતો ગયો તેમ તેમ જણાતું આવ્યું કે આખી દુનિઆ અભડાએલા હાંડલાથી જ ભરેલી છે. કદાચ કોઈ જગ્યોએ પવિત્રતા રહેવા પામી હશે, પણ તે એકદમ માની લેવામાં તો સંશય જ થાય.

બા ! ત્હમે તો મ્હને ભૂલાવો ખવરાવવા બીજી વાતે જ વળગ્યાં. આપણું છોડીને દુનિઆમાં કયાં પડ્યાં ?

ગાંડી ! દુનિયામાં આપણે કયાં નથી સમાઇ જતાં ! ટુંકામાં એટલું જ કે ત્હારા કરતાં હું કંઈક આગળ વધું તેમ છું. એટલામાં જ સમજી જા. સ્પષ્ટ કહેવાથી શું વધારે છે ? પ્રિયનંદીનીએ ભરમમાં ટુંકેથી જ પતાવ્યું.

ઠીક, બા ઠીક ! મ્હને જ ભોળવી અંતર ખોલાવ્યું. રાજબાએ હસતાં હસતાં જણાવ્યું. પણ......બા, એમ જૂદે જૂદે ઠેકાણે આથડવામાં શું લાભ કે કારણ હશે ! ત્હમે તો ચોપડીઓ વાંચો છો એટલે બધું જાણતાં હશો.

બ્હેન ! એ અવસ્થા જ એવી છે કે ભલભલાને પણ એવા આડા માર્ગે ચડાવે.

ખરૂ છે, હો બા ! હવે એ ઉપર ત્હમે કહો તો એક નવી વાત સંભળાવું; મ્હારી ઉપર રીસ ન કરશો પણ ત્હમે જે બોલ્યા તે બોલે બોલ સાચો છે.

શી નવી વાત છે, કહેને; જોઇએ તો ખરાં કે દુનિઆ કેવા રંગની છે. પ્રિયનંદીનીએ સાંભળવાની ઉત્સુકતાએ જણાવ્યું.

રંગ, તો શું; ત્હમે કહોછો એજ. આપણા ઘરથી થોડેક છેટે એક બંગલો છે. ત્યાં હું હરતાં ફરતાં જ્યારે જોઉં, ત્યારે એક બે રતન જતાં આવતાં જ હોય! ને તે પણુ વળી પૈસા પાતર હો! આમ ઘણી વખત જોતાં મ્હને પણ નવાઇ લાગી; એ કૌતક જોવાને મ્હારૂં મન પણ લલચાયું. હું તો એક દી કોઇ ન જાણે તેમ એ બાઇની પાછળ પાછળ બંગલામાં ચાલી ગઇ. ત્યાં બેચાર માણસ હતાં, પણ તેઓએ ગમે તેમ સમજીને મ્હને તો કોઇએ કંઇ પૂછ્યું જ નહિ. હું તો એ બાઇની પાછળ એક મોટા દીવાનખાનામાં પહોંચી. એ દિવાનખાનાની શોભા તો હું આજ દી સૂધી કયાંઈ જોવા જ પામી નથી. હું જેની પાછળ પાછળ જતી હતી, એ બાઇએ શણગાર સજવામાં તો કાંઇ ખામી જ રાખી નહોતી. ઉંમરમાં ત્હમારા કરતાં સ્હેજ મોટી હતી. જેવી હું એ દિવાનખાનામાં પહોંચી કે જાણે દેવલોકમાં આવી હોઉં, તેવું જ બધું જણાવા લાગ્યું. વખાણ ન થઇ શકે એવો એક પુરૂષ જાણે દેવતાનો રાજા હોય તેવો જ એક મોટી ખુરશી પર આરામથી પડ્યો હતો. બા, ડેકડી કે રીસ ન કરશો પણ હું તો એ દેવરૂપને જોતાં જ મ્હારી બધી ધીર જ ખોઇ બેઠી. મન મળવાને ડોલવા લાગ્યું. પણ, એ મ્હારા જેવી સામે નજર સરખીએ શું કામ કરે! મ્હારાથી તો ત્યાં દેખવું ને દાઝવું એઉ ન સહન થવાથી આવી તેજ માર્ગે ઉતાવળથી બહાર નીકળી આવી. અને પાછળથી જણાઇ આવ્યું કે જેને હું રોજ જતાં જોતી તે એ દેવરૂપ માટે જ. બા! હું તો સાવ સાચું જ કહું છું કે ભલભલાની ધીરજ છોડાવી દીએ એવો જ એ અવતાર છે. એક વખત ખાસ દર્શન લાયક છે. એને જોતાં જ કોણ જાણે શાથી મનમાં કંઇક એવું થઇ જાય છે, કે એક ક્ષણનો વિયોગ પણ સહન થઇ શકતો નથી. બા! મ્હારી ઉપર રીસ ન કરશો, આ તો આપણું મન પરસ્પર મળી ગયું, આટલી છાની રાખવા યોગ્ય વાતો પણ કહેવાઇ, ત્યારે જ ત્હમારી પાસે આટલું બોલવાની મ્હે હીમ્મત કરી છે. અને તે ત્હમારા જ શબ્દ ઉપર. રાજબા આટલું બોલી પોતાના શબ્દની શી અસર થાય છે તે પ્રિયનંદીનીના મુખ સામું જોતી મૌન બની.

વાંચનાર ! પ્રિયનંદીની રાજબાને સાવ ભોળી જ સમજતી હતી. એથી હેના શબ્દમાં કંઇ પણ કપટભાવનો સર્વથા અભાવ જ હોય તેમ સમજતી હતી. પોતાના અનિષ્ટમાં રાજબાનો કોઇ ઇષ્ટ હેતુ દ્રષ્ટે જ પડતો ન્હોતો. એથી પ્રિયનંદીનીએ કંઇ પણ દીર્ઘ વિચાર કરવા વગર રાજબાના સઘળા શબ્દો સત્ય જ માની લીધા રાજબાએ વ-ર્ણવેલા પુરૂષને એક વખત નજરે જોવા હૃદય લલચાવા લાગ્યું. તેમાં વિદ્યાચંદ્રનો કંઇક ભય દ્રષ્ટિગોચર થયો. પણ, તે તત્કાળ નષ્ટ થવા પામ્યો. દઢ હૃદયના પુરૂષની દ્રઢતા સહેલાઇથી શિથિલ કરવા જો હું સમર્થ થઇ હતી, તો પછી ત્હેને વશ કર્યા પછી ધારેલી ધારણા બર લાવવામાં કેટલો સમય જોઇએ? પ્રેમભાવ પ્રદર્શિત કર્યો કે પુરૂષને પાણી થતાં કેટલી વાર ! વિદ્યાચંદ્રના ભયને આમ તૃણવત્ ગણી એ પુરૂષને એક વખત નિહાળવો એટલો તો દઢ નિશ્ચય થયો. આમ એકનો ભય નિર્મૂળ થતાં બીજાનો ભય દ્રષ્ટિ સામેજ ઉપસ્થિત થયો. તે બીજા કોઇનો ન હતો પણ પાસે બેઠેલી પોતાની દાસી રાજબાનો જ હતો. તે કદાચ પોતાની ભોળાઇમાં અગર અણસમજમાં જો વિદ્યા-ચંદ્ર પાસે કંઇ બોલી ઉઠે તો પરિણામ અનિષ્ટકારક આવે. છતાં એ ભય નાબૂદ કરવાનું સાધન ત્હેના હાથમાંજ હતું. લક્ષ્મિનું સાધન દુનિઆમાં કોઇ પણ માણસને વશ કરી શકે છે, એટલું એ સારી પેઠે સમજતી હતી. રાજબાને એજ સાધનવડે વશ કરવા નિશ્ચય કર્યો. આમ બંન્ને ભય અલ્પ સમયમાં અદ્રષ્ય થવાથી સ્વતંત્ર અને રતિ-રસમાંજ સદાકાળ પ્રસન્ન રહેનારી પ્રિયનંદીની સર્વથા નિર્ભય બની. અને ઇચ્છા છતાં જાણે અનિચ્છિત હોય તેવા ભાવથી રાજબા પ્રત્યે સંભાષણ કરવા લાગી.

રાજી ! ત્યારે તો ત્હારા કહેવા મુજબ એ પુરૂષને જરૂર જોવો જોઇએ કેમ ?

જોવો ન જોવો, એ ત્હમારી ઇચ્છાની વાત છે. પણ મેં જે કહ્યું તેમાં એકે અક્ષર ખોટો નથી કહ્યો. રાજબાએ પ્રિયનંદીનીને આક-ર્ષાતી જોઇ બેપરવાઇથી જવાબ આપ્યો. પોતાની બીછાવેલી જાળમાં પ્રિયનંદીની સપડાવા લાગી. ઘણા વખતથી આરંભેલો આંતરિક આ-શય આજ ફળિભૂત થતો જણાતાં હર્ષમાં ફુલાવા લાગી. ઠાકોરના એકજ વખત દર્શન કરતાં પ્રિયનંદીની મોહીત થવામાં તો કંઇ સંદેહ

જ ન્હોતો. પ્રિયનંદીની એકજ વખત પોતાની સાથે આવે તો ઉભય સ્થળેથી ધન પ્રાપ્તીનો લાભ થાય એ પણ નિશ્ચિત હતું. આમ થતાં પોતાની દારિદ્રતા જાણે અલ્પ સમયમાં નષ્ટ થઇ ગઇ હોય તેમ જણાવા લાગ્યું. એથી હર્ષ એટલો બધો ઉભરાવા લાગ્યો કે મુસીબતે તે સમાવી શકી.

વાંચનાર! રાજબા જ્યારે પોતાની સ્વાર્થ સિદ્ધીના હર્ષ તરંગમાં ડોલતી હતી. ત્યારે કામદેવ સરખા પુરૂષના દર્શને પ્રિયનંદીની આતુર બની રહી હતી. આમ ઉભયના હૃદયમાં સર્વત્ર આનંદ પ્રવર્તી રહ્યો હતો.

રાજી! મ્હારો વિચાર થાય છે કે જો એવો જ એ પુરૂષ હોય તો પરોક્ષ રીતે એના દર્શન તો એક વખત અવશ્ય કરવાં. આપણા હૃદયમાં કયાં કોઇપણ પ્રકારની મલીન વાસના ભરેલી છે! નિર્મળ હૃદયથી નિહાળવામાં હું તો કંઇ પણ પાપ સમજતી નથી. છતાં ત્હારે એક વાત લક્ષમાં રાખવાની છે. તે એજ કે આપણ બન્ને અહિંથી ત્યાં જઇએ તે ત્હારા અને મ્હારા સિવાય ત્રીજું જીવ જતાં પણ જાણવા ન પામે! કહે, આટલી વાત છૂપાવી રાખવાની ત્હારામાં શક્તિ છે? જો હોય તો આપણે એ દર્શનનો લાભ આજ સંધ્યાકાળે જ લઇએ. શેઠ પણ એ વાત કોઇ રીતે જાણવા ન પામે એટલી ત્હારા તરફથી મ્હને ખાત્રી મળવી જોઇએ.

મ્હારા હૃદયની વાત પરમેશ્વર પણ જાણવા ન પામે, તો શેઠ કે બીજાઓની તો તાકાત જ શી હોય કે એક અક્ષર પણ કઢાવી શકે? એ વાતથી તો ત્હમારે બીલકુલ બેફીકર રહેવું. ત્હમારી ચાકર જેટલી બહાર છે એટલી જ ભોંમાં છે એમ નક્કી સમજી લેવું. રાજબાએ પ્રિયનંદીનીનો વિશેષ પ્રેમ અને વિશ્વાસ સંપાદન કરવા પોતાની પ્રચંડ શક્તિનો ઉલ્લેખ કર્યો.

સ્હાબાશ છે! લે, એટલી શક્તિ ધરાવવાના તથા તેનો સદુપયોગ મ્હારે માટે કરવાના બદલામાં હર્ષની આ પ્રથમ ભેટ! પ્રિયનંદીનીએ પોતાની આંગળીમાંથી એક સ્વર્ણની મુદ્રિકા આપતાં કહ્યું. ચાલ, ઉઠ, ત્હું ત્હારી તૈયારી કરી રાખ. વિલંબ ન કર. તે દરમીઆન હું પણ મ્હારાં વસ્ત્રાભૂષણ સજી શેઠને મળી પરવાનગી લઇ તૈયાર થઇ રહું છું.

---

# પ્રકરણ ૧૬ મું.

## નવીન પ્રેમ બંધન.



કોણ કહેશે કે સ્ત્રી વિશ્વાસને પાત્ર છે ! કોણ કહેશે કે કરેલા પ્રતિજ્ઞા નિભાવવામાં સ્ત્રી સદા સમર્થ છે ! કોણ કહી શકશે કે સ્ત્રીનું હૃદય કયારે ચલિત થશે ! જગતની માયારૂપ એ મોહીનીનો પ્રેમ સદા અનિષ્ટનો જ હેતુ છે.

વાંચનાર ! શુદ્ધ હૃદયના વિદ્યાચંદ્રને શું, એ કલ્પના પણ ઉદ્‌ભવી હશે, કે પોતાના પ્રેમનું પાત્ર આમ અચાનક ફૂટી જશે ? પ્રિયનંદીનીએ કરેલી પ્રતિજ્ઞા અલ્પકાળમાં તૂટી જશે, એ શું, સ્વપ્નમાં ધાર્યું હશે ? અપરિસીમ પ્રેમથી વિલોકતી દ્રષ્ટિ અકારણે જ વિફરી જશે !

ના ! વિદ્યાચંદ્રને એ કલ્પના સરખીએ નહિ હોય. અને ન હોય એ સ્વભાવીક જ છે. વિદ્યાચંદ્રમાં ન હોય એટલું જ નહિ, પણ પ્રેમી માત્રમાં એ કલ્પનાનો અભાવ હોય છે. છતાં દીવાની જ્યોતિ પેઠે સ્ત્રીઓનું ચલિત હૃદય સદા ભટકતું જ રહે છે. રતિરસમાં જ નિમગ્ન સ્ત્રીઓના હૃદયમાં હમેશા શ્રેષ્ટ પુરૂષની જ આકાંક્ષા રહે છે. અસ્તુ. આપણે એ સાથે વિશેશ વિવેચન કરવાની અગત્ય નથી. આપણે તો માત્ર પ્રિયનંદીનીના ચરિત્રના અવલોકનની જરૂર છે.

અસ્ત પામતા સૂર્ય પાછળ અંધકારનું આગમન શરૂ થઇ ચૂકયું હતું. અંધકારનું મહત્વ દર્શક દીપ જ્યોતિ સ્થળે સ્થળે પ્રગટ થતી જણાતી હતી. આવા રાત્રીના સમયે એક સ્થળ રોશની વડે જોનારનું આકર્ષણ કરી રહ્યું હતું.

વાંચનારને જણાઇ આવ્યું હશે, કે, એ આજે હર્ષ ઘેલા બનેલા ઠાકોરનું મકાન હતું. રાજબાએ રાયસિંહ માર્ફતે આજ રાત્રીએ પ્રિયનંદીનીના આગમનનું સૂચન કરી દીધું હતું. એક અપ્સરા જેવી યૌવના પોતાને ત્યાં પ્રેમથી પધારનારી છે, એમ જાણી ઠાકોરે દીવાનખાનું શણગારવામાં જરાએ કચાશ રાખી નહોતી. પોતે પણ એક મહારાજાને શોભે તેવા ઉત્તમ વસ્ત્રાભૂષણથી સુસજ્જિત બની, માત્ર

રાયસિંહ સાથે આવનાર અપ્સરાની આશામાં આતુર બની બેઠો હતો. એક રાયસિંહ સિવાય બીજા કોઇ પણ મિત્રને તેણે આજે હાજર રહેવા દીધા નહોતો. પ્રિયનંદીના આગમનથી ઠાકોર આજ કોઇ અપૂર્વ આનંદમાં મ્હાલી રહ્યો હતો. હવે ત્હેનાથી એક ક્ષણ પણ વ્યતિત થઇ શકતી ન્હોતી. આવી-હમણા આવશે, આવા ભણકારે ત્હેનું હૃદય ઘેરી લીધું હતું. ત્યાં તો વાદળના પ્રબળ દળમાંથી બહાર નીકળતા પૂર્ણીમાના ચંદ્ર પેઠે પ્રિયનંદીની પ્રકાશિત થઇ. દિવાનખાનામાં પગ મૂકતાં જ ચોતરફ ગોઠવી રાખેલા આરસાઓ વડે પ્રિયનંદીની પ્રતિબિંબ રૂપે સર્વત્ર દ્રષ્ટે પડવા લાગી. ત્હેને નજરે નિહાળતાં જ ઠાકોરે ઉઠી સન્માન પુર્વક બેસવા પ્રાર્થના કરી. લોહચુંબક પેઠે પરસ્પર દ્રષ્ટે દ્રષ્ટ મળતાં-મુખાર્વિંદનું દર્શન થતાંજ બન્નેના હૃદયમાં પ્રેમભાવનું સ્ફુરણ થવા લાગ્યું. રાયસિંહ અત્યાર સૂધી પાસે જ બેઠો હતો તે ઠાકોરની સૂચનાનુસાર ઉઠી ચાલતો થયો. રાજબા પણ દીવાનખાનાથી અદ્રષ્ય થઇ. માત્ર ઠાકોર અને પ્રિયનંદીની જ આ ભવ્ય દીવાનખાનામાં રહ્યાં. પ્રિયનંદીનીનું હૃદય ડામાડોળ થવા લાગ્યું. એકલું બેસવું એ અનિષ્ટ છે એમ જણાયું. છતાં પોતે દ્રઢ નિશ્ચય કરી આવેલી અને ઠાકોરનું સુંદીર શરીર વિલોકતાં હૃદય લલચાવવા લાગ્યું. આ વખતે વિદ્યાચંદ્રનું તો સાવ વિસ્મરણ જ થયું. બંન્ને હૃદય પરસ્પર ભેટવા લુબ્ધ બની રહ્યાં હતાં. ઠાકોરના અંતઃકરણમાં અગ્નિ સળગી રહ્યો હતો તેની અસહનતાએ પ્રિયનંદીનીને ઉદ્દેશી જણાવવા લાગ્યો.

સુંદરી! દેવતાઓને પણ દુર્લભ એવી અપ્સરાથી અધિક સૌંદર્યવતી સુંદરીના આગમને હું ત્હમારો અત્યંત આભારી બન્યો છું.

આપ સરખા શ્રિમંત વીર નરના મુખમાં એવાજ શબ્દો શોભે છે. મ્હારી દાસી પાસે આપના વખાણ સાંભળી કેવળ દર્શનાર્થે મ્હારૂં હૃદય લલચાયું. સાંભળવા પ્રમાણે જ આપને નજરે નિહાળતાં હું મ્હને પોતાને કૃતાર્થ સમજું છું. આપના દર્શનનો લાભ ઇશ્વર અહર્નિશ આપે એમ અંતઃકરણથી ઇચ્છુંછું.

એ માટે હું આપનો ફરી આભાર માનું છું. અને જણાવવાની રજા લઊં છું. આપણી ઇચ્છાને અવરોધનું શું પ્રતિબંધન છે, તે જો જુદાઇ અગર અડચણ ન હોય તો સેવક જાણવા ઇન્તેજાર છે.

વાંચનાર, ઉભય પાત્રના હૃદયની એકત્રતા થયા પછી મર્યાદનું મહત્વ અદ્રષ્ય થતું જાય એ સ્વાભાવિક છે. ઠાકોર આવી અપ્સરાઓનો સેવક હતો. પ્રિયનંદીની આવા નર રત્નની સેવીકા હતી.

બંન્નેનો સંયોગ થયો—હૃદય ખુલ્લા થયાં બંન્નેની એક જ ઇચ્છાની પરિતૃપ્તિને સમય, શરીર સંપત્તિ આદિ સર્વ સાધનો અનુકુળ જ હતાં—પરસ્પર વિમોહક હતાં. પ્રિયનંદીનીના હૃદયમાં ઠાકોરની મુર્તિએ સ્થાન લીધું. પ્રિયનંદીનીના સ્વભાવ વિષે આપણે માહિતગાર જ છીએ. એટલે એ ચર્ચાને દીર્ઘ સ્વરૂપમાં ન લાવતાં ટુંકામાં એટલું જ કહીશું કે પ્રિયનંદીનીની પસંદગી ઠાકોરે મેળવી. અને પ્રિયનંદીનીએ પોતાનો સર્વ વૃત્તાંત ઠાકોર પાસે નિવેદન કર્યો. એટલું જ નહિ, પરંતુ જે પ્રિયનંદીની અત્યાર સુધી વિદ્યાચંદ્રની કહેવાતી હતી, તે ઠાકોરની કહેવાઇ ચૂકી.

વાંચનાર ! ઠાકોર અને પ્રિયનંદીના સંબંધમાં આપણે ઉંડા ન ઉતરતાં શ્રદ્ધાવાન એક પતિવ્રત્ત ધારી, પ્રેમમય જીવન ગાળનાર આપણી નવલકથાના નાયક વિદ્યાચંદ્રની સ્થિતિનું અવલોકન કરીશું.



## પ્રકરણ ૧૭ મું.

### ટૂટી ગયેલો પ્રેમ તંતુ.



વાંચનાર! ગત પ્રકરણમાં યોજેલા સંયોગને લગભગ એક માસ વીતિ જવા આવ્યો છે, વખત વ્હેવા સાથે ઠાકોર અને પ્રિયનંદીનીનો સંબંધ મજબૂત થવા લાગ્યો. વિદ્યાચંદ્ર સાથેનો સંબંધ ધીમે ધીમે નિર્બળતામાં—ન્યુનતામાં ફેરવાવા લાગ્યો. એતો નિશ્ચિન જ છે કે, એક મ્યાનમાં બે શમશેર સમાઇ શકે જ નહિ. એક હૃદયમાં બેનો નિવાસ હોઇ શકે જ નહિ, પ્રિયનંદીનીના હૃદય મંદીરમાંથી વિદ્યાચંદ્રનું સ્થાન સર્વથા નષ્ટ થવા પામ્યું હતું. પ્રેમમાં ન્યુનતા થતાં પ્રિયનંદીનીનો સ્વભાવ જ ફરી ગયો હતો.

પ્રિય વાચક! આ તે જ પ્રિયનંદીની હતી, કે જે વિદ્યાચંદ્ર વગર પ્રથમ એક ક્ષણ પણ રહી શકતી ન્હોતી. આ તેજ પ્રિયનંદીની હતી, કે જેનું જીવન વિદ્યાચંદ્રને જ સમજતી હતી. તે જ પ્રિયનંદીની આજે કલાકોના કલાકો ત્હેની સાથે બોલવા સરખો ભાવ પણ જણાવતી ન્હોતી. વિદ્યાચંદ્ર જ્યાં સૂધી ત્હેના પ્રત્યે પ્રેમ ભરા દૃષ્ટિએ નિહાળતો હતો, ત્યાં સૂધી તો પ્રિયનંદીનીનો દોષ પણ નિર્દોષતામાં ફેરવાઇ જતો. પણ જ્યારથી પૂર્વ પ્રેમમાં ન્યુનતા જણાવા લાગી, ત્યારથી વિદ્યાચંદ્રના હૃદયમાં પણ સંશય પડ્યો, સંશય પડતાં બારિક તપાસ થઇ અને થોડાજ સમયમાં ચતુર વિદ્યાચંદ્રને પોતાની પ્રિયતમાનું વર્તન જાણવામાં આવ્યું. કેટલીએક માહિતી મળ્યા છતાં પ્રેમી હૃદય તે માની શક્યું નહિ. પ્રિય પત્નીનો પ્રેમ અન્ય સ્થળે પ્રગટે જ નહિ. આવી નિશ્ચયાત્મક બુદ્ધિએ હૃદયને પૂર્વવત્ પ્રેમમાં જ નિશ્ચળ રાખ્યું. આડા અવળા વિચારોથી ડોળાતું હૃદય કેટલોએક સમય દ્રઢી ભૂત જ રહ્યું. પરંતુ એ કેટલો વખત ટકી શકે? સપ્ત પવનના ઝપાટામાં નિરાધાર દીવો ક્યાં સૂધી પ્રકાશી શકે? વિદ્યાચંદ્રના વિચારો અલ્પ કાળમાં જ ફેરવાઇ ગયા. પ્રેમી હૃદયમાં પ્રેમનો અંશ રહેવા ન પામ્યો. પ્રથમની પ્રિયનંદીની તે આ પ્રિયનંદીની ન હોય! આવા અનેકાનેક ઉછળી આવતા વિચારોથી વ્યાકુળ બનેલો—ચિંતાથી ઘેરાઇ ગયેલો વિદ્યાચંદ્ર પોતાનું મ્લાન મુખ પોતાના જમણા હાથની હથે-

ળીમાં રાખી એક ખુરશી પર બેઠો હતો. સાંજના ૭ એક વાગ્યાનો સમય હતો. આસપાસના દેવ મંદીરોમાં દેવની આરતીની ગર્જના વડે આકાશ ગરજી રહ્યું હતું. ત્યારે વિદ્યાચંદ્ર પ્રિયનંદીનીના પ્રચંડ અગ્નિથી બળી રહ્યો હતો. પ્રિયનંદીનીનો આટલો અનિષ્ટાચાર જાણુવામાં આવ્યા છતાં અત્યાર સૂધી વિદ્યાચંદ્રે પ્રિયનંદીનીને એક અક્ષર સરખો પણ સંભળાવ્યો ન્હોતો. તેમ બે શબ્દ સંભળાવવા ઇચ્છા પણ ન્હોતી. કારણ કે તે સમજતો હતો, કે પ્રેમ ભગ્ન થયેલી અબળાને જેટલો ઉપદેશ આપવો એ કેવળ પથ્થર પર પાણી ઢોળવા સરખું જ છે. કોઇ પણ સ્થળે ઉતરેલા સ્ત્રીઓના પ્યારને અટકાવવા દુનિઆમાં કોઈ પણ સમર્થ નથી. તે આપણી ત્યાં સૂધી જ રહી શકે છે કે જ્યાં સૂધી ત્હેનો પ્યાર અન્ય પાત્ર પ્રત્યે પ્રગટવા પામ્યો ન હોય. આવા પોતાના માનસિક વિચારોમાં ઘોળાઇ રહ્યો હતો, તેટલામાં પ્રિયનંદીની અચાનક આવી વિદ્યાચંદ્ર સમિપ ઉપસ્થિત થઇ, વિદ્યાચંદ્ર જરા પણ રોષ વગર ત્હેની સામે જ જોઇ રહ્યો. ઘડીવાર પ્રિયનંદીની વિદ્યાચંદ્રની મુખ પ્રભામાં દબાઇ રહી. જો કે હૃદય છેક જ બેશરમ બની ગયું હતું તથાપિ જીવ્હા એટલી હદનું ઉલ્લંઘન કરી શકતી ન્હોતી. દીર્ઘ કાળનો સહવાસ તૃણવત્ ટૂટી શકતો ન્હોતો. તેથી પોતાનાં સ્ત્રી ચરિત્રને ઉપયોગમાં લેવા ધાર્યું.

પ્રાણેશ! હું નથી સમજી શકતી કે ત્હમે કેટલાએક દિવસથી આમ કેમ ઉદાસ રહો છો! મ્હારા તરફથી કંઇ અપરાધ થયો હોય એવું તો મ્હારા લક્ષમાં જ નથી. તથાપિ ત્હમારી મુખમુદ્રા જાણે, મ્હને કેમ રોષથી નિહાળતી હોય તેમ જણાય છે.

દોષિત્ હોવા છતાં નિર્દોષતામાં ખપવાના પ્રિયનંદીનાના પ્રયત્નને જોઇ વિદ્યાચંદ્રના હૃદયમાં રોષનો જુસ્સો સમાઇ શક્યો નહિ. તથાપિ ઉકળેલા જુસ્સાને અંકુશમાં રાખી પ્રિયનંદીનીપર ઘડીભર રોષ ભરી દ્રષ્ટિ ફેંકી નમ્રતાપુર્વક જણાવવા લાગ્યો.

'પ્રાણેશ' કહી સંબોધનાર પ્રિયનંદીની તે શું પૂર્વની જ પ્રિયનંદીની છે?............ન હોય! આ પ્રિયનંદીની તે પૂર્વની પ્રિયનંદીની ન હોય! પ્રિયનંદીની! ત્હારામાં પ્રથમ કરતાં આજ સહસ્ત્રગણો ફેરફાર થઇ ગયો છે. છતાં ત્હું નિર્દોષ છો, જાણ્યા છતાં અજાણ્યું કરી દીપમાં પતંગ પેઠે પડનાર, સારાસારને ન વિચારનાર

હું જ મહા ભૂલને પાત્ર છું, હું જ મહા સજાને પાત્ર છું. ખરેખર આજ હું મ્હારી ભૂલનો ભોગ ગઇ પડયો છું. દૈવે ત્હને નિમિત્તરૂપ રાખી મ્હને મ્હારી ભુલનો પૂરેપૂરો બદલો વાળી આપ્યો છે. પ્રિયનંદીની ! મ્હારે માટે સૃષ્ટિનો ક્રમ આજથી ફેરવાઇ ગયો છે. આવા માર્ગે જતાં અન્યને નિંદનાર હું આજ નિંદાના પરમ શિખરે પહોંચી ચૂકયો છું. બુદ્ધિની મંદતા એટલી જડ ઘાલી બેઠી કે, કોઇની ન થનાર સ્ત્રીને હું મ્હારી માની બેઠો. સીતા, દમ્યંતી આદિના દ્રષ્ટાંતો વડે મ્હારી દ્રઢ બુદ્ધિને પણ અસ્થિર બનાવી દીધી. પ્રિયનદીની ! એટલો પણ વિચાર ન સૂઝયો, કે હું બાહ્ય પ્રેમદર્શક ન હતો, ઉપરથી ચાહનાર પુરૂષપર આવા સખ્ત પ્રહાર કરતાં ત્હારા કોમળ હૃદયપર જરા પણ આંચકો ન લાગ્યો ? અહર્નિશ ત્હારૂંજ ચિંતવન કરનારને વિના કારણે તજી નીચ વર્ણ સાથે પ્રેમ બાંધતાં જરા પણ વિચાર ન સૂઝયો ? પણ, કયાંથી સૂઝે ? કામના જ મંદમાં અંધ ફરતી કૂતરીઓ એક પતિથી કેમ સંતોષાય ? ખબડદાર ! હવે પછી જો પ્રિયનંદીનીને પીંગલાના ઉપનામથી સંબોધી છે તો ? શબ્દથીજ ઉકળેલો પ્રેમનો જુસ્સો આજ કયાં છૂપાઇ ગયો. મ્હારો પ્રાણ, પ્રાણેશ, પ્રિયતમ આદિ શબ્દો કયાં સમાઇ ગયા ? પણ અફસોસ ! હું જ ઠગાયો ! સર્વ પ્રકારે પ્રેમથી વિવશ બનાવી દેવાના પ્રપંચી પ્રયોગને એ સમયે ન ઓળખી શકાયો ! પ્રિયનંદીની ! મ્હારાપર આવું વશિકરણ કરી, પ્રેમને તિરસ્કારની દ્રષ્ટિથી જોનારને પ્રેમથીજ મહાત કરી ત્હારો કયો ઇષ્ટ હેતુ સાધવાનો હતો ? પ્રિયનંદીની ત્હેં ખરેખર મ્હારાપર મહાન આઘાત કર્યો છે ? છતાં એ પણ એક રીતે સારૂં જ થયું છે. મ્હારૂં દ્રષ્ટાંત દુનિઆ જોશે અને જાણશે કે પ્રેમીને હાથે જ પ્રેમીનો ઘાત થયો. એથી ત્હારા જેવી રમણીરૂપ રાક્ષસીઓથી પ્યાર બાંધતાં નિર્દોષ અને નિર્મળ હૃદયના ઘણા પુરૂષો અટકશે. પ્રિય થઇ પડે તેમાંજ આનંદ માનનારી પ્રિયનંદીની ! ત્હારો સ્થિર પ્યાર કોઇ સ્થળે નહિ ટકી શકે ! દીપની જ્યોતિ પેઠ સદાકાળ ચલિત સ્થિતિમાં જ રહેશે.

એક પર પ્યાર દર્શાવતી અને બીજા સાથે રમણ કરતી કૂટિલ કામિનીઓ પેઠે ત્હારી બહુ જ બૂરી દશા થશે. વિચાર કર, કે આટલા સમયમાં કેટલાને ત્હેં બેહાલ સ્થિતિમાં મૂકયા છે ? સ્ત્રી કોઇની થઇ નથી અને થશે પણ નહિ. એ મ્હારો દ્રઢ સંકલ્પ ત્હારે જ માટે

મ્હારે થોડો વખત વિસારી દેવો પડયો હતો. પરંતુ આજ ત્હેં જ સિદ્ધ કરી બતાવ્યું છે કે, ઉત્તમ ભોજન મળતાં કાગડો વિષ્ટામાં નજર નાંખ્યા વગર રહી શકતો જ નથી. ધન્ય છે, પ્રિયનંદીની ! હવે હું ત્હને કયા નામથી સંબોધું ? ત્હેં મ્હારૂં જીવન સાવ શુષ્ક અને ઝેર રૂપ બનાવી દીધું છે. હું હવે આ જગતમાં આ સ્વરૂપે તો રહીશ જ નહિ. પ્રેમ માટે ભગવાં પહેરી સાધુ રૂપે જગતને ઉપદેશ આપીશ કે પ્રેમ કરતાં પહેલાં આ મ્હારી દશા જૂઓ-પવિત્ર ગણાતી પ્રેમદાના પ્રિયતમની આ અવદશા જૂઓ ! પ્રેમથી પાણી ગ્રહણ કરેલ પતિની આ દશા દેખાડી અધોગતિને પ્રાપ્ત થતા અનેક પુરૂષોને બચાવીશ. પ્રાણાર્પણ કરનારી અબળાપર પણ વિશ્વાસ ન રાખવા જગતને હિમ્મતભર સૂચના આપીશ. કોઇ વખત નહિં અનુભવેલો વિદ્યાચંદ્રનો આટલો જુસ્સો જોઇ પ્રિયનંદીની તો હેરત જ પામી ગઇ. હૃદયમાં કેટલાક શબ્દો તો બહુ જ ખૂંચ્યા. તથાપિ અવસરને ઓળખી ઉકળેલી ઉર્મિને અંતરમાંજ સમાવી નમ્રતાનોજ પ્રયોગ ઉચિત ધારી જાણે પોતે કંઇ જાણતીજ ન હોય તેવા સ્વરૂપે સ્હેજ સ્મિત કરતાં જણાવવા લાગી.

પ્રાણેશ ! આજ આપની મતિ ભ્રમિત તો નથી બનીને ! આવા શબ્દો મ્હને કયા અપરાધે સંભળાવો છો તે કંઇ જણાવશો ? મ્હને લાગે છે કે પેલા સુંદરલાલેજ અહિં આવી આપના કાન ભંભેરી ભૂત કરી દીધા હશે. નહિ તો આવો અમર્યાદિત પ્રહાર મ્હારાપર ન થવા પામે. હું પ્રથમ હતી તેજ છું, અને તેજ રહીશ. માત્ર ફેરફાર તો આપનામાંજ પ્રવર્તિ રહ્યો છે. વારૂ, કહી શકશો કંઇ કે ત્હમે આટલા કયા મુદ્દાપર નાચો છો ? કે નબળો ધણી બૈરીપર શૂરો એ માંહેનો પ્રયોગ તો નથી આદર્યો ? પ્રિયનંદીની હવે ધીમે ધીમે વિશેષ પડતું બોલવા લાગી.

એ શબ્દો વિદ્યાચંદ્રના રોષમાં વધારો કરવા લાગ્યા. હૃદય સવિશેષ ઉછળવા લાગ્યું. જુસ્સાનો આવિર્ભાવ હવે તેનાથી દબાઇ શકાયો નહિ.

મુદ્દો ! વિદ્યાચંદ્ર ઘાટા અવાજે બોલ્યો. શાનો મુદ્દો માગે છે ? ત્હારી અપવિત્રતા મ્હારાજ મ્હોંએ ખુલ્લી કરાવવી છે ! તો સાંભળ, એ છોકરી શું કહે છે ? આમ કહી વિદ્યાચંદ્રે રાજબાને હાક મારી બોલાવી. રાજબા ધ્રુજતા શરીરે સમિપ આવી ઉભી રહી. ત્હેણે પ્રથમ

તો એજ નિશ્ચય કર્યો હતો કે મરતાં સુધી પણ એ વાત શેઠ શેઠાણીની રૂબરૂમાં ન જણાવવી. પરંતુ શેઠના ઉકળી ગએલા મિજાજથી તે ગભરાઇ ગઇ. અને શેઠાણી સમક્ષ હતું તેટલું સત્ય જણાવી દીધું. રાજબાના શબ્દો સાંભળતાં વિદ્યાચંદ્રના શરીરમાં રોમાંચ ઉભાં થઇ આવ્યાં. જ્યારે પ્રિયનંદીની છેકજ નિસ્તેજ બની ગઇ. હવે બચાવ કરવો સઘળો મિથ્યા જણાવા લાગ્યો. તથાપિ કુવામાં પડેલ જેમ ન્હાનાં ન્હાનાં મૂળીઆને બાઝે તેમ પ્રિયનંદીની ફાંફાં મારવા લાગી.

કોઇની શિખામણથી અગર તો કંઇ લાલચના યોગે એ જૂઠું ન બોલતી હોય તેની શી સાબીતી? આપ આવા વિદ્વાન થઇ આવા અપાત્રે કેમ વિશ્વાસ બાંધો છો, એ મ્હને આશ્ચર્ય થાય છે.

પ્રિયનંદીની! વિદ્યાચંદ્ર જોસભર બોલી ઉઠયો. આ વિદ્યાચંદ્રને આંધળો ન સમજજે–મૂર્ખ ન માનજે, કે એક નોકરના શબ્દોએ આટલું સાહસ વ્હોરી લીએ! ત્હારૂં દુષ્કૃત્ય મ્હેં મ્હારી નજરે નિહાળ્યું છે! એ અધમતાનો દેખાવ આ આંખથી તપાસ્યો છે! એ ઠાકોર સાથે ત્હારા શબ્દો કાનોકાન સાંભળ્યા છે! કહે, હજુ એ શબ્દો સાંભળવાની ઇચ્છા છે? કે, વધારે મુદ્દો જાણવાની અપેક્ષા છે? પ્રિયનંદીનીએ જાણ્યું કે હવે સઘળી બાજી હાથથી ચાલી ગઇ છે. કોઇપણ પ્રકારનો બચાવ કરવો એ સઘળો મિથ્યાજ છે. હવે બાઇ કલ્લે બોર પામવાની નથી. નરમ રહ્યે ભરમ જળવાવાનો નથી. શા માટે મ્હારે એના આટલા દબાણમાં દબાવું જોઇએ? હું ક્યાં એની પરણેતર છું કે આટલું સાંખી મૌન બેસી રહું? જે તાંતણો ત્રૂટયો તે ફરી સંધાવાનોજ નથી. હવે તો રૂવાબથી કામ લેવું એજ ઉચિત છે.

જાણ્યો, વિદ્યાચંદ્ર! ત્હમે જે મુદ્દો મેળવ્યો તે સાચોજ છે. પ્રિયનંદીનીએ હિંમત અને બેપરવાઇથી જણાવ્યું. એવા મુદ્દા સાંભળવાની મ્હને કંઇ જરૂર નથી, તેમ સંભળાવવાની ત્હમોને કંઇ અગત્ય નથી. હું મ્હારા મનની મુખતિઆર છું. મ્હારી વચ્ચે આવવાને ત્હમને શો અધિકાર છે? થોડીજ હું કંઈ ત્હમારી પરણેતર બૈરી છું? કે, ત્હમારાથી કોઇ પણ પ્રકારે દબાયેલી છું? દબાયેલા તો મ્હારાથી ત્હમે ગણાવ કે, આજ દી સુધી મ્હારાજ પૈસાપર તાગડધિન્ના કરી! ખબર નથી, કે, એક વસ્ત્ર પણ પહેરવા નહોતું! મુંબઇમાં ઉભા રહેવાનું ઠેકાણું સરખું પણ ન્હોતું? એનો મ્હારો ઉપકાર માનો કે એક ગ્રહસ્થ તરીકે

એ માણસોમાં ઓળખાવા લાગ્યા ! પાંચ માણસમાં પૂછાવા લાગ્યા ! આ સઘળો એશઆરામ, વસ્ત્ર આભૂષણ વિગેરે કોનો પ્રતાપ ? સઘળો પ્રિયનંદીનીનો જો દુઃખના વખતમાં આશ્રય આપનાર હું, અને તેના જ ઉપર આટલો અમર્યાદિત પ્રહાર ! સમજો, તો તો પગ ધોઇને પીવા જોઇએ ! બુદ્ધિમાન છતાં જડમતિ પેઠે ફાવે તેમ લવારો કરવામાં જ સમજ્યા છો કે, બીજું કંઇ છે ? એ તો હું જાતવાળી છું, એટલે ત્હમારો બોલેબોલ સહન કરી બેસી રહી છું, નહિ તો હું કાંઇ થોડીજ ત્હમારી ઓશીઆળી છું !

બસ કર, પ્રિયનંદીની ! હવે ત્હારા શબ્દો મ્હારાથી નથી સાંભળી શકાતા ! ત્હું જાતવાન ખાનદાન જે કંઇ કહે તે સઘળું સાચુંજ છે. જાતવાન થઇ જાત સિદ્ધ કરી આપી કે, ત્હું ઇચ્છાનુસાર પુરૂષપર પ્યાર કરનારી છે ! આજ એક, તો કાલ બીજો; એમ ઇચ્છા મુજબ રતિક્રીડા રમનારી છે ? ત્હેં કોઇને સંતોષ આપ્યો નથી, ત્હું કોઇથી સંતોષ પામીશ નહિ; એ મ્હારા ઉકળતા હૃદયનો આશિર્વાદ છે.

ત્હારા પૈસાપર કે વસ્ત્રાદિક વિષયપર મ્હને સ્પૃહા હતી જ નહિ અને થશે પણ નહિ. ત્હારા તરફથી લાભ મને એટલો થયો છે કે હું સદાને માટે આ જગતથી ટળી ગયો છું ! ત્હારા જેવી ચલિત હૃદયની રમણીઓના ક્ષુદ્ર સ્નેહમાં મ્હેં મ્હારો દિવ્ય સ્નેહ ભ્રષ્ટ કરી નાંખ્યો છે ! હું ઇચ્છું છું કે મ્હારા જેવી ઉતકૃષ્ટ દશા ઠાકોર અને ભવિષ્યના સઘળા પ્રેમાધિકારીઓની થાય ! પ્રિયનંદીની ! ત્હારા માટે મ્હને અનહદ પશ્ચાતાપ થાય છે, કે ત્હારી જ ઇચ્છાને અનુકૂળ નર પશુઓ તો ત્હારા કૃત્રિમ હાવભાવમાં મોહીત બની ખૂવાર થાય એ સંભવિત છે. પણ, મ્હારા જેવો પરસ્ત્રીઓપર દ્રષ્ટિ પણ ન કરનારો ત્હારી કૃત્રિમતાને સત્ય સમજી, ઇષ્ટાનિષ્ટના પરિણામને ન વિચારી ત્હારા ચરણમાં શિર ઝુકાવી રહ્યો ! પરંતુ એ પશ્ચાતાપ હવે કરવો વૃથા છે. જગતની માયારૂપ મોહીનીમાં મોહ પામી પુરૂષ લપટાય એ સ્વાભાવિક છે.

ત્હેં ત્હારૂં સ્વરૂપ આબેહુબ પ્રવર્તાવ્યું છે ! અગ્નિ સમક્ષ કરેલી પ્રતિજ્ઞા પરિપૂર્ણ પાળી છે ! આપણુ બન્નેની પ્રતિજ્ઞા હતી, કે આપણે જૂદાં ત્યારે પડીશું કે જ્યારે જીવ આ દેહને સદાને માટે તજી ગયો હશે. પ્રિયનંદીની હું મ્હારી પ્રતિજ્ઞા પાળીશ ! અલ્પ સમયમાં જ આ

પાપી જીવનો અંત આણીશ ! પરંતુ મરતી વેળા જગતને સંભળાવીશ કે મ્હારી પ્રાણવલ્લભાએ પોતાના રતિ સુખની અતૃપ્તિએ મ્હને અમૃતમાં ઝેર પાયું છે ! અહર્નીશ અમૃત સમજી અધરપાનમાં મ્હેં ઝેર પીધું છે. **मधुतिष्ठति जिव्हाग्रे हृदये तु हलाहलम्** એ દ્રષ્ટાંત મ્હારા સંબંધમાં અક્ષરેઅક્ષર સત્ય નિવડ્યું છે. ન જાણી શકાય તેવો અમૃતમાં ઝેરને વાસ મ્હેં પ્રત્યક્ષ પ્રમાણ્યો છે ! માત્ર શબ્દમાં જ મધુરતા રાખી હળાહળ ઝેર પાનારી પાપીણી ! ત્હારૂં ઝેરી સ્વરૂપ જોવા હવે હું જરાએ ખુશી નથી. ત્હને, ત્હારા ધનમાલને અને ત્હારા વસ્ત્રાભૂષણને આજથી મ્હારા છેલ્લા પ્રણામ છે ! જો આ પ્રથમથી જ તૈયાર કરી રાખેલ કંથાને પ્રેમથી અંગિકાર કરૂં છું; જે મરણપર્યંત મ્હને મૂકવાની નથી ! એ પવિત્ર કંથા સાથે આ અપવિત્ર દેહનું પવિત્ર ભાગિરથીને સમર્પણ કરીશ ! આમ કહી વિદ્યાચંદ્ર પહેરેલા વસ્ત્રાભૂષણો કાઢી કંથા પહેરવા લાગ્યો.

પ્રિયનંદીની અત્યાર સુધી વિદ્યાચંદ્રના શબ્દને માત્ર શબ્દ સ્વરૂપમાં જ માની રહી હતી, તે શબ્દની સત્યતા પ્રગટ થતાં સાવ દિગ્મુઢ જેવી બની જવા લાગી. વિના કારણે અનુકુળ પતિના પરિત્યાગથી થયેલો પોતાનો અપરાધ, પતિને ભગવાં વસ્ત્રમાં નિહાળી અત્યંત સાલવા લાગ્યો.

વાંચનાર ! અનુભવથી એટલું જાણી શકાશે કે, ક્રોધના આવેશમાં થયેલા કૃત્યનો ભવિષ્યમાં પશ્ચાતાપ જ થાય છે. પ્રિયનંદીનીની કલ્પનામાં પણ ન હતું કે મ્હારૂં અલ્પકાળનું દુષ્કૃત્ય આવા પ્રચંડ અસાધ્ય સ્વરૂપમાં પ્રગટી નીકળશે. પરંતુ ભાવિની બલિષ્ટતા કોણુ માપી શકે છે ? પ્રિયનંદીનીને ભાવિએ ભૂલાવી વિદ્યાચંદ્ર જેવા વિદ્વાન પતિનો વિના કારણે પરિત્યાગ કરાવ્યો ! પ્રિયનંદીનીને પાછળ મતિએ બહુજ પશ્ચાતાપ થવા લાગ્યો. સુશોભિત વસ્ત્ર વડે દેદીપ્યમાન દેખાતા પ્રિયતમને આવાં ભગવાં વસ્ત્ર પહેરતો જોઇ નિષ્ઠુર હૃદયની બન્યા છતાં પ્રિયનંદીનીથી તે જોઇ શકાયું નહિ. જેથી અપરાધની ક્ષમા યાચતી એ વસ્ત્રને દૂર ફેંકી દેવા પતિને વિનવવા લાગી. પરંતુ વિદ્યાચંદ્રે ત્હેની લેશ પણ દરકાર ન કરતાં સ્હામી દષ્ટિ પણ ન કરી. પ્રિયનંદીની રડતી કકળતી પોતાનાજ હાથથી એ કંથા ઉતારવા પ્રયત્ન કરવા લાગી.

દૂર રહે! વિદ્યાચંદ્રે જરા પાછળ ખસી જણાવ્યું. ત્હારા અપવિત્ર શરીરના સ્પર્શને હું હવે લાયક નથી. જા, ઠાકોર સાથે મન માન્યું તો અખંડ આનંદ ભોગવ ! એ મ્હારો આશિર્વાદ છે. આમ કહી વિદ્યાચંદ્ર પ્રિયનંદીના હાથને તરછોડી એજ વખતે અદૃષ્ય થઇ ગયો. અસહ્ય પરિતાપથી પીડાઇ રહેલી પ્રિયનંદીની પતિના હાથના ઝટકાથી બેભાન બની પૃથ્વી પર પછડાઇ પડી. પછડાટનો અવાજ સાંભળતાંજ રાજબા એક પુરૂષ સાથે પ્રિયનંદીની પાસે આવી. પુરૂષ, પ્રિયનંદીનીનું માથું પોતાના ખોળામાં મૂકી ત્હેને જાગૃત કરવાના ઉપચારો કરવા લાગ્યો. કેટલાક વખત પછી પ્રિયનંદીની જાગૃત થઇ–ઉઠી બેઠી થઇ. પાસે બેઠેલા પુરૂષને નિહાળી આશ્ચર્યમાં પડી–બોલી ઉઠી.

ઓહો! ઠાકોર ત્હમે અહિં ક્યાંથી ?

સુંદરી ગભરાવ નહિ; સ્વસ્થ થાવ ! હું વેળાસર જ આવી પહોંચ્યો છું. આપણે એ ઉપકાર સઘળો રાજબાને માનવાનો છે. ત્હમારા પતિ સાથે થતા કલેશના સમાચાર રાજબાએ તુર્તજ મ્હને પહોંચાડયા. પછી તો હું એક ક્ષણપણ કેમ નિશ્ચિંત બેસી શકું ? એજ વખતે રાજબા સાથે આ પાસેના ઓરડામાં આવી છૂપાયો. સાથે હથીઆર પણ લેતો આવ્યો હતો કે, કદાચ વાત વધી પડતાં ઉપયોગમાં લઇ શકાય. પર્ણુ ત્યાં તો એ માત્ર બકબકાટ કરી એનીમેળે ચાલ્યો ગયો. હવે ત્હમે બિલકુલ નિશ્ચિંત છો. ઠાકોરે દિલાસો આપતાં જણાવ્યું.

વિદ્યાચંદ્રના ગયાના સમાચાર સાંભળી પ્રિયનંદીની પુનઃ પશ્ચાત્તાપની ઝાળમાં બળવા લાગી. પરંતુ તે વ્યક્ત કરવાનો આ સમય ન્હોતો. કારણ કે, 'એ પાપ ખસે તો સારૂં.' એ શબ્દો પોતે ઠાકોર પાસે બોલી ચૂકી હતી. એટલે હવે તો માત્ર ઠાકોરને રાજી રાખવા સિવાયનો બધો પ્રયાસ વ્યર્થ જ હતો. તેથી ઠાકોર ન જાણી શકે તેમ આક્રંદને અંતરમાં જ સમાવી, યોગ્ય વખતે આવી પહોંચ્યા બદલ ઠાકોરનો ઉપકાર માનવા લાગી.

વિદ્યાચંદ્રનો ભય હતો, તે તો એકાએક ટળી જતાં છૂટથી ત્હેની સાથે વાતોએ વળગી.

વાંચનાર એ સાથે હવે આપણે વિશેશ સંબંધ ન હોવાથી ત્હેમને ત્યાં જ રાખી આપણે આપણી નવલકથાના નાયક વિદ્યાચંદ્ર પાછળ પ્રયાણ કરીશું.

---

# પ્રકરણ ૧૮ મું.

---

## પ્રેમનો પશ્ચાતાપ.

ગઝલ (હરિગીત).

ભટકતો પ્રેમમાં પ્રતિદિન અહર્નિશ પ્રેમ રટ રટતો,
પ્રિયાના પ્રેમ પિયુષમાં હમેશા મસ્ત થઇ ફરતો.
નહોતો અન્ય એ સમયે મગજમાં ખ્યાલ કંઇ સ્ફુરતો,
પળેપળ પ્રેમ દેવીમાં ઉંડો ઉંડો ઉતરતો' તો.
અનુભવતો અહા એવે અકથનિય રંગ હું એમાં,
સમજતો એજ છે અમૃત, ને છે સ્વર્ગ પણ એમાં.
લખ્યું છે છો ભલે વેદાંતને પુરાણ ના પોથે,
બહુ છે સ્વર્ગ અહિંથી દૂર નહિ અહિ તે મળે શોધ્યે.
મ્હને તો એ બધું બકવા સમું વેદાંતિનું ભાસે,
મળ્યું રહેજે મુને અપ્રાપ્ય જે કંઇ અન્યને ભાસે.
પછી તો કાંઇએ એમાં મણા શાની રહે બાકી,
હમેશા અવનવા રંગે ઉમંગે હું રહું રાચી.
સમજતો શક્તિ હું એને અને ભક્તિ કરૂં પ્રેમે,
પૂજું ઉંડા ઉમળકાથી પ્રમાણી પ્રેમ દેવીએ.
હતી દ્રઢ ભાવના પહેલાં ન થઇ કોની ન થાનારી,
હવાઈ પુષ્પ પેઠે એ ઉડી ગઇ ભાવના મ્હારી.
સમજતો ઝેર હું જેને પુનઃ અમૃત ગણી એને,
પીવાયું તેટલું પીધું સદા અતૃપ્ત હું રહીને.
ગયા વીતિ ઘણાએ દિન ને કંઇ માસ પણ વીત્યા,
તથાપિ ના ધરાયો હું જરાએ એ સુધા પીતાં.
સમજતો એ સમે ઉરમાં અખંડિત સુખ આ મ્હારૂં,
રહેશે આ વિધે વહેતું હમેશાં જે મ્હને પ્યારૂં.
તથાપિ ભૂલ એ મ્હારી જણાઇ અલ્પ વેળામાં,
ફર્યો કુદરત તણો એ કાયદો આ જોત જોતામાં.
અને નિશ્ચય થયો ઉરમાં નહોતું એ સુધા પીધું,
પરંતુ હાય અમૃતમાં હળાહળ ઝેર મ્હેં પીધું.

હરિગીત.

ધરે જો નારમાં વિશ્વાસ એ છે સાપ્ત નાદાની,
જગતમાં નારને તલ્વાર સહુએ બેવફા માની.
નિહાળે બાહુમાં બળ ત્યાં સૂધી સાથે વસે છે તે,
ગઇ પરહસ્ત તો સંહારવા સામી ધસે છે તે.

સ્ત્રીઓ પુરૂષને ચાહનારી નથી, પરંતુ પુરૂષત્વને ચાહનારી છે; બીજા પુરૂષમાં પુરૂષત્વની અધિકતા નિહાળતાં પોતાના પુરૂષને એક પળ માત્રમાં તજી દેનારી છે, આંતરિક પ્રેમ દર્શાવતી છતાં ઉપરથી જ ચાહનારી છે; એ અનેકવાર વાંચેલું સાંભળેલું છતાં, મ્હેં મ્હારી જડ મતિએ તે સત્ય સ્નેહમાં માની લીધું. જેનો આજ પૂરેપૂરો અનુભવ થયો કે સ્ત્રી કોઇ પણ પ્રકારે વિશ્વાસ કરવા યોગ્ય નથી. પ્રેમ કરવા યોગ્ય નથી, સ્વતંત્રતા આપવા યોગ્ય નથી, વિશ્વાસ, પ્રેમ અને સ્વતંત્રતાનો એ પાત્રમાં સદા દુરૂપયોગ જ થવાનો છે, એ મ્હને આજ અનુભવથી જણાઇ આવ્યું છે. ત્હેના રૂપ રંગમાં મોહિત થનારને પતંગ પેઠે બળી મરવાનું જ સર્જાયેલું છે. મ્હારી પેઠે આમ સર્વ ત્યાગી સાધુ થવા જ નિર્ધારેલું છે. હું રંકની એ દુષ્ટાએ કેવી અવદશા કરી દીધી છે! હવે ક્યાં જાઉં! મ્હારે માટે પગ મૂકવા જેટલું ઠેકાણું પણ રહેવા પામ્યું નથી. આ દુર્ભાગ્ય શરીરને કોઇ સંઘરનાર રહ્યું નથી. શું, પવિત્ર ભાગિરથી! ત્હું પણ મ્હારા અપવિત્ર દેહને આશ્રય નહિ આપીશ? હજારો પાતકીઓના પાપ ધોનારી અંબા! મ્હારા પાપને નહિ નિવારી શકીશ?

વાંચનાર! આ પશ્ચાતાપ કરતા પુરૂષને ઓળખ્યો તો હશે. પ્રિય નંદીનીનો પરિત્યાગ કરી ચાલી નીકળેલો આપણી નવલકથાનો નાયક આ વિદ્યાચંદ્ર જ છે. પવિત્ર ગંગામાં પાપના પ્રાયાશ્ચિત નિમિત્તે આક્રંદ કરતો તે અહિં પ્રાણાર્પણ કરવાની તૈયારી કરી રહ્યો છે.

પ્રિય વાંચાર! આપણને ત્હેના કેટલાક એક સમયના પરિચયથી ખરેખર દયા ઉપજે છે, પરંતુ લાચાર છીએ કે, આપણે ત્હેને કોઇ પણ પ્રકારની મદદ આપી શકતા નથી. તેમજ ત્હેના નેત્રમાંથી પડતા અશ્રુપ્રવાહને જરાપણ ખાળી શકતા નથી. માત્ર તટસ્થ ઉભા રહી જોવા સિવાય કંઇ પણ કરવા આપણે સર્વથા અશક્ત છીએ.

શું, અંબા! કંઇ પણ જવાબ નહિ આપીશ! પુત્રને સંઘરવા ત્હું

માતા પણ નિષ્ઠુર હૃદયની બની જઈશ! હા! સમજ્યો! ત્હારો પુત્ર મહા પાતકી છે! છતાં, કોઈ પણ વસ્તુના અભાવે પુત્રને માતાનું આશ્રય સ્થાન લેવાનો હક છે! માતા! ત્હું આશ્રય આપ, કે ન આપ તો પણ હું તો ત્હારામાં જ મ્હારો ઉદ્ધાર સમજી અંબા! ત્હારા શરણમાં આવું છું. આવા ઉદ્‌ગાર કાઢતાં વિદ્યાચંદ્રે પવિત્ર વહેતી ગંગામાં પડતું મેલ્યું.

વાંચનાર! એક પ્રેમી પુરૂષનો આ પ્રમાણે પ્રાણાંત જોતાં આપણે આપણી નવલ કથાને હવે અત્રે જ સમાપ્ત કરી શું. પરંતુ તે દરમિઆન પ્રિયનંદીનીનું થોડું અવલોકન કરીશું તો તે યોગ્ય નહિ ગણાય.

---

## ઉપસંહાર.

વાંચનારને જણાવવાની જરૂર નહિ રહેશે કે તાજી પ્રીત થોડો વખત તો સાક્ષાત ઇશ્વરથી પણ અધિક આનંદ આપનારી નિવડે છે, તેમ પ્રિયનંદીની અને ઠાકોરનો પ્રેમ પરસ્પર થોડો વખત તો બહુ જ આનંદદાયી નિવડયો. પરંતુ એ સ્વાર્થિ પ્રેમ હતો. એક બીજાના રૂપ રંગપર ઉદ્દભવેલો પ્રેમ હતો. એટલે તે બહુ વખત ટકી શકયો નહિ. કારણ કે પ્રિયનંદીની ઠાકોરના ઘરમાં આવ્યા પછી માત્ર પંદર કે વીશ દિવસના ટુંટા સમયમાંજ ઠાકોર તાવની બીમારીમાં પટકાઇ પડયો. શિથિલ બનેલા ઠાકોર પર પ્રિયનંદીનીનો પ્રેમ ઉતરી જવા પામે એ તો વાચક રહેજે જ જાણી શકશે. ઠાકોરની નિર્બળતાનો લાભ હૃષ્ટ પુષ્ટ શરીરના રાયસિંહને પ્રાપ્ત થયો. પ્રિયનંદીની ત્હેના પર આશક પડી. એટલે રાયસિંહની રખાયત રાજબાને પાણીચું મળ્યું. રાયસિંહ અને પ્રિયનંદીનીનો દુર્વ્યવ્હાર થોડો વખત ગુપ્ત પણે ચાલ્યો. પરંતુ પ્રિયનંદીનીના કાર્યક્રમથી ઠાકોરને થોડા જ વખતમાં પ્રિયનંદીનીનું દુષ્કૃત્ય નજરમાં આવ્યું. રાયસિંહ પર ત્હેને અનહદ ક્રોધ વ્યાપ્યો. પરંતુ ત્હેને ત્હેના કર્મની સજા કરવાને પોતાના શિથિલત્વને લીધે ઠાકોર સાવ અશક્ત હતો. એટલે લાચારીએ ધિક્કાર સાથે ત્હેને પોતાની દ્રષ્ટિથી દૂર કરી દાધો. આટલું કરવા છતાં પણ પ્રિયનંદીનીને શિક્ષા આપવામાં તે અતૃપ્ત જ રહ્યો. આવી દુષ્ટ સ્ત્રીને આ દુનિઆમાંથી દૂર કરવાની જ ત્હેની ઇચ્છા થઇ. અને એક વખતે ત્હેને ભરમાં

ભૂલાવી પોતાના અંગિત માણસો દ્વારા પાપીણી પ્રિયનંદીનીને ગંગાના ઉંડા પાણીમાં ડુબાવી દીધી.

આમ અધમ પાત્રોના અધમ કર્મનું પરિણામ પોત પોતાને ભોગવવું પડયું.

વાંચનાર ! આતો એક કલ્પીત નવલ કથા છે. તથાપિ આવા બનાવ આ દુનિઆમાં નથી બનતા એમ માની લેવાનું નથી. અર્થાત બન્યા જ કરે છે. તેમાંથી ત્હારા બચાવ નિમિત્તે ત્હને જે પાત્રનું અનુકરણ કરવું યોગ્ય જણાય તે કરીશ. તો અવશ્ય આવા દુઃખ વાદળથી ઘેરાતો બચીશ.

છેવટે વાચક વર્ગને આવા મહાન પરિતાપથી બચાવવા માટે પરમ પ્રભુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરી હું ત્હારી રજા લઇશ. ઇશ્વર કૃપા હશે તો ફરી પ્રસંગ પ્રાપ્ત થયે મળીશું.

